# ગુલી ગરીબ

અથવા

## દીકરા તે દોલત—કેળવે તે ભોગવે.

એક વાર્તા.

(ભાગ ૨—સફે ૧૧૩ થી ૨૪૦ સુધી.)

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી.



મુંબઈ,
ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીછે.

સને ૧૮૯૦ ઈસવી.
કીંમત ૮ આના

## પ્રકરણ ૩૨ મું.

## "ગોસ્ત નહી ખપે."

બેહસ્તી ગાંધી જીનતગુજીન થયો તે દહાડે ગરીબ પડોશી ફકીરાએ મનચેરજી મોટાભાઇ વકીલને ત્યાં ખામખા ખબર કેહવડાવી તે એટલા માટે કે તેઓને "ગોસ્ત નહી ખપે"

એટલે કે તેઓને ગાંધી સાથ અતલગની, લોહીની સગાઇ હતી; અને પારસીઓની રીત પ્રમાણે એવાં સ્નેહીઓમાં મોત થાય તો ત્રણ દહાડા સુધી જાનવરી ખાનું ખપતું નથી. જો તેઓથી અજાણપણામાં ગોસ્ત ખવાઈ જાયછે તો તેઓ ઘણાં કકળે છે, પણ ગાંધીના ગુજરવાથી એ "ગુનાહ" નો ભાર પોતાને માથે નહી રાખવા સારૂ ફકીરાએ ઉપલી સાહુચેતી વાપરી હતી.

એટલી બધી સગાઈ છતાં મનચેરજીના અને ગાંધીના કુટુંબ વચે વેહવાર શો હતો? કાંઈજ નહી. ગાંધીને "બેસવા આવેલી" મેહરબાઈ પાછી ફરતી વેળા ગુલી ગરીબ વિષે કાંઈ સારો વિચાર લઇને ગઈ નહી.

આગળ, ગુલી મેહેરબાઇને મળવા આવી હતી ત્યારે તે બિચારી ગરીબડીને માતબર મેહેરબાઈએ હીણી તે માત્ર બીહીકને લીધે હીણી હતી. મેહરબાઈ ગાંધીના મામાનો વારસો "ચાંપી ગઇ" તે રખે ગુલી જાણતી હોય તેની ફિકરને લીધે મેહરબાઇએ ગુલીને કોઠું નહી આપ્યું હતું. પણ આજે ગાંધીને "પાંથરણે"થી તો મેહરબાઈ ગુલીને ખરેખરા ધિક્કારથી હીણતી પાછી ફરી. ગુલીએ મેહરબાઇને તેના ભપકા અને દમામ છતાં, તેનાં ઘરેણાં ગાંઠાં અને ગાડી ઘોડા છતાં કશું કોઠું આપ્યું નહી, તેથી તેનો ક્રોધ હદ વગરનો ઉશકેરાઈ રહેલો હતો.

મેહરીએ ગુલીને "કોઠું નહી આપેલું" તે જાણેકે મેહરીનો તો "હક" હતો, પણ ગુલીએ તેને થંડો આવકાર આપ્યો તે ગુલીનો મોયા ગુનાહ ઠર્યો. ગાંધીના રવાનના ખર્ચને માટે ગુલીએ મેહરીની પૈસાની મદદ ના પાડી તે પણ તેને મનથી અપમાન ઠર્યું હતું. માટે ગાંધીને "બેસીને" પોતાને ઘેર જઈ પુગી તેટલામાં મેહરબાઇએ પોતાની ગાડીમાંજ નકી કીધું હતું કે આ "દુકતી" તો કોઈ "મિજાજની કુત્રી" હતી.

"રાંન મિજાજની મરેલી, રાંન મગજની ચરેલી, રાન ભેજાંની ફાટેલી" મેહરબાઇ મનચેરજી આગળ ગુલી વિષેનો પોતાનો અનુભવ કેહવા લાગી. "રાંને મને જરાક આવો કે જાવો નહી કીધું, રાંને મને પોતાની પાસે બોલાવી નહી કે મારી પાસે રાંન જરા આવીને બેઠી નહી. આવો અમેતો તમેતો વર મરી ગયો ને રાંન તો ઠીકરાં થાંભલાની પેરે બેસી રહી."

"તે બેસી નહી રેહે તો શું કરે વારૂ, મેહરી?" મનચેરશાહે પોતાની બાયડીને ગુલીની તરફથી બે બોલ કહ્યા.

"ઓવાય! શું કરે? રાંન પાહાડ જેવું મોત ને તેને પથરાને ઠેકાણે ગણ્યું! રાંને પોતાના વર જેવા વરપર કાંઈ ખર્ચ નહી કીધો! પાયદસ્તે મોબેદની એકથી બીજી જોડ નહી મોકલી! બિચારાં રૂવાનને ઢેકાંની કાની કાહડી નાખ્યું! ને હું જેવી આબરૂ આપવા ગઇ તો રાંને મને જરા આબરૂની નહી આપી!"

"તો એમ કેહની, મેહરી, કે તુંને આવકાર નહી દીધો તેનું એ બધું દુઃખ છે?" મનચેરશાહે ટકોર કીધી.

"દુઃખ? રાંનનો ટોટો પીસું. રાંન રીબાજરડી ને પીજારડી, એ કોણ મને હીણ-

નારી? હું ક્યારે ઉઠું ક્યારે ઉઠું તેની ક્યાર ક્યારમાં પડી. રાંન કોણ તારે ઘેર આવવા બેસી રહ્યુંતું? મારા માય જણ્યા ભાઈ જેવા ભાઇને મોહડે પડવા હું ગઈ તો તેમાંખી રાંન દદાને એટલી અદેખાઈ લાગી?"

"તે બિચારી પોતાનાં દુઃખમાં પડેલી તે તુંને શું કેહ વારૂ?" હજી મનચેરશાહે ગુલીની પક્ષ તાણ્યા કીધી. "મેહરી, તારો વર મરી ગયો હોતે અને ગુલી તારે ત્યાં બેસવા આવી હોતે તો તું તેની તરફ જોતે પણ નહી."

"ઓવારૂં! ઓવારૂં રે રાંનને મારા ઘેરપરથી!" મેહરબાઇ ઘણાક ઢોંગ અને ચાળા કરતી બોલી "જાબા સામીસાંજે તમે શું અવડ વાણી બોલોછ?" અને પછી મેહરીએ પાછી "ગોસ્ત નહી ખપે" એવી પોતાની સગીની રાવ ચાલુ કીધી. "રાંને હું ગઇ ત્યારે બસ જરા ડાકું હલાવ્યું, હું પાછી આવી ત્યારે 'માય હું જાઉંછ' કરીને બોલાવા છતાં રાંને બસ ડાકુંજ હલાવ્યું. તમે માનશો, મનચેરશાહ? મારે તો બરા બરડેજ પાણી ઉતર્યું. મરેરે! રાંન તું કોણ? હું કોણ? મારી પદવી શું? તારો દરજ્જો શું? રાંન તું એક અંધોઆરડી, રાંન ભરૂચન, તારે ત્યાં હું ચાલી ચલાવીને ગઈ, તો રાંન જરા તો આબરૂ આપ. બસ, નહી અમરડા કે નહી ઉમરડા. રાંન ચવડીબી નહી કે વવડીબી નહી."

"એમાં હું તેનો વાંક નહી જોતો, મેહરી." મનચેરશાહે ચુકાદો આપ્યો. "તું તેને માન આપવા ગઇતી, તું કાંઈ ત્યાં માન લેવા નહી ગઇતી. તે પોતાનાં દુઃખમાં રડતી તુને શું માન આપે?"

"અરે ધરેરે એ રડતી ને કુટતી!" મેહરબાઇ પોતાની પીઠ પાછળ આંગળાંના કટકા ફોડીને બોલી. "રાંનની આંખમાં એક આંસુનું ટીપું તો કહો? મારો પાહાડ જેવો ભાઈ મરી ગયો તો બિચારાનું કોઈ રડનાર કે કુટનાર નહી મળે? અરે બળેરે એ મોત!"

આમ બોલતાં તો મેહરબાઇ બીજાં બુઢાં બૈરાંઓ પેરે ડુસકો તાણીને રડી પડી, પણ તે જોઇને મનચેરશાહ, જે તેના ઢોંગ જાણતો હતો તે સામો હસવા લાગ્યો.

"મેહરી, તુને તારા સગાનું એટલું બધું લાગેછ ત્યારે તેં કાં નહી કુટ્યું? તું તો લોકોને પાથરણે કુટવામાં હોશ્યાર ગણાયછ, તો બિચારા ગાંધીને પાથરણે તું કાં મુગી બેસી રહી?"

"પણ મુવું કોઇ બીજું કુટે તો હું કુટું કે? મુવું કોઇ કુટવાનું માંડી આપે તો પછી ચાલે કે? અંહી તો મુવું કોઈ સસરવું નહી કે વસરવું નહી, ત્યાં હું શું કરૂં? આપણે શું જાણીએ? કોઇને ઘેરનો ધારો કેવો હોય ને કેવો નહી. એ તો રાંન કોઈ સુધારાવાળી નીકળી, તેને ત્યાં કાંઈ રડાય ને કુટાય? રાંન ગામડાંમાં પાણી ભરતી ભરતી મરતે તે રાંન અંહી સુધારાવાળી થઈ આવી!"

"બસ તું તેની ને તેનીજ નિંદા કરયા કરવાની કે, મેહરી?" મનચેરજી હવે જરા કંટાળ્યા. "તારાજ કેહવા ઉપરથી હું ધારૂંછ કે એ તારા કરતાં વધારે સમજુ ને શાણી બૈરી હોવી જોઇયે."

"હં! ત્યારે તો તેની સાથે નાત્રું કરો!" મેહરીએ ચીહીરડાઈને પોતાના માટીને તાબડતોબ ગાળ ચોહડી કાહડી. મેહરી એક પણ તીખો શબ્દ સાંખી શકે નહી.

"તારા બાપદાદાની રીત પ્રમાણે ગાળાગાળીની બોહણી પર આવી કે?" મનચેરજીએ પોતાની બાયડીની સાકીબાકી કાહડી. "મુગી મર, રાંન બાજંદી, મુગી મર! જો કાંઈ વધારે બોલીછ તો એકજ સલાપ ખેંચી કાહડીને મોહડું ફેરવી નાખીશ."

મનચેરજીની આ ધમકી ખાલી નહી હતી. તેવણ જેમ કેહતા તેમ ચાલતા હતા અને તેવણની એ હાથ ચાલાકીનો તેવણની બાયડીને અછો અનુભવ હતો.

"બસ થઈ ચુક્યું. હું જરા હસવામાં

બોલી એટલે તમારો પાજી સ્વભાવ તમે દેખાડયો." મેહરીએ પોતાના ભર્તારની ભપકીથી દબાઇ જઈને નરમાશથી શિખામણ દેવાની કોશેશ કીધી. "તમારો દાઢાબલીયો સ્વભાવ બજેરે!"

"તું મુગી મરેછ કે નહી?" મનચેરજીનો મિજાજ હજી નરમ પડયો નહી હતો. "રાંન ચંડાલ, તુંને તારા સગાનું એકાએક કેમ લાગી આવ્યું? તેને જીવતાં જીવત તો જરા યાદ નહી કીધો, ને તેના મુવા પછી તેને રડવા શાની બેઠી?"

"તો વાય નહી રડું? મુવું રડવું તે નહી આવે? મારા ભાઈ જેવા ભાઈનું મુવે મને નહી લાગે તો પેલી રાંન ભરૂચી અંધયારડીને લાગે?"

"ઓ હો હો! તારા સગાનું તુને એટલું બધું લાગેછ તો તેના પૈસા કાં ચાપી ગઈ? તેના પૈસા લઇ બેઠીછ તે આપી દે."

"હું ચાંપી ગઈ? તે પૈસા તો તમારી પાસે હતા અને તમેજ ખરચી ખાધા. મામાના છેલા વશિહતનામાનું કાગળ તમેજ મારી પાસેથી લઇને ઊંચું કીધું."

"તે તો જ્યારે તે વસિહતનામાનો વારસો તેં ગાંધીને આપવા નહી દીધો અને જ્યારે તે પૈસા ઉડી ગયા ત્યારે આ કાગળ કોઈ દહાડે આપણી વિરૂધ નહી જાય માટે તે પુરાવો લઇને મેં તેનો નાશ કીધો."

"વારૂ, પણ ત્યારે ગાંધીના તે પૈસા ખાઇ જવામાં તમે પણ સામેલ થઇ હવે મને એકલીને શાના ગળે પડોછ?"

"હું ગળે પડતો નથી, મેહરી. પણ તું તારા સગાપર એટલી સતી થવા જાયછ ત્યારે એ સગાપર તારૂં હેત કેવું હતું તેની મેં તુને માત્ર યાદ આપીછ."

મનચેરજી મોટાભાઈ આ એક સિવાએ બીજી બધી બાબતમાં પોતાની બાયડીની ચાલ ધિક્કારતા હતા. પોતાની એ અસલી ઢબની, જુના વિચારની, બોલકણી, વહડકણી વંત્રી જેવી બાયડીની ભૂલ અને ખોડ મનચેરજી સઘળી તેના મોહડાપર કહી આપતા હતા. પણ એક વાતમાં એ વરવહુ બંને એકમત હતાં—તે ગાંધીના પૈસા ખાઈ જવાની વાત હતી. એ વિષે તેઓ વચ્ચે ટંટો નહી હતો. એ વાત તો ઓર તેઓ વચ્ચે સુલેહ કરાવનારી હતી.

ઉપલી વાતચીતમાં સહવારના નાસતાનો અને શેઠને આફીસમાં તથા છોકરાઓને સ્કુલમાં જવાનો વખત થઈ ગયો, માટે ચાકરે આવીને જેવી નાસતાની ખબર આપી તેવાંજ મનચેરજી અને મેહરબાઇ, જે પોતાના ઓરડામાં ઉપલા સુદર પ્રેમસંવાદે બેઠેલાં હતાં, તે ત્યાંથી જમવાના દિવાનખાનામાં ગયાં.

નાસતા ઉપર છોકરાંઓ આગમનજથીજ હાથ મારવા પડી ગયલાં હતાં. તેઓનાં માબાપ આવે તેટલાં થોભવાની પણ તેમને અગત્ય જણાઇ નહી. જ્યારે મનચેરજીએં તેમના એ અવિવેક વિષે ઠપકો આપ્યો ત્યારે ભીખો અને વીકો બંને છોકરાઓ માબાપની સામા થયા.

"અમે શું જાણીએ કે તમે નાસતો લેવાના છો?"—"તમે તો હમેશ કામમાં ને કામમાં, તે શું તમારે લીધે અમેબી ભોટી થયા કરીએ કે?"—"અમારી સ્કુલનો વખત થઈ ગયો, તો અમે તમારે વાસતે થોભીએ તો સ્કુલમાં કયારે જઇએ?" એ અને એવાજ બીજા તડ તડ જવાબો આપીને છોકરાઓ જમતા થયા.

પ્રિય વાંચનાર, ગાંધીના દીકરા દીકરીઓના મીઠાશ અને નરમાશ, પ્યાર અને સંપ સાથ આ "મોટ શેરના" દીકરાઓની કેળવણી અને સલુકાઇનું ચિત્ર સરખાવી જુવો! અને તોપણ આજના વખતની કેળવણી અને સુધારાને વગોવનાર, સુધારાવાલા ઉપર છોકરાઓને બિગાડવાનો બદ્દો મેળનાર એજ મનચેરજી હતા!

પણ હજી નાસતા ઉપર વડો દીકરો અદુ તો જમવા આવ્યો નહી હતો. મનચેરજી શેઠના દીકરાઓ ભીખાજી, વીકાજી અને અરદેશર હતા. છેલા બે દીકરાઓ હોવાઇ નવાઇના હતા, તેમને કોઇની નજર નહી લાગે માટે મેહેરબાઇએ તેમનાં નામ ખામખા હલકાં રાખેલાં હતાં; અને તેથી એકનું નામ ભીખાજી તથા બીજાનું નામ વીકાજી હતું. પેહલા છોકરાનું પ્રથમથીજ સારૂં ઇરાની નામ રખાવ્યું હતું અને તે અરદેશર હતું. પણ એ નામો વળી લાડથી ટુકમાં બોલાવતાં તે ભીખો, વીકો અને અરદેશરનો અદુ થઇ ગયા હતો. એ આ મોટા શેઠના દીકરાઓને માન સાથે બોલાવવાની રીતી હતી.

બાપની તલાશને જવાબ મળ્યો કે નાસતાનો વખત થઈ જવા છતાં "અદુ" પોતાનો "ડ્રેસ" કરવામાં રોકાયલો હતો. તેનો ભપકો હજી ખલાસ થયો નહી હતો.

અડધું ખવાઈ રહ્યા પછી અદુ ભપકામાં ને ભપકામાં ખાના ઉપર આવી બિરાજ્યો. તે અડધા પારસી, અડધા ઈંગ્રેજી પોશાકમાં વાંદર નકલ કરી આવ્યો હતો. તેના મોહડાં ઉપર પાઉડર ચોપડેલો હતો, આંખે આઇગ્લાસ હતો, ગળામાં રેશમી કૉલર હતો, છાતી આગળથી તેનો ડગલો ઉઘાડો હતો, અને તેના પગમાં રોગાનના બુટ સાથ તે ચરરર ચરરર અવાજ કરતો આવી બેઠો તવારે ખુરસી ખસેડી, ટેબલને આંચકો માર્યો, એકાદ બે ગ્લાસ ઉંધાં વાળ્યાં અને એવીજ બીજી ધરપચ વગર તે ખાના ઉપર બિરાજમાન થયો નહી.

"કેમ કાંઈ મુરઘી ગેસ્ત નહી મળે?" અદુ પોતાની આંખમાં આઇગ્લાસ ચહડાવી પોતાની આસપાસ નજર ફેરવતો પોતાના બબરચીને પુછવા લાગ્યો. "એ આજે શું ખાવાનું? મોળું ધાન દાળ અને સુકા બુમલાનો પાટીઓ? ને આ શું? વફર, તળેલાં વેગણાં અને ખાટુંમીઠું દાધી? કાં માય, આજે એમ કાં?" પોતાની મા તરફ ફરીને તેણે મિજાજમાંજ પુછયું.

"તો હું શું કરૂં, દીકરા?" મેહેરબાઈ પોતાના દીકરાના રોબથી જરા ઝંખવાઇને બોલી—"આજે માછલી નહી મળી તે સુકા બુમલા કરાવ્યા."

"પણ કાંઈ મુરઘી, ગોસ્તબી નહી મળ્યું કે સુકાં ઉપર સુકામણાં કરાવ્યાં?"

"ગોસ્તનું ખાનું આજે આપણને ખપે નહી, દીકરા. મારો પીતરાઈ ગાંધી મરણ પામ્યો તેથી આજે આપણને પરહેજી ખાવી જોઇયે."

"કોણ? ગાંધી કોણ? પેલો તમારો કોઈ સગો અંહી આવીને રેહવા વિષે તમે વાત કરતાં હતાં તે?"

"હા તેજ, અદુ."

"પણ તેનું અમોને શું? તે મુવો તેનો અમારી ઉપર શાનો ભુખમરો? તેને અમે કોઈ દહાડે ઓળખેલો નહી, કદી દીઠેલો નહી. તમે તેને ધિકારતાં ને ગાળ દેતાં, અને તે મુવા પછી ગોસ્તનું ખાનું શાનું તજી બેઠાં? માય, તમારા એ ઢોંગને માટે અમારી ઉપર ભુખમરો પાડો તે નહી ચાલશે. હું તમોને કહુંછ સાફ."

"દરરોજ ગોસ્ત મુરઘી ખાતાં તે મોહડે આવી જાય. કોઈ દહાડે પરહેજી ખાણુંબી ખાઇયે, દીકરા." મનચેરજી જે અત્યારવેર ચૂપ બેઠો હતો, તે પોતાના દીકરાની આ તકાજા ભરેલી તાનાજણી સાંભળી હવે બોલ્યો.

"મરેરે! માછલી મળી નહી મુઇ તે. ગાંધીના ગુજરવાની છેક સાત વાગતે ખબર મળી, પછી, નવલો બજારમાં ગયો તો માહાવરૂં વેચાઈ ગયલું, નહી તો કે મારા દીકરાને માછલી ગમેછ તે જરૂર મંગાવતે."

"પણ તેમાં શું થયું? એ કેવો બેટો લાડ? એ શું ઢોંગ? માછલી હોય તોજ પરહેજી ખવાય કે?" મેહરી પોતાના દીકરાને લાડથી છકાવતી હતી તેથી મનચેરજી ઠપકો આપવાની ઢબમાં ધમકાવા લાગ્યો.

"માછલીને ને માછલીનેજ પીંબ્યા ક-રોછ, માય. બળું આ બધું વાયદું કેમ ગળે ઉતરે? બધું ભાજી તરકારી ખાતાં પેટમાં દુખે. હું તો નથી ખાવાનો. એવું ખાધા વગર ચાલશે." અદુએ ખાધા વગર ઉઠી જવાના ઢોંગ કીધા.

"ઓવાય! હવે શું કરૂં? પણ કારમખા જરા બેસતો ખરો. આખી દાળનાં ઈંડાં કરાવી મંગાઉં? તેવડ રોટલી ખા. આખો દહાડો ભુખે કેમ રેહશે? ચાલ, હું તારે વાસ્તે રાત્રે એક પીલું કપાવીશ."

"ત્યારે હુંબી પરહેજી ખાણું નથી ખા-વાનો" મોટા અદુને જોઇને નાના ભીખાએ ધમકી આપી.

"માય, હું તો ગોસ્ત ને પરહેજી બેહુ ખાઈશ" વચલા દીકરા વીકાએ પાકું ડહા-પણ દેખાડયું. "મારે વાસ્તે પરહેજી ખાણામાં દુધપાખ નહી તો કસટર ક-રાવજે અને ગોસ્તના ખાનામાં હું પીલાંની એક કરચ ખાઇને પાણી પી લઈશ."

"દીકરાઓને તો કાંઈ ભાવતુંજ નથી." તેઓ ધરપચમાં નાસ્તા ઉપરથી ઉઠી જવા પછી મનચેરજી મેહરી આગળ બળાપો કરવા લાગ્યો. "મેહરી, તું તારા લાડથી આ દુકતાઓને બીગાડેછ હો? તેઓ જે માગે તે આપવું, એ કેવો ધારો?"

પણ મેહરબાઈ સમજી નહી. તે દીક-રાઓનો બોલ કદી પડવા દેતી નહી હતી. જોકે આજે ગોસ્તનું ખાનું નહી ખપે તોપણ મેહરી પોતે પરહેજી ખાના ઉપર સંતોષ પકડી પોતાના દીકરાઓને માટે રા-તનું ગોસ્તનું ખાનું કરાવી આ વહાલી માએ પોતાના લાડકા દીકરાઓને રાજી કીધા.

આ કાંઈ ગુલી નથી. આ કાંઈ ગુ-લીના દીકરા નથી કે માબાપ જે આપે તે ઉપર સબુરી પકડે.

આ મોટે ઘેરના દીકરાઓ સાથ હજી આપણને ઘણું કામ લેવાનું છે.

---

## પ્રકરણ ૩૩ મું.

## ચહડેલું ભાડું.

મનચેરજી અને મેહરબાઈ વચે ઉપર કહ્યું તેમ એકજ બાબત ઉપર એકમત હતું અને તે ગુલીની બાબતમાં. આ ઓ-રતને અંહીથી—મેહમથી, બલકે મુંબઈથી કાહાડવી જોઇયે એવી ધણી અને ધણીઆણી બેહુની એક સુજ હતી.

ગાંધીનું દસમું ગયું અને ગુલીનું ગરી-બડું વિધવાપણું નવું જુનું થઈ ગયું. બિ-ચારા નાના રૂસ્તમનું ઘડિયાલ અને સો-નાનાં બટન વગેરે સેજસાજ જીણસ ફ-કીરો વેચી લાવ્યો, તેમાંથી, તેમજ અમદા-વાદથી આણેલી જે બાકી પુંજી વધી હતી તેમાંથી ગાંધીના દસમા સુધીનો સેજસાજ ખર્ચ જે કરવાનો હતો તે નીકળી આવ્યો અને દસમાને દહાડે એક નાની રકમ તુ-ર્તના ખર્ચને માટે ગુલીના હાથમાં બાકી વધી.

દસમાને દહાડે ગુલીના ઘેરમાં ભાડાંની ઉઘરાણી થઈ. મનચેરજી વકીલનો એક જુવાન સરખો કારભારી, જેણે આગળ આ ઘેર ભાડે આપેલું તે નહી પણ બીજો, ભાડું ઉઘરાવા આવ્યો. ભાડું કેમ અને કાં ચહડી ગયું તે વાંચનાર જાણેછે. જો ગાંધી જીવ્યો હોત તો એ ભાડું એક તડાકામાં આપી દેત—તે જીવ્યો નહી એટલે જે છ મ-હિનાનું ભાડું ચહડયું તે આપવું મુશકેલ હતું.

ગુલીએ દિલગીરી સાથ આ દેવું કબુલ રાખ્યું અને તે આપવાની પોતાની ફરજ પણ કબુલ રાખી. ભાડું ચહડી જવા માટે

તેણીએ પોતાની લાચારી બતાવી અને સમજણ પાડી કે તેનાં કારણો શેઠ મનચેરજી વકીલથી છુપ્યાં નથી, તોપણ તેણીએ કબુલાત આપી કે "હું એ શેઠ ઉપર ચીઠી લખી નકી જવાબ કહાવીશ."

આ જવાબ સાંભળીને ઉઘરાણીવાળો માણસ મરડાટમાં ને મિજાજમાંજ ચાલી ગયો. તે એક ભપકાદાર પોશાકનો પારસી જાંગલો હતો. તેણે પણ ડગલો અને કૉલર અને ચળકતી ઉભા પેજની પાઘડી અને શેગાનનાં બુટમાં ઠાઠમાઠ શણગાર કરેલો હતો. પણ તેની પોશાકની સફાઇને છાજતાં તેનાં સલુક નહી હતાં. તે ઘણા મિજાજ અને તાણથી ગુલી સાથ વાત કરતો હતો અને કશી સલામ અકરામ વગર તે જેમ આવ્યો તેમ ચાલી ગયો.

દરવાજામાંથી બાહાર નીકળતાંજ સામેથી પડોશણ જીવી ગુલીના ઘેર તરફ આવતી તે જુવાનિયાને મળી. "ઓહો! કેમ છે, દીકરા?" જીવીએ પોતાના સરેસતા પ્રમાણેની છુટથી તેને બોલાવ્યો. તેનો મરડાક હજી જેવો ને તેવો હતો. જીવીને જવાબ દેવો તેની પદવીથી હલકું હતું. તે માત્ર જરા ડોકું નમાવી ચાલી ગયો. તો જોકે તે માત્ર ઉઘરાણીના કામપર આવેલો હતો.

"મુવો, બાપ લાખ ચાલીહનો! મુવો પગાર કમાતો ઓહે તે કપડાંપરજ જાતો ઓહે, ને મુવાને શેગ કેટલો?" જીવી આ અપમાનથી બડબડતી ગુલીની પાસે આવી.

"જીવણાઈ, એ કોણ? તમે ઓળખોછ કે?" ગુલીએ પોતાની પડોશણને પુછયું.

"તે, ઓળખેલો કેની?" જીવીએ ઓળખ આપી. "પેલા તારા હગા, મનચેરજી વકીલનો દીકરો!"

"કોણ? મેહરબાઇનો? પણ એ તો ઉઘરાણીએ આવ્યોતો?"

"તો બીજું આવડ હું કે કામ કરે? એને એના બાપે પોતાની આફીહમાં વકીલના કામપર રાખેલો. એ કોઈ દહાડ ઉઘરાણીએ જાતોથો નહી. આજેજ મેં જોયું કે બાપે તેને કેથો એ હલકાં કામપર નાખેલો."

"છોકરો સલુકાઇનો તો કેથો ભંડાર છે, જીવણાઇ." ગુલીએ ટકોર કીધી.

"દીકરો કોણનો? માબાપ હારાં હલુક હીખેલાં હોય તો દીકરા દીકરી હીખે કની?" એ જીવીનું ડહાપણ ભરેલું મત હતું.

ગુલીએ ચહડેલાં ભાડાં સારૂ મનચેરજી વકીલ ઉપર એક નમનતાઈ ભરેલી ચીઠી લખી, તેમાં પોતાની મુસીબતો જણાવીને ખબર આપી કે મારો ભાઈ રંગુનમાં વકીલ છે, તેની મદદ સારૂ મેં આજ ઘણા મહીના થયા લખેલું છે, માટે તેની તરફથી જલદીથી નાણું મળવાની વકી છે, તે જેવું આવશે તેવું હું ભાડું ચુકવી આપીશ.

જીવી ગુલીની આ સાદાઇ ઉપર હસવા લાગી. સખ્ત દીલનો મનચેરજી સમજુતી ઉપર થોભે અથવા કાહણીથી પીગળે એવો નહી હતો, તોપણ ગુલીને હજીબી ભરૂસો હતો. તે એટલા મહીના થોભ્યોછે તો થોડા દહાડા તો થોભશેજ.

"દીકરી ગુલીબાઇ, આ એક તાનછોઇનો કટકો છે, તેનો પાનકો (પોલકો) વેતરીને હીવી આપહે?" જીવી ગુલાને માટે કામ લાવી હતી તે આપીને પુછયું. "પેલા નાકા ઉપર બીબી દરજન રહેલી તેને હું આપવા ગવેલી, પણ તે દાકણ પાહે તો એટલું કામ કે પાનકો હીવવા ના કેહ, જો કે હું કાંઈ રાંન પાહે મફતનું કામ નહી લઈ ગયલી, હઉવે. રાંનને એક પાનકો વેતરવા ને હીવવા બાર આંણાની ધાડ ધધડાવા કહી તોબી ના કહેલું. તુંને તો, દીકરી, એવું એવું હીવતાં આવડલું તો લે, દીકરી, તુંજ એજ કામ કરની ને તેટલા પેહાબી તુનેજ આપાહ."

"કોણને માટે વેતરવાનું?"

"આ પોરી થતીજ તો! મારી રતની! આ તેનો બાપ લાડ લડાવીને તેને બગાડ. ગામનાં લોકો પાનકા પેહરે તો મારો ફકીરો કેહજે રતનીનેબી પેહરાવ. તેથી ધ-

કેલા ખાવા પડે. મારા વર આગળ મારૂં કાંઈ ચાલતું નથીરે, નથી ચાલતું." જીવી દાંત પીસીને બડબડી.

"જીવણાઇ, ખોદાએ આપ્યું તો બચ્ચાંને શોખ પુરો પાડવા દેવો." ગુલીએ ધીરજ આપી અને જીવી જવાબ દેય તે અગાઉ તો પોતેજ માગણી કીધી કે "એ પોલકો તમારી સુંદર રત્નીને માટે તમોને મોંઘો પડતો હોય તો મારી એટલી અરજ કબૂલ રાખો કે એની સીવાઈના બાર આના હું નહી લઇશ. એટલે તે સસ્તો પડશે અને બિચ્ચારી રતન તે પેહરશે."

"ના, ના, ના. એમ કાંઇ બને નહી. ત્યારે તો લાવ મારૂં કપડું પાછું." જીવી ખીજવાઇને તાનછોઇનો કટકો પાછો લેવા પડી. "તું મુફત કામ કરે ને મારી રત્ની પેહરે? એમ નહી બને. મને પૈહા તો આપવાનાજ હતા. બીખી દરજન બાર આના લેતે તો જાતે કેની? તેમ તું લે."

"એમ સમજો કે બેહન રત્નીને મેં એટલી એક ભેટ કીધી." ગુલીએ માગી લીધું.

"તું પૈહાવાલી થાય ત્યારે અમને ભેટ હોગાદ કરહે તે બધી લઇહું. હમણા તો તુને જે મળે તે લેવાનુંજ કર. તું નહી લેય તો તારાં બચ્ચાંને દગો કેહેવાય."

આ સાદી અને સાચી તકરાર ગુલીથી કેમ ના પડાય? જીવીની આ મદદ—બાર આના—વાંચનારને મનથી નજીવી લાગશે, પણ ગુલી ગરીબને મનથી તે કીમતી મદદ હતી., તેમાં ત્રણ દહાડાનું બજાર નિકળતું હતું—તુર્તના ભુખમરાનો અટકાવ નજરે પડતો હતો. તે આજે સહવારનાજ ચાહતી હતી કે બિચ્ચારાં બચ્ચાંનું પેટ ભરવા કાંઈ કામ મળે તો કેવું સારૂં, અને તે કામ મળી આવ્યું

ગુલીએ રત્નીનો પોલકો એક દહાડામાં વેતરીને દોરાટી કાહાડયો અને તેમ કરતાં બધો વખત પોતાનો ખર્ચ કેમ નિભાવવો તેના વિચારમાં ગુંજાસ્યો. ગુલી પાસે હવે સિલક તો માત્ર નામનીજ રહી. અને તેમાં જીવીનો આપેલો આ ૱૦ાા વધ્યો, પણ એમ હાથ ચાટે કયાં સુધી જીવી શકાશે? સામું કરજ થયલું છે અને તેમાં મુખ્ય ઘેરનું ભાડું મળીને ખાસા બસો રૂપીઆથી વધારે ભરવાના છે.

આજ "બંગલો" પેટામાં ભાડે રાખવાની જીવીની સલાહ મુજબ જો બને તો મારૂં. માટે ગુલીએ પોતાના માળા ઉપરનો ઓરડો અને તેની પાસેની નાની ઓરડી તુર્ત ખાલી કીધી અને તે તથા બાવરચીખાનાનો એક ભાગ ભાડે આપવા કાહાડયો. ગુલીએ પોતાના સુંદર હરફે "TO BE LET" કાગળ ઉપર ચિતારીને તેને એક પાટીયાંપર વળગાડીને દરવાજા ઉપર લટકાવ્યું તથા રૂસ્તમે પોતાના ભાંયતલીએના ઓરડા ઉપર "Private" નું પાટીઉ લગાડી જે ભાડુત જોવા આવે તે આ "ઘેરધણી" ની ગરીબી જોયા વગર પાધરા માળા ઉપરજ જાય એવી ગોઠવણ કીધી.

બીજે દહાડે બપોરના જમીને ગુલી પોતાની પાછલી ઓરડીમાં રત્નીના પોલકાની બાંહે સીવતી હતી અને રૂસ્તમ બીજાં બચ્ચાંઓને ખડકીના દિવાનખાનામાં લેસન આપતો હતો તેટલામાં બે આદમીઓ ઘેરમાં દાખલ થયા. રૂસ્તમ સમજ્યો કે કોઇ ભાડુત ઘેર જોવા આવ્યાછે માટે તેમને આવકાર દેવાને વેહલો બાહાર નિકળ્યો, પણ તેજ વખતે ગુલીએ બાહેર આશાભર નિકળી આવી આશાભંગ માણસોને દીઠા.

રૂસ્તમ પાછો પાછે બેઠો અને ગુલીએ જોયું તો એ તો ગઈ કાલવાળો પેલોજ ઉઘરાણીનો માણસ, ભાડું ઉઘરાવનારો—મનચેરજી શેઠનો દીકરો—પાછો આવ્યો હતો. તે કાલના જેટલોજ ઇસ્કી પોશાકમાં હતો, પણ પોશાક બદલી આવ્યો હતો. કાલે તેના દીલમાં કાળી મખમલનો ડગલો હતો, આજે બલુ સાટીનના ડગલામાં તે આવ્યો હતો; કાલે તેના પગમાં સફેદ પાટલુન હતું. આજે લાલ પાજનું પાટલુન પેહરેલું હતું—એટલે

કે આ જુવાનિયો રોજ નવા નવા ફકડ પોશાક બદલતો હતો.

પણ આજે તેની સાથે એક બીજો પારસી હતો, તેને "અદુ" ગાડીમાં બેસાડીને લાવ્યો હતો. એ પારસીના હાથમાં કાગલિયાંઓનું બંડલ હતું. "અદુ" ગુલી આગળ વાત કરવા આવ્યો તેટલે તે પારસી કાગલિયાં ખોળવા લાગ્યો.

"શેઠે પુછાવ્યું છે કે તમારૂં છ મહિનાનું ભાડું ચહડી ગયું છે તે ચુકવોછો કે નહી?" શેઠના આ ઉઘરાણી કરનારા દીકરાએ ગઈ કાલ કરતાં વધારે તુંડાઈથી પુછયું. "મને હુકમ કીધોછ કે આજને આજ ભાડું ઉઘરાવી લાવવું નહી તોકે——"

"પણ જી, મેં કાલે શેઠ ઉપર ચીઠી લખીછની?" ગુલી વચ્ચે બોલી.

"તે હું કાંઇ જાણતો નથી." આ માગનારે તાન કીધું. "ભાડું આપો નહી તો કે તમારા સામાન ઉપર ટાંચ લાવીશું."

"પણ સાહેબ, મેં ભાડું આપવાની ના નથી પાડી. મેં કાલેજ શેઠને અરજ કીધીછ કે જરા થોભવું."

"કિયા શેઠને? તમે હોરમજશાહ શેઠને લખ્યુંછ?"

"નહી, મેં મનચેરજી શેઠ વકીલને લખ્યુંછ."

"પણ એમાં મનચેરજી શેઠ શું કરે? આ ઘેર કાંઈ તેવણનું નથી. તેવણ તો માત્ર હોરમજશાહ શેઠના વકીલ છે અને ઘેરના ધણીને ભાડું ભરવું જોઈયે કે નહી? હું હોરમજશાહ શેઠની તરફથી તમોને કહુંછ કે અબઘડી બધું ચુકવી આપો."

"શેઠને કહો કે મહીનો પંદર દહાડા થોભે."

"ક્યાંસુધી થોભે? તમે મુંબઈ આવ્યાંછ ત્યારનું ભાડું ચુકવ્યું નથી. એક મહીનોબી તમે ભાડું ભર્યું નથી, એટલે આજ છ છ મહીના થયા તમે મુફત પડી રહ્યાંછ."

"છ મહીના થોભ્યા તો હવે એક મહીનો વધારે થોભો—"

"નહી, નહી, નહી થોભાય, નહી થોભાય. મનચેરજી શેઠ વધારેવાર થોભી શકતા નથી." અદુએ પોતાના બાપની તરફથી જવાબ દીધો. "તમે આ શેહરમાં તદન નવાં છો, તમોને કોઈ ઓળખતું નથી અને તોપણ તમોને છ મહીનાવેર ભાડું ચહડાવા દીધું તે શું બસ નથી?"

"હું ચાહુંછ, ભાઈ, કે તમે મહીને મહીને ભાડાંની ઉઘરાણી કીધી હતે કે જેથી અમે કાંઇબી કરીને તે ચુકવી આપતે. મારા વર જીવતા હતા ત્યારે એકબી વખત તમે ભાડું ઉઘડાવ્યું નહી, તે ઉપરથી મારા વરે ધાર્યું કે તમોને ઉતાવળ નહી હશે. પણ હવે તેના ગુજરવા પછી બધું ચહડેલું ભાડું તમે એકઠું માગોછ તે હું કેમ આપી શકીશ?"

"ત્યારે તમે આજે નથી આપતાં?"

"મારી પાસે આજે આપવા માટે તો કાંઈજ નથી."

"ઠીક છે ત્યારે. મી० બેલીફ તમે તમારૂં કામ કરો."

અદુએ પેલા પોતાની સાથ આણેલા પારસીને બોલાવીને હુકમ કીધો. અદુના બોલવા પછીજ ગુલીએ મોટા ગભરાટ વચ્ચે જાણ્યું કે એ પારસી સ્માલ કૉજ કૉર્ટનો એક બેલીફ હતો અને તેને ભાડાંના બદલામાં સામાન ઉપર જાપતો નાખવા સારૂ આણેયો હતો—ગરીબ ગુલીનાં "હાલ્લાં રખડાવા," તેને અખ્ત્યિાત ઘેરની બાહાર કાહાડવા સારૂ આણેયો હતો.

ગાંધીના ગુજરવાને હજી તો દસમું ગયું એટલામાં આ ગજબ, આ ફજેતી ભરેલા ગજબની ગુલીએ વકી રાખી નહી હતી. આ ધમકીથી તેની છાતી ફાટી ગઈ અને શું કરવું તે તેને કાંઈ સુઝ્યું નહી.

અગરજો ભાડુતો સાથ લખત થયું હોય અને તે રેજીસટર કરેલું લખત હોય તો ઘેરનો ધણી ચહડી ગયલાં ભાડાંને માટે ભાડુતના સામાન ઉપર ટાંચ લાવવાનો ધારામાં હક ધરાવેછે. તે ભાડુતને કશી

ખબર આપ્યા વગર સામાન ઉપર ટાંચ લાવવાનું હુકમનામું મેળવી શકેછે અને તુર્તજ ટાંચ લાવીને ભાડાંના પૈસા તેટલીજ કીમતનો સામાન જપત કરી તથા વેચી નાખીને વસુલ કરી શકેછે.

મનચેરજી શેઠ વકીલ હતા, એટલે ગુલી ગરીબને સતાવવાની આ સઘળી તાલ તેઓ આસાનીથી કરી શક્યા. પોતાના પૈસા (કેવી રીતથી મેળવેલા!)માં આ એક પીડા—પોતાની મોજમાં આ એક નડતલ—કવાબમાં હાડકાંને દુર કરવાને મેહરી મનચેરજીને વારેઘડીએ કહ્યા કરતી હતી. મનચેરજીએ તેને "થોડા મહીના જવા દે" એમ કહીને થોભાવેલી વાંચનારને યાદ હશે. તે થોડા મહીના ગયા એટલે મનચેરજી શેઠ પોતાની ધારણા બજાવવાને ભૂલ્યા નહી.

ગુલી ગરીબનું ભાડું તેણે ખામખા ચહડાવા દીધું કે જેથી પછી સામટું આપતાં ભારી પડે. ધારા પ્રમાણે હોરમજશાહ શેઠની મીલકતનાં સઘળાં લખતો રેજીસ્ટર થતાં હતાં, એટલે તે વિષે પણ કાંઈ વાંધો નહી હતો. એ રીતે કામ પાકું થયું કે પછી ગુલીના સામાન ઉપર ટાંચ કહડાવી અને તેનાં "હાલ્લાં રખડાવા"નું હુકમનામું કહડાવ્યું.

આ કામ પોતાના દીકરા અદુને સોંપવાની મેહરીએ ખામખા પોતાના ખાવિંદને ઓહસ કરી હતી. અરદેશરને તેના બાપે પોતાની આફીસમાં વકીલનું કામ શિખવા રાખેલો હતો. તે તોફાની, કરડો અને સખત હૈડાંનો હતો. ગુલીને ત્યાં કેટલી ગડબડ કરવી તે વિષે તેની માએ ખામખા તેને ઉશ્કેરી મોકલ્યો હતો, કેમકે બીજાં ભાડુતોમાં મેહરીને કાંઈ સંબંધ નહી હતો, પણ આ ભાડુતને કહડાવવામાં તો મેહરીને પોતાને લાભ હતો.

ગઈ કાલે અદુ ભાડું ઉઘરાવા જવાનો હતો, માટે મેહરીએ તેને ખામખા ફાંકડો અને ઇશ્કી બનાવી મોકલ્યો હતો. આજે વળી તે બેલીફને લઈ જવાનો હતો એમ પોતાના વરથી જાણ્યાથી તેની વ્હાલી માએ પોતાના આ લાડકા દીકરાને આજે પોશાગીરપણામાં વધારે રંગીલો બનાવી મોકલ્યો હતો.

અદુના તુંડાઇ ભરેલા શબ્દો સાંભળીને રૂસ્તમ તેની મા પાસ દોડી આવ્યો. આટલા સરખા એક જુવાનિયાના એક અબળા જાતીને બીહીવાડનારા આ તકાજાથી રૂસ્તમનું લોહી ઉશ્કેરાઈ આવ્યું, પણ ગુલીએ તે તુર્ત સમજી જઇ એકજ ઇશારામાં તેને થોભાવ્યો અને તેના કાનમાં કહ્યું, "દીકરા, સરકારનું માણસ પોતાનો હુકમ બજાવે તેમાં તેની ઉપર રીસે ભરાવામાં શો ફાયદો?"

માના હુકમને માન આપી રૂસ્તમ જે અદુને પછવાડેથી એક લાત ઝાડવાની તૈયારીમાં હતો તે ખીસતો ગયો, પણ આ વખતે કાંઈ કરવું જોઇયે અને શું કરવું જોઇયે તેના વિચારમાં તે ઘેરની બાહેર નિકળી ગયો.

---

## પ્રકરણ ૩૪ મું.

## મનચેરજી શેઠ.

પોતાનું ઘેર હોય તેમ અદુ બેલીફની સાથે બેસવાના દિવાનખાનામાં આવ્યો અને પોતાના બાપનો માલ હોય તેમ ઊંચકી જવાના સામાનની ટીપ કરવા લાગ્યો. ગુલી તેમની પાછળ રડમસ ચેહરે આવી ઉભી.

ભાડાંની રકમ મોટી હતી અને સામાન તેની કીમત કરતાં કાંઈ વધારે નહી હતો. થોડો સામાન લઈ જાય તો ભાડું વળી રેહ ત્યારે બાકીનો સામાન બિચારી ગરીબ ગુલીના વપરાસ સારૂ વધે એવું કાંઈ

નહી હતું. "'આ તો આપ્યું ઘેર ઊંચકી લઇ જવું પડશે" બેલીફે અદુના કાનમાં ફુંક મારી.

"તારાથી થાય એટલું કર" અદુએ બેલીફને શિખવ્યું.

તેઓ આ અગત્યના કામમાં રોકાયલા હતા, તેટલામાં તેની સદાની મદદગાર જીવી ઝડપથી આવી. રૂસ્તમ બાહાર દોડી ગયો હતો તે આ ભલી પડોસણને બોલાવા ગયો હતો. જીવી સઘળું સમજી તો ગઇ, તોપણ ગુલીને પાછલી ઓરડીમાં એકાંત તેડી ગઈ.

"એ હું થીઉં હું?" જીવીએ પુછયું, પણ ગુલી ઓરડીના એક નીચા કોચ ઉપર ફુસડાઇ પડી ડુસકે ડુસકે રડવા સિવાએ વધારે જવાબ દઇ શકી નહી.

"એમ હું કરે, ગુલી? પેલાં બચ્ચાં ખાહિ?" જીવી તેને ધિરજ આપવા લાગી. "કાલની તારી ચીઠીનો જવાબ મળ્યો કે?"

"જવાબમાં જવાબ એજ," ગુલી રડતી આંખ્યો લુછીને બોલી "કે હોરમજશાહ શેઠે મારા સામાન ઉપર ટાંચ મોકલાવીછ અને મારી ફજેતી અધુરી હતી તે પુરી કીધીછ."

"હોય નહી." જીવી નહી માનવાનું ડાકું ધુણાવવા લાગી. "હોરમજજહાનું એ કામ હોય નહી. તે એવું કરે નહી."

"તોપણ તેવણેજ એ કીધુંછ. આ બે જણાઓ સાફ તેવણનું નામ લેયછ." ગુલીએ ખબર આપી.

"હોરમજજહા કોઇને દુઃખ આપે એવો માણસ નહી. તેનો એવો ખવાહજ નહી." જીવી બોંહસ કરવા લાગી. "આ પોયરાઓ મરને તેનું નામ વાપરે, પણ હું એ માનું નહી, હઉવે."

"ઓ! જીવણાઇ, હવે હું શું કરૂં?" ગુલી પોતાનું કપાળ કુટીને પાછી રડતી થઈ. "મને કાંઈ ઉપાય બતાવો. આ લોકો બધો સામાન ઊંચકી જશે, અમોને રસતામાં બાહાર કાહાડશે તો અમે કયાં પડીશું!"

"હું તુંને રહતો બતાવું તેમ કરહે?" જીવીએ સલાહ આપી. "મારૂં જો માને તો તું જા તારા હગા મનચેરજી વકીલની પાહે, ને તેને લાંબો ટુકો કરીને કેહે કે તારા ઉપરની આ ટાંચ ઉઠાવી લે. તેને હમજાવ."

"મને કયાં મોકલોછ, જીવણાઇ!" ગુલી ઘણાજ ધચુપચુ મને બોલી. "જેને હું જોવાને પણ ધિક્કારૂંછ, તેના કાલાવાલા કરવા જાઉં? તેના કરતાં તો બેહતર, જીવણાઈ, કે તમે મેહરબાની કરી તમારા ફકીરજીને હોરમજશાહ શેઠની પાસે મોકલો. તેવણ કાંઈ દયા કરે તો કરે."

"ના, ના, ના. હોરમજહા હેઠ પોતાના કામકાજની બાબતમાં હખત માણહ દેખું." જીવીએ હોરમજશાહની બીહીક બતાવી. "એ તો પોતાનાં કામકાજમાં બીજાને વચે પડવા દેતો છે નહી. હઉ હઉને કામ હોંપી આપેલાં, ને જો એકનું કામ બીજાં કરવા જાય તો હાફ કેહ કે 'એનું તમારે હું? તમે તમારૂં કામ કરો.' વળી હોરમજહા હેઠના અમે કાંઈ ગોઠિયા નહી કે હમજાવીએ. આપણે તો ચાકર માણહ પડયાં, તે એના માલ મીલકતની વાતમાં વચે કેમ પડાય?"

"પણ ત્યારે તો, જીવણાઇ, મારા સામાનપર ટાંચ અટકાવી રાકાશે નહી." ગુલી નિરાશાથી બોલી. "જ્યારે હોરમજશાહ શેઠથી આશા નહી તો મનચેરજી વકીલ જે તેવણની તરફથી આ ટાંચ લાવ્યાછ તેની શી આશા રખાય!"

"હોરમજહાથી ભલું થવાનું નહી એમ હું નથી કેહતી, મારી દીકરી." જીવીએ સમજાવીને ઓલાસો કીધો. "હોરમજહા ગરીબને હતાવે એવો માણહ નહી, પણ એ તો પેલા મુવા વકીલ થતાનુંજ કામ. માટે હું તેને હમજાવા તુંને કહું."

"પણ જો હોરમજશાહ એટલા દયાળુ છે તો શું તેવણને નહી સમજાવાય!"

"કોણ હમજાવે? અમારૂં તો એ કામ

નહી. પણ વળી જો કોઈ કેહવા જાય તો કેહે કે જાવો મનચેરજી પાહે."

"પણ હું મનચેરજીને કેહવા જાઉં ત્યાંસુધી આ લોકો થોભશે કે?" જીવીની તકરારનો વજન પિછાનીને ગુલીએ તે સલાહ મુજબ ચાલવાનું મન બતાવ્યું. "એ લોકો તો એકદમ હાલ્લાં રખડાવા આવ્યાછ."

"તેની તું ફિકર ના કર. હું એ મુવાઓને હમજાવી લેવાહ." જીવીએ હિમત આપી. "તું જેમ બને તેમ જલદી જઇને જલદી પાછી આવની, એટલે બહ."

ગુલી તુર્તજ સાદી સાડી પેહરી તૈયાર થઈ. મનચેરજી વકીલની આફીસનું ઠેકાણું પુછી લીધું, અને જોકે પોતે મુંબઇના રસતાઓથી તદન અજાણી હતી તોપણ નિશાનીબંધ તે જવા નીકળી.

જે ઓરડામાં પેલા સખત ધારાના સખત અમલદારો સામાનની હજી ટીપ લેતા હતા ત્યાં જઈ ગુલી પોતાનાં બચ્ચાંઓને ભેટી. પોતાના હિમતવાન દીકરા રૂસ્તમને પોતાની સાથે ભોમિયા દાખલ લીવો અને બાકીના દીકરા દીકરીને એટલુંજ કહીને ગઈ કે "હું અગત્યના કામે જઇને હમણાજ પાછી આવુંછ, તેટલાં તમે સંભાળીને રેહજો ને કાંઇ મસતી કરતાં ના."

છોકરાંએ એટલું વટીક નહી પુછયું કે મા તું ક્યાં જાયછે? બીજાં ઘેરોમાં બચ્ચાં જ્યાં મા જાય ત્યાં સાથે જવા માગે તે મુજબ ગુલીનાં બચ્ચાં શું વર્તવાનાં છે? તેઓએ ગુપચુપ માને જવા દીધી.

વરના ગુજસ્યા પછી દસ દિવસમાં બૈરીથી બાહાર નિકળાય કે? જરૂર પડે તો નહી કાં જાય? ધણી મરી જવા માટે જો ધણીઆણીએ દુનિયા તજી દેવી હોય તો જુદી વાત છે. પણ દુનિયામાં વસવા અને જીવવાની ઉમેદ રાખવી, દુનિયાદારીના સંસારમાં પુરતી રીતે ભેળાવું, ધણીના ધન માલનો વારસો લેવો અને વહીવટ ચલાવવો, ખાવું પીવું, બાજ રોજગાર કરવા, લગ્ન વેહા કરવા, મોટા ખરચો કરવા, અને તોપણ ઘેરમાં ભરાઈ બેસવાના ઢોંગ કરવા એ શું? પોતાને લાગે યા નહી લાગે તોપણ મહીનાઓ અને વર્ષો સુધી પડદેપોશ બેસી રેહવું એ શું ઢોંગ નથી?

ગુલી એવી ઢોંગી નહી હતી. ધણી મુવે, તેની સાથ ગેયા તે પણ મુઇ હતી, તોપણ પોતાના પેદા કરનાર તરફની ફરજને માટે, પોતાનાં બચ્ચાં તરફની ફરજને માટે, ખુદ પોતાના ધણી તરફની ફરજોને માટે તે જીવવા માગતી હતી. તે દુઃખથી ડરીને ભરાઇ બેસનારી નહી પણ દુઃખને "સામું જોનારી" હતી. માટે પોતાના ખાવિંદની સ્વર્ગવાસને જોકે માત્ર દસ દહાડા થયા તેટલામાં બાહાર જવાની તેને ફરજ પડી તો તેણીએ જવાને ના પાડી નહી. ગુલી જાય નહી તો કેહ કોણને? તેના કોઇ કરતા કારવતા કારભારી કે સગા વહાલા નહી હતા, અને જે કામ તેણીએ જજી આશા વગર માથે લીધું છે તે બીજા પારકાઓથી બને એવું નહી હતું.

ત્રેનનો વખત થયલો હતો. દાદરના સ્ટેશન ઉપર કોટમાં જવાની ત્રેન તૈયાર હતી અને જો એક મિનિટ વાર લાગત તો ત્રેન ઓહી બેસીને ગુલીને એક કલાકની ખોટી થાત. રૂસ્તમે ત્રીજા વરગની ટીકીટ કહડાવી અને મા દીકરો બંને એક ત્રેનમાં ઉપડયાં.

ક્યાં જવું છે અને શા કામે જવું છે તે રસતામાં ગુલીએ રૂસ્તમને સઘળું સમજાવ્યું. વીશ મિનિટમાં ત્રેન કોટમાં પુગી અને પાછલા પોહરના ૩ થવા આવેલા તે અમલે મનચેરજી વકીલની આફીસ રૂસ્તમે નિશાની મુજબ પોતાની મા સાથે નામોનાં પાટીઆં વાંચીને સેહલથી શોધી કાહડી. હાઈકોર્ટ સ્ટેશનની સામે હતી અને વકીલની આફીસ હાઈકોર્ટથી દૂર નહી હતી.

એક આસરે ત્રીસ વર્ષની જુવાન ખુબસુરત વિધવા એક ચૌદ વર્ષના જુવાન

છોકરા સાથે આસપાસ કશું જોયા વિના મલાહજા ભરેલી રીતે રસતેથી ચાલતી હતી, તે ઘણાજ ગરીબ દેખાવ ઉપર એકેએક જણાની નજર ખેંચાતી હતી. "મુઇ રાંન બેબદામની મશામચોર!" જ્યારે મેહરબાઈએ આ વાત સાંભળી ત્યારે નિંદા ચલાવી. "એ રાંન શું વરનો સોગ પાળતીની? રાંને દસમું વીત્યું કે લાલ વાવટો ઉરાડયો!"

મનચેરજી શેઠ આફીસમાં હતા, પણ સરેસતા મુજબ "ઘણા કામમાં હતા." કલાર્કોના ઓરડામાં ચાર પાંચ જુવાનિયાઓ કામે લાગેલા હતા, તેઓ પોતાની આફીસમાં એક નવતરી પારસણના નવાઈ જેવા દેખાવ ઉપર ટીકી ટીકીને જોવા લાગ્યા.

એક કલાર્ક ઉઠીને ગુલીને આવી મળ્યો. "કોણને પુછોછ?"—"મનચેરજી શેઠ વકીલને."—"તમારૂં નામ શું?"—ગુલીએ નામ આપ્યું અને કલાર્ક નામ લઈ એક અંદરના ઓરડામાં જઈ પાછો જવાબ લાવ્યો. "શેઠ ઘણા કામમાં છે. તમોને હમણા મળી શકશે નહી."—"મારૂં કામ તાંકીદની અગતનું છેજી."—"ત્યારે થોડીવાર બેસો. હમણા તો ઘરાકો શેઠને મળવા આવેલાં છે."

કલાર્કે એક ખુરસી આપી અને ગુલી કલાર્કોની ટીકાતી એકીટગરને દૂર કરવા બાહેર ચાલમાં દાદરની આગળ રૂસ્તમ પાસે ખુરસી કહડાવીને બેઠી, જ્યાં પોતાની માની પાસે પટાવાળા સિપાઈ લોકની બેસવાની બાસટી ઉપર રૂસ્તમ બેઠો.

ગુલી ઘણીવાર લગીણ થોભી. રાજાબાઈ ટાવરના સુંદર ઘડીઆળના શશેદવાળા ઘંટોમાં સાડાત્રણ થયા અને તોપણ તેની દાદ લાગી નહી. એક-બે કલાર્કો અવારનવાર આવીને ડોકયું કરી ગયા. શું કેહવાની કાંઈ જરૂર છે કે ગુલી ગઇ યા નહી તે જોવા સારૂ એ કલાર્કો શેઠના હુકમથી આવી ગયા હતા?

પોણાચાર થયા ત્યારે ગુલીએ રૂસ્તમને પાછો અંદર તલાશ કરવા મોકલ્યો. એક બીજો કલાર્ક બાહાર આવ્યો. "શેઠ કેહવાડેછે કે હમણા તેવણને ઘણું કામ છે. તમોને તેવણ મળી શકશે નહી"—"પણ જી, મારૂં કામ ઘણું અગતનું છે. હું ઘણીવાર બોઠી નહી કરીશ."—"શું કામ છે? મને કહોને?" કલાર્કે જાણવા ચાહ્યું.—"મને માફ કરો," ગુલીએ માગી લીધું, "મારૂં કામ હું શેઠને પોતાનેજ કેહવા માગુંછ."

"બેસો ત્યારે" એમ કહી કલાર્ક લગાર અપમાન લઇ ચાલી ગયો અને "વાટ જોયા કરજે!" એવી ટકોર મનમાં બડગડી ગયો. વળી અડધો કલાક નિકલી ગયો. પણ તે અડધો કલાક બિચારી ટીંગાઈ રહેલી ગુલી ગરીબને અડધા દહાડા જેટલો લાંબો લાગ્યો.

ચાર વાગતાનો ઘંટ થવા અગાઉ પેલોજ કલાર્ક માથે પાઘડી મુકીને જતો હોય તેમ આવ્યો. "ઓહો! તમે હજી અંહીજ બેસી રહ્યાંછ?" તે અચરતી બતાવીને બોલ્યો. "હાજી. મેહરબાની કરી શેઠને મારી સાથ મેળવો." ગુલીએ આજીજી કીધી.—"મેં તમોને કહ્યું કે શેઠ ઘણા કામમાં છે, તમોને નહી મળી શકશે."—"તેવણ ચાહે તો એક બે મિનિટ મને વાત કરવા વખત આપી શકશે."—"શેઠ કામથી પરવાર પામશે તો" કલાર્કે શરત કીધી.—"ત્યારે ત્યાંવેર મને બેસવું પડશે." ગુલીએ પાછી ધીરજ દેખાડી.

"બૈરાં, તમે જાણતાં નથી કે વકીલની આફીસમાં વકીલો બધાં ઘરાક સાથ વાત કરી શકતા નથી." કલાર્ક જતાં જતાં ગુસો કરી ગયો, "કોઇનેબી મળવું હોય તો પેહલાં અમોને મળેછ, પછી અમે તે ઘરાકને શેઠ પાસે લઈ જઇયે છીયે."—"પણ જી, હું કાંઇ ઘરાક નથી," ગુલીએ અરજ ગુજારી "હુ કાંઇ વકીલ સાહેબને માટે કામ લઇને આવી નથી. હું તો એક

અરજ કરવા આવીછ."—"એવી અરજીઓ લઈને તો ઘણી બૈરીઓ અંહી રખડતી આવેછ. પારસીઓમાં એવા ભિખારીઓ આગલ ક્યારે હતા! અફસોસ! પારસીઓનો કેવો ખરાબ દહાડો આવ્યોછ!"

પારસીઓનો આ મોટો બેરખા—પચાસ રૂપરડીનો પગારદાર કલાર્ક—આ પ્રમાણે એક બિચારી નિર્દોશ પારસી અબલાને અપમાનો કરતો દાદર ઉપરથી ઉતરી ગયો. અને એકવાર ફરી કલાકો સુધી તપ કરતી બેસી રેહવાનો ગુલીનો વારો આવ્યો.

બેસી રેહતાં રેહતાં ગુલી કંટાલી ગઈ. ચાનો વખત થઇ ગયો. ગુલીના ગરીબ ઘેરમાં સાંજની ચા તો બંધ થઈ હતી—સહવારની ચામાં દુધ, પાંઉ, વગેરેનો ખર્ચ પણ કાહાડી નાખેલો હતો—માટે જ્યારે રૂસ્તમે બેસી રેહતાં રેહતાં અતિયંત તરશ લાગવાની ફરિયાદ કીધી, ત્યારે ખચીત આફીસમાં સાહબાઓને દુધની મીઠી ચા પીતાં જોઈને માને ચાનો ખર્ચ કરાવવાના કશા ખ્યાલથી કીધી નહી હતી.

જેમ રૂસ્તમનો તેમજ ગુલીનો ગળાંનો કાકરો પ્યાસથી સુકાઈ આવ્યો હતો. બિચારી ગુલી તો બપોરની ભુખી હતી. બચ્ચાંને જમાડ્યા પછી પોતે જમવા જતી હતી તેટલામાંજ આ માગનારની ધાડ આવી હતી અને તેના ઘભરાટમાં જમવાની રહી ગઇ હતી. માટે જ્યારે રૂસ્તમે તરસની ફરિયાદ કીધી, ત્યારે પોતાની પણ ચેહવાતી આંટરડીને જરા શાંત કરવા, તે પોતે કાંઈ સોડાવાટર મળે તો લેવા રૂસ્તમની સાથે હેઠલા ખણુમાં ગઇ.

ઝાડની હેઠલ "સોડા! લીમલાઇટ!" બુમ મારનારા પાસેથી બે દોહડીએ થંડા સોડાવાટરની એક બાટલી રૂસ્તમ લઈ આવ્યો અને તે મા દીકરાએ ભાગમાં પીધી. સોડાવાટર રૂખરો હતો. તેમાં સીસાંનો વાસ હતો. રૂસ્તમે કહ્યું તેમ ચાકનું પાણી હશે. પણ તે ધડાકાબંધ ફુટયો અને તુર્ત વેલા તરસ તો છીમાઇ.

બેસી રેહતાં રેહતાં જેટલી ગુલી કંટાલી હતી તે કરતાં મનચેરજી શેઠ પોતે ઓછા કંટાલ્યા નહી હતા. ચાર વાગતા પછી તેણે પોતાના ઓરડાની કમાનવાળી બારી વડે કલાર્કના ઓરડામાં ડોકયું કરી પુછયું "પેલી બૈરી ગઇ કે?—"હા સાહેબ, ગઈ." એક કલાર્કે ઝડપથી ઓરડાની બાહેર ડોકયું કરી જવાબ લઇ ગયો.—"ચાલ ત્યારે વેહલો થા!" મનચેરજી શેઠ જે ગુલીને તપાવી તપાવીને તેણીના જવાની વાટજ જોતા હતા, તેવણે પોતાને માથે પાઘડી મેળી, પોતાના કલાર્કને ફરમાવતા બાહાર નિકલ્યા "વખત થઇ ગયોછ. વેગ! જલદી કર! ડનલૉપ વાટ જોતા હશે."

મનચેરજી અને તેનો કલાર્ક મી૦ ડનલૉપ બારિસટર પાસે કોઈ કેસની મસલતને માટે જવાના હતા, પણ ગુલી વચમાં પીડા હતી. તેવણે ગુલીનું નામ સાંભળ્યું હતું ત્યારથી તેને મળવાથી બીહતા હતા. તેવણ તેને ઉડાવા માંગતા હતા અને કામનું બાહણું કાહાડી રખડાવ્યાથી તે અંતે થાકીને ગઇ એ સાંભળી તેવણ ખુશી થયા અને તુર્તજ બાહાર નિકલ્યા.

તેવણ ગુલી જેવી એક સ્ત્રીથી બીહતા કાં હતા? તેને મોહડેમોહડું મળવાના આનાકાની કાં કરતા હતા? તે કોઈ જાણતું નથી. તેવણ માત્ર તેણીને ઉડાવેછે એ વિષે કોઇને શક પણ નહી હતો. પણ ખરૂં કારણ તો શેઠનું દિલજ જાણેછે. "દિલનો ગવાહ દિલ છે." તે દિલ ડાઘેલ છે. ડાઘેલ દિલ વધારે મોટો ગવાહ છે.

પણ ગુલી તો શેઠને દાદર ઉપર સામીજ મળી! તે સોડાવાટર પીને પાછી ઉપર આવતી હતી. ગુલી તેને ઓળખતી નહી હતી, પણ તેના ભપકા ઉપરથી પામી ગઈ. રૂસ્તમે મનચેરજી શેઠને એક બે વાર પેરપરથી જતા

દીઠા હતા, તેણે કહ્યું કે એજ મનચેરજી.

તેને આવતો જોઈ ગુલી દાદર પરજ થોભી અને શેઠના ધસારાબંધ ઉતરવામાં તે બે હાથે પગે પડતી આડી ઉભી. શેઠ તો આ પીડાને જોઇને ડઘાઇજ ગયા, તોપણ જાણે કાંઈ જાણતા નહી હોય તેમ ઉતરી જવા માગતા હતા, તે ગુલીના વચે આવ્યાથી ઉભા રહી ગયા અને જાણે પોતાને અપમાન થયું હોય તેમ પોતાના રોબવાન ચેહરાઉપર ક્રોધમાન ઘુમટો ચહડાવ્યો.

"કેમ બાઇ, કોણુને પુછોછ?" શેઠે મિજાજથી પુછ્યું.

"સાહેબને, જી." ગુલીએ નરમાસથી વાંકી વળી જબાબ દીધો. "મારી એક અરજ છે જી."

"અરજ શાની? હું કાંઇ સરકાર બરકાર છું કે મને અરજી કરવા આવ્યાંછ, બાઈ?" ગુલી આડી નડી તો મનચેરજી બાજુએથી તેને વળાવીને ઉતરી પડતાં બોલ્યા "તમારી અરજી સરકારને કરો."

"નહીજી, તમારાજ કામની મારી અરજ છે." ગુલી તેની પાછળ પાછળ ઉતરતી બોલી.

"હમણા મને કામ કામ છે, માફ કરો."

"પણ જી ઘણી જરૂરનું, ઘણી ઉતાવળનું કામ છે. એક ઘડીબી થોભવું નહી જોઇયે અને તોપણ જી હું દોહડ કલાક થોભીછ."

"હાલ તો નહી બનશે, નહી બનશે. કાલે આવજો."

---

## પ્રકરણ ૩૫ મું.

## "શેઠબાવા" અને "નાનલા શેઠો."

ગુલીને અફસોસમાં પડતી નાખીને મનચેરજી શેઠ પોતાના કલાર્ક સાથ ગાડીમાં બેસી ચાલી ગયા. જે કારણસર આવીને તે બિચારી આટલી ખોટી થઈ તે કામ અધુરૂં રહી ગયું.

"માયજી, એની ઠબછબજ કહી આપેછ" રૂસ્તમે માને "નાદાન" સલાહ આપી "કે આપણુ શું કામ આવ્યાંછ તે એ જાણેછ અને જાણીબુજીને આપણને ઉડાવેછ. પણ આપણેબી એને મળ્યા વગર નહી જવું. એ આપણને ઉડાવેછ તો આપણ એને માથેના થઇશું."

માની ફરમાસ ઉપરથી રૂસ્તમ પાછો માળા ઉપર આફીસમાં ગયો. એક કલાર્કે ભાલાપણામાં ખબર આપી કે શેઠ તો મી° ડનલૉપને મળવા ગયાછે ત્યાંથી પંદર વીસ મિનિટમાં પાછા આવશે. ત્યારે તો બેહતર કે થોભવું, ગુલીએ ઠરાવ કીધો અને મા દીકરાં બંને પાછાં માળા ઉપર આફીસમાં ગયાં.

હવે તો શેઠનો આફીસનો ઓરડો ખાલી હતો અને આ ભલા કલાર્કે બાઇ માણસ જાણીને ગુલીને શેઠના ઓરડામાંજ ખુરસી આપી બેસાડી. રૂસ્તમ માની પાસેનો પાસે રહ્યો. બિચારો આ કલાર્ક શું જાણે કે શેઠ આ સ્ત્રીની મીલાખાત ઉડાવતા હતા! જે કલાર્ક જાણતો હતો તે તો શેઠની સાથે મી° ડનલૉપના "ચેમબર"માં ગયો હતો.

ખોદા ગરીબને યારી આપેછે તો હજાર રસતે આપેછે.

ગુલી મનચેરજીની આફીસવાળા ઓરડામાં બેઠી, તેનું બારણું બંધ હતું માટે કલાર્કવાળા ઓરડામાં શું ચાલેછે તે તેને દીસતું નહી હતું, પણ ત્યાંની વાત સઘળી સંભળાતી હતી.

ગુલી બેઠા પછી બે ત્રણ મિનિટમાં એક માણસ મેહતાને રૂપિયા આપી ગયો તેનો ગણવાનો આવાજ સંભળાયો. વળી બે ત્રણ મિનિટ પછી એક જુવાનિયાનો આવાજ

અને નીચલી વાતચીત સંભળાઈ. "કાવસજી, શેઠબાવા છે કે?"— "નહીજી, શેઠબાવા તો મી॰ ડનલૉપ પાસ ગયાછ." કાવસજીએ જવાબ દીધો. કાવસજી તે કલાર્ક હતો, પુછનાર તે મનચેરજી શેઠનો બીજો બેટો ભિખાજી હતો. "શેઠબાવા" તે મનચેરજી શેઠને માનથી બોલાવાની મેહરબાઈએ બચ્ચાંને શિખવેલી રીત હતી. "શેઠ" અને "બાવા" બેહુ દાખલ એ નામથી મનચેરજીને બમણા માનથી હાંક મારી શકાતા હતા.

"ઓહો મેહતા! આજે તો તું તાજો છે! આ રૂપિયા કોણના?" પેલા જુવાનિયાએ પાછું પુછ્યું.—"ભીખુભાઇ, ભીખુભાઈ, હાથ મા લગાડીશ." મેહતાએ જવાબ દીધો. તે ઉપરથી ગુલી સમજી કે શેઠબાવાના ભીખુભાઈતો આ રૂપિયાની આસનાઈ કરવા જતા હતા. "હમણાજ એક ઘરાક એ રૂપિયા ભરી ગયોછે અને મારે જમે કરવાના છે. નાનલા શેઠ, તમે હાથ ના લગાડશો."

"કાંઇ નહી, કાંઇ નહી, મને રૂપિયાની જરૂર છે." નાનલા શેઠ તો છુટથી રૂપિયા ઉપાડી લેતા જણાયા. "મારા પાકીટ ખર્ચના આ મહીનાના પૈસા તેં ચહડાવ્યા શું કામ, મેહતા? હમણા તો હું આ પચીસ રૂપિયા લેવુંછ. તે શેઠબાવાને પુછીને ને મારા પગારમાંથી કાપી લેજે."

નાનો રૂસતમ, જેણે મનચેરજી શેઠના દીકરાઓને રસતામાં આવતા જતા દીઠાજ માત્ર નહી હતા પણ રસતે સેડીએ મારામારી કરતા સાંભળ્યા હતા, તેણે આવાજ ઉપરથી પિછાણીને પોતાની માનો શક તેના કાનપર પડી દૂર કીધો કે આ "નાલાશેઠ ભીખુભાઇ" તે મનચેરજી શેઠનો બીજો તુફાની દીકરો ભીખાજી હતો, અને ગુલીએ જોયું કે તેને બાપની આફીસની આવક સાથ આ પ્રમાણે છુટ લેવાની છુટ હતી.

મેહતાની ચેતવણીનો તુચ્છકાર કરી ભીખુભાઇએ મેહતાની ટેબલ ઉપરથી પચીસ રૂપિયા પોતાના ગજવામાં મેલ્યા. "અલ્યા ભીખુભાઈ, આમ શું કરોછો? શેઠ મને ઠપકો આલેછે."—પણ ભીખુભાઈ શું આફીસના ધણી નહી હતા? શું શેઠના દીકરા નહી હતા? શું તેની માના લાડકા સપુત નહી હતા? તાકાત કોણની કે ભીખુભાઇને કોઇ અટકાવે?

પણ દરએક સેરને માથે સવાસેર હોયછે. ભીખુભાઈના ગજવામાં રૂપિયા ખણખણેછે અને મેહતાજી પ્રોટેસ્ટ કરેછે તેટલામાં ભીખુભાઇને અટકાવનાર કોઈ બીજો સાદ ગુલીને અને નાના રૂસતમને તેમના ઓરડામાં સંભળાયો. "શું છે? શું છે, મેહતા?"—"જુવોની અદુ શેઠ, આ ભીખુભાઈ રૂપિયા લઈ ચાયલાછે. હજી તો હમણા આયવા, ને તેટલાં તો ઉંચકાઇ ચાયલા."

આ ત્રીજો આવાજ શેઠબાવાના વડા બેટા અદુનો હતો, અને ગુલીએ તેને આવાજ ઉપરથી પિછાણ્યો કે તેના ઘેરમાં જે ટાંચ લાવનાર તે એજ હતો. તે અંહી કેમ આગ્યો? ટાંચ પુરી કીધી કે શું? ગુલીનો સામાન તે ઉંચકી લાગ્યો કે શું? ગુલીને ઘણી ઇનતેજારી થઈ. પણ તે પુછે કોણને? અદુને પોતાને પુછાય નહી. તેને પુછવાનો વખત પણ મળ્યો નહી.

"કેમ ભીખા, ભીખા, રૂપિયા શાના ઉંચકી જાયછ?" અદુએ પોતાના ભાઇને વાર્યો.—"એ તો રૂપિયા મેં મારે ખાતે જમે કીધાછ." ભીખુભાઈએ ટેરારમાં મેહતા તરફ આંગળી બતાવી બોલાસો કીધો, "આ હજામે જમે કરવા અગાઉ હું તે હજમ કરૂંની?"—"પણ તુને શી સતા છે એ કોણના રૂપિયા છે કે તું લઈ ચાલ્યો?" અદુએ તકાજો કીધો.—"મારા રૂપિયા છે, મારા બાપના છે, તું કાંઇ કેહછ?" હવે ભીખુભાઈ તણાયા, "શેઠબાવા મને પગાર આપેછ કની, તે પગારને પેટે મેં લીધાછ."

ભીખુભાઇની આ આપખુદી સામે અ-

દુભાઈ તણાઇ પડયા, તે ઉપરથી ભીખુભાઈ અદુભાઈ સાથ અથડી પડયા. તેઓ સેજવારમાં ગાળાગાળી ઉપર આવી ગયા. એકે કહ્યું કે "તું લુચ્ચો છે." તો બીજાએ તોમત મુક્યું કે "તું ચોર છે, અને આ રૂપિયા ચોરી જાયછ." ગાળાગાળી ઉપરથી હાથોહાથ થવાને શી વાર? પણ જ્યાં સુધી શાબ્દુનની મારામારી ચાલી ત્યાં સુધી જે ક્લાર્કો માત્ર રમુજ મેળવીને વચે પડયા નહી તેઓ હવે હાથદરાજીમાં તો વચે પડયા ખરા અને તેથી "શેઠબાવા" ના આ બે "નાનલા શેઠો" એકેકનાં કોઠાં રંગતા અટક્યા.

આ સઘળી તોડફોડ ચાલેછે એટલામાં મનચેરજી શેઠનાં પગલાં સંભળાયાં. તે અડધા કલાકની અંદર પાછા આવ્યા અને તેવણના આવી લાગ્યાથી મારામારી અટકી એટલુંજ નહી પણ મારામારી ચલાવનારાઓ લાગલાજ નહાસીને સંતાઈ ગયા. એક પાણી પીવાની ઓરડીમાં નાઠો, બીજો કાગળિયાંની કબાટની પછવાડે ભરાયો, અને મનચેરજી શેઠ સરેસતાની ભપકાદાર ઘરપચ અને રોબથી જેવા પોતાની "આફીસ" નું બારણું ઉઘાડી અંદર પેઠા તેવા બેહુ છોકરાઓ એકેકની પાછળ દાદર ઉપરથી બિલાડીને પેઠે સટી ગયા.

ઓરડામાં પેસતાંજ ગુલીને તેના દીકરા સાથ બેઠેલી જોઇને મનચેરજી શેઠ તો દીગમુઢ થઇ ગયા. જેને તેવણ દુર કરવા માગતા હતા તે તો પાસેની પાસેજ. જેને ઉડાવી એમ તેવણ સમજતા હતા તે તો તેવણની આગળજ બેઠેલી. રૂસ્તમ શેઠના આવતાં વારજ ઉભો થઇ બારીપર જઇ ઉભો, જ્યાંથી જોયું તો ભીખુભાઈ અને અદુભાઈ તો હેઠના રસ્તા ઉપર પેલા પચીસ રૂપિયા સારૂ ધુરકાધુરકી કરતા ચાલ્યા ગયા હતા.

"તમોને અંહી કોણે બેસાડયાં?" મનચેરજીએ ગુલીને જાણે કોઈ ધાઇઓરી જાણી હોય તેમ ધમકાવીને પુછ્યું.

"તમારા ક્લાર્ક કાવસજીએ જી." ગુલીએ ઉઠીને જવાબ દીધો "જ્યારે મેં જાણ્યું કે તમો સાહેબ અડધા કલાકની અંદર પાછા આવશો ત્યારે મેં અરજ કીધી કે મને આફીસમાં બેસવા દેવી અને તે ઉપરથી મી૰ કાવસજીએ પોતેજ મને અંહી બેસવાની ફરમાસ કીધી."

"પણ મેં તમોને કાલે બોલાવ્યાં તે છતાં તમે મને કંટાળો આપવા અંહી બેઠાં." મનચેરજીએ દમ ભરાવ્યો.

"મારૂં કામ આજનું છેજી, અને હું કાલે આવું તે ફોકટ છેજી."

"હું તમોને ઓળખતો નથી, તમારૂં શું કામ છે તે હું જાણતો નથી, તમે મને કંટાળો શામાટે આપોછ?"

"હું, જી, તમારાં મેહરબાઇના મામાના દીકરા, બેહસ્તી ગુમાસતાના ગાંધીની બૈરી થાવું ——"

"વારૂં પછી?" મનચેરજીએ અધીરાઇથી પુછ્યું.

ગુલીએ પોતાનું કામ કહી સંભળાવ્યું—ઘણી નરમાશ, ઘણી આજીજીથી અરજ ગુજારી કે તેના સામાન ઉપર મુકેળી ટાંચ ઉઠાવી લેવી.

"હા, ખુશી સાથે ટાંચ ઉઠાવી લેવું." મનચેરજી શેઠ ઢોંગ ચલાવ્યા. "કાવસજી, આ બાઈ ઉપર 'એક્ઝીક્યુશન ઑફ ડીક્રી'માં 'અટૅચમેંટ' મુકયુંછ તે ઉચકાવી લે."

"વારૂં સાહેબ." કાવસજી ક્લાર્ક દોડી આવ્યા. "બાઈ, પૈસા લાવ્યાં?"

"નહીજી, પૈસા તો મારી પાસે નથી."

"પૈસા નથી?" જાણે કે મનચેરજી શેઠે હમણાજ જાણ્યું. "ત્યારે પૈસા વગર ટાંચ કેમ ઉચકાશે?"

"સાહેબને મેં ગઈ કાલે કાગળ લખ્યોછ, તેમાં કબુલાત આપીછ કે મારા ભાઇ ફરામરોજ પ્લીડર પૈસા મોકલશે ને હું સઘળું ભાડું ચુકવી આપીશ. મારો તે કાગળ સાહેબને મળ્યો કેની?"

"કાગળ મળ્યો, પણ એવાં કાગળોથી

અમે અમારૂં કામ થોભાવી શકીએ નહી." મનચેરજી શેઠે એક મેહરબાનગી દાખલ જવાબ આપ્યો. "તમારા ભાઇને હું ઓળખતો નથી અને તે કોઇ નનામાની જામીનગીરી ઉપર મારીથી ઘટતી વસુલાત બંધ પડાય નહી. હું ધારાનો માણસ છુ ને ધારાનું કામ ધારા પ્રમાણે બજાવવું જોઇયે."

"મારો સામાન વેચાશે પછી હું શું કરીશ?" ગુલી આંખોમાં આંસુ લાવી બોલી. "મારાં બચ્ચાં હમણાજ ભુખે તો મરેછ, પણ તેમાં સામાન વેચાયાથી અમારાં હાલ્લાં રખડયાથી અમે રસતામાં પડીશું."

"તેમાં હું શું કરૂં, બાઈ? મારે તો મારી ફરજ બજાવવી જોઈયે. તમે જે ઘેર વાપરોછ, તે કાંઈ મારૂં નથી. હું તો હોરમજશાહ શેઠનો ફરમાવેલો બંદો છું. તેવણને બરાબર હિસાબ આપવાની મારી તો ફરજ છે."

"હોરમજશાહ શેઠ ખુશીથી થોભશે. તેવણનું ધરમી દીલ ગરીબો તરફ ઘણું રેહમવંત છે."

"હું નહી ધારતો કે તેવણ થોભે" મનચેરજી શેઠે ડાકું ધુણાવ્યું. "તેથી ઉલટું હું ધારૂંછ કે મેં છ મહીના વેર ભાડું ચડવા દીધું તેથી એવણ મારા ઉપર ખફા થશે અથવા મને પોતાનું કામ આપેલુંછે તે છીનવી લઈ તમારી મોહકાણમાં મને શિક્ષા કરશે."

"તેમ મારો સામાન છે જી. મારા બેહસતીએ સઘળો સામાન અંહી નવો ખરીદેલો છે."

"સામાન તમારા ઘેરમાં છે તે કેટલો છે તે અમે શું જાણીએ? ઘેરમાં બેઠાં બેઠાં આપણે હજારો રૂપિયાની મીલકત ગણ્યા કરીએ, પણ વેચવા જઇએ ત્યારે ભાગા ભંગારપેઠે કચરાને મુલે વેચાયછ. તમારો સામાન વેચાશે ત્યારે જણાશે કે તે કેટલાનો છે."

આ કેવા શુકનો! ગુલી આ શુકનો કેમ સાંખે! રૂસ્તમનું આ વખતે લોહી ઉકલી આવ્યું અને તે જાણે કે આ નીચ અપમાન કરનારના જીવપર ધસ્યો હોય તેમ પોતે જે બારી આગળ ઉભો હતો ત્યાંથી પોતાની મા પાસે ખુરસી ઘસડી લાવી ઉભો. પણ જાણે કે આ વેહવારની સેજ વાત હોય તેમ આ ગરીબને સતાવવામાં છુપી મોજ લેતો મનચેરજી શેઠ એ શબ્દો ગંભીર શાંતિથી બોલ્યો. ગુલી લોહીનો ગોટ ગળી જઇ બોલી કે—

"સાહેબ, અમે ગરીબ મીસકીન છીએ અને અમારો સામાન કચરો છે તે તો વધારે કારણ છે કે——"

"હવે બસ કરો, બાઇ." મનચેરજી શેઠે તેને વચતી બોલતાં અટકાવી. "એક બોલ કહીએ તેબી તેજ ને હજાર કહીએ તેબી તેજ. તમે ચહડેલું ભાડું અને અમારો ખર્ચ આપો અને આ ટાંચ હું મોઠી ખુશી સાથે કાહાડી લઈશ."

"શેઠ, ગરીબપર દયા કરો."

"હવે કંટાળો ના આપોની તો બા." મનચેરજી શેઠ હવે દહવારો કરી ઉઠયા. "હુંબી કાંઈ મારો કામ ધંધો કરૂં કે નમારો કુથલો લઇ બેસું? મેં આટલું બધું સમજાવીને કેહવા છતાં તમે સમજતાં નથી તો તમે ડોણુ છો કોણ? આખી રાત બેસીને માથું ઝીખશો પણ હું એકથી બીજો જવાબ આપનાર નથી."

"એક પંદર દહાડાની મુદત——"

"અં હં હં હં હં! તમારી સાથ મેં આટલીબી વાત કીધી તેનો આ તો તમે દંડ બંડ લેવોછ શું? ચાલો જાવો! નીકળો અહીંથી!" હવે મનચેરજી ઘણા ગુસાથી ઉભા રહી લાંબે લાંબે હાથે બુમ મારવા લાગ્યા. "તમારા અમે કાંઈ ગુલામ બુલામ છીયે? તમારા બાપની કાંઈ અંહી શ્રમણી બમણી દાટેલી છે? કે આજ બપોરથી અમોને કંટાળો આપોછ? ચાલો જાવો"

"સાહેબ, સાહેબ, જરા થંડા થાવો. અમથો કાંય સહેતા જીવને સંતાપોછ?" રૂસ્તમથી બોલ્યા વગર રેહવાયું નહી.

"અમે જઈયેછજી." ગુલી ઉઠીને બોલી, કેમકે રૂસ્તમ સામો થાત તે ઠીક નહી.

નામોશી અને નિરાશાથી રડતે ચેહરે ગુલી ગરીબ આ "શેઠ"ની આફીસની બાહાર નિકળી. ત્રેતનો ટાઇમ થયલો હતો, માટે વીસ મિનિટમાં તો ગુલી પાછી પોતાના ગરીબ ઘેરમાં જઈ પુગી.

ગુલીના જવા પછી અડધેક કલાકે અદુ બીહતો બીહતો પોતાના બાપની હજુરમાં આવી ઉભો. ગુલીના સામાન ઉપર ટાંચ લાવવા અદુને બેલીફ સાથ મોકલ્યો તે હજી શું કરેછે તે વિષે શેઠબાવાના મનમાં ઘણી આતુરતા થતી હતી. અગત્ય કરીને ગુલીના આવી જવા પછી તેવણને વધારે શક ગયો. ગુલી અંહી આવી તેટલામાં ટાંચ લાગુ પાડી હોય તો સારૂં, પણ તેમ હોય તો ગુલી અંહી આવે શા માટે? મનચેરજીએ નકી ધાર્યું કે ડીક્રી બજા લાવવામાં આવી નથી—તે કોઈ રીતે થોભાવીનેજ ગુલી અંહી આવી ગઇ.

માટે સાંજના પાંચ વાગતાને સુમારે જ્યારે અદુભાઈ પાછો આવ્યો ત્યારે પેહલો સવાલ શેઠબાવાએ એ પુછયો કે "કેમ? ડીસ્ટ્રેસ વારંટ એક્ઝીક્યુટ કીધું કે?"

"નહીજી. તે બૈરી પૈસા લેવા ગઇછ તેથી બેલીફ થોભ્યોછ." અદુએ શેઠબાવાની ભારી નાઉમેદી વચે ઓલાસો કીધો.

"પૈસા લેવા ગઇ?" શેઠ બુમ મારી ઉઠયા "કોણે કહ્યું? તે તો રાંન અટેચમેંટ કઢાડી નાખવાની અરજ કરવા હમણાજ અંહી આવી ગઇ; ને તું જુઠું કેમ બોલેછ કે તે પૈસા લાવવા ગઇ?"

અદુ પોતે જુઠો પડવા માટે ઘભરાયો. પણ તે ખામખા જુઠું બોલ્યો નહી હતો. ગુલી અંહી આવી તેટલાં તેની તરફથી જીવીએ બેલીફને એમ કહીને થોભાવ્યો હતો.

"જી, તે પેહલે પૈસા લેવા ગઈ હશે અને નહી મળ્યા હશે ત્યારે તમારી પાસે ટાંચ કહડાવી નાખવા આવી હશે." અદુએ અટકલ ચલાવી.

. "એ વળી શી અકલ દોડાવી?" હજી અદુના બાપનો ગુસો નરમ પડયો નહી હતો. "તે હડી ત્રણ વાગતાની તો આ આફીસમાં ધકેલા ખાવા કરતી હતી, ત્યારે વળી તે પૈસા લેવા ગઈ ક્યારે અને તેને ના પાડયા કોણે?" અદુ આ તકરારથી ચુપ થઈ ગયો. "વારૂં એ પોતાને ઘેરથી ક્યારે નીકળી?"—"આશારે બે વાગેલા હતા." અદુએ જવાબ દીધો.—"ત્યારે તો પૈસા લાવવાનું બાહનું કાહાડી પાધરી અંહીજઆવી." શેઠે બરાબર તર્ક બાંધી.

"મુવો તું કામનો કરતો, કમબખ્ત હજામ!" શેઠબાવાએ અદુભાઈનો પોતાના સરેસ્તા પ્રમાણે "ઉધરો લઈ નાખ્યો" "હમેશાનું તારૂં કામ એવુંને એવુંજ. એક કામ તો પાધરૂં કરી મર. આખો દહાડો રોકીને સાંજે આવ્યો ત્યારે પાછો જેવુંને તેવું કામ કીધા વગરજ. તું શું આમણ ચાલતાં વકીલ થશે ને બાપની જગ્યા રાખશે? ઉંડગ જેવો વધી ગયો ને એટલું એક કામ નહી આવડયું? તે ઓરત પૈસા લેવા ગઈ તે પાછી આવી કે? પૈસા લાવી કે? તે લીધા વગર તું પાછો કાં આવ્યો? તે પૈસા નહી લાવી તો ડીક્રી બજાવી કાં નહી?"

"બેલીફ હજી બેઠોછ, બાવાજી." અદુએ બચાવ કીધો.—"પણ ત્યારે તું શું ધુળ મુકવા અંહીવેર ધકો ખાઈ પાછો આવ્યો?"—"મને બેલીફે મોકલ્યો."—"કાં?"—"તમોને પુછવા, કે ભાદ્રુત કાલ સુધીમાં પૈસા લાવશે, વાસતે જો તમારી રજા હોય તો એક દહાડો ટાંચ થોભાવું."—"કારણ? બેલીફને શી સતા કે આમ પુછવા તુને મોકલ્યો?"—"ગુલીના ઘેરમાં જીવી નામની તેની કોઈ પડોશણ છે, તેણે બેલીફને ઘણો સમજાવ્યો કે બિચારીનાં બચ્ચાં ભુખે મરશે, તે ઉપરથી બેલીફે તમોને પુછવા સારૂ મને મોકલ્યો કે કાલે પૈસા આપવા કેહછ માટે એક દહાડો થોભશો?"

"અરે! તમારૂં નખોદ જાયરે તમો કામના કરતાઓનું!" મનચેરજી શેઠ ઘ-

ણાજ હરાકેરાઇને ગાળા દવા પડયા કે જે ગાળો સઘળી અમે અંહી પ્રગટ કરતા નથી. શેઠ મનચેરજી ઘણા "ભણનાર ગણનાર" ને પાક પરહેજગાર હતા પણ તેવણના મોહમાં મમાચચાની ગાળોના ઝુરા ભરેલા હતા અને પોતાનાં ફરજંદોને વઠીક તેજ ગાળોની ચોપરવાહી કરતા હતા. "જા, અતરઘડી પાછો જઇને બેલીફને કેહ કે જો તું આજને આજ તારૂં કામ નહી કરશે તો તુને હું 'રિસપૉનસિબલ' (જોખમદાર) ગણીશ અને મારા પૈસાની ફરિયાદી તારી ઉપર માંડીશ. જા, જલદી જા. સાંજ પડી ગઇછ અને મોડું થશે તો કામ બિગડશે."

અદુ દોડયો. પણ મોડું થઈ ચુકયું હતું. ટ્રેનને બીજા પોણા કલાકની વાર હતી, માટે હવે તો અદુભાઈ સ્ટેશન ઉપરજ થોભ્યા. બાપની ઑફીસમાં જો અદુભાઇને ભીખુભાઇ સાથ મારામારી નહી થાત, એ બે ભાઇઓ પૈસાને માટે જો અથડી નહી પડત, જેવો ગુલીને ઘેરથી આવ્યો તેવોજ જો અદુ પોતાના બાપને મળ્યો હોત તો આટલું મોડું થાત નહીં.

સ્ટેશન ઉપર અદુભાઈ અને ભીખુભાઈ પાછા મળ્યા. પેહલો ગુલીને ઘેર દાદર જતો હતો, બીજો પોતાને ઘેર મેહમ જતો હતો. મળતાં પેહલાં તો તેઓ વચ્ચે ઘુરકાઘુરકી ચાલી, પણ પછી સુલેહ થઈ. "ઑફીસમાંથી મેં રૂપિયા લીધાછ તે તું બાવાને કેહશે કે?" ભીખુભાઇએ પુછયું. અદુભાઇએ અજાણતાં હા કહીને દમ ભરાવ્યો.—"પણ વારૂ હું તુને અંદરથી ભાગ આપું તો?" ભીખુભાઇએ સમજુતીની દરખાસ્ત કીધી. "કેટલા આપેછ?"—અંતે ભીખુએ જે પચીસ રૂપિયા ઉપાડયા હતા તેમાંથી રૂ૧૦ લીધા વગર અદુનું મોહડું મુગું થયું નહી.

અદુને તો આ આઇતી તીજોરી થઇ. ગજવા ખર્ચના રૂપિયા તો બાપની ઑફીસમાંથી જેમ ભીખુભાઇને તેમજ અદુભાઇને અને તેમજ વીકાજીને મળતા હતા. આ રૂપિયા ભીખુએ તો પોતાના "પૉકેટ મનીને" પેટે અંગ ઉપર લીધા માટે તેને એ રૂપિયામાં નફો કાંઈ નહી હતો, પણ અદુભાઇએ તો ભીખુની આ ઉઠામણી છુપી રાખવાની લાંચમાં રૂ૧૦ લીધા, એટલે તે તો એને એના પગાર ઉપરાંત ઈનામમાં વધતા મળ્યા, અને તે કમાયો.

---

## પ્રકરણ ૩૬ મું.

## હોરમજશાહ શેઠ.

આ હિગામમાં જીવી ગુલીને જીવની પેઠે ચાહનારી માલમ પડી. ગુલીની ગેરહાજરીમાં તેણીએ બેલીફને કેવી રીતે સમજાવી લીધો તે અદુની ઉપલી વાત ઉપરથી આપણે જોઇયે છીએ.

પણ અદુએ પોતાના બાપ આગળ જીવીની સઘળી ખુબી વરણવી નથી. ગુલીના જવા પછી જીવીએ બેલીફ સાથે ગોયા દોસ્તી કરી નાખી. પાછલા પહોરે તેણીએ ગુલીનાં છોકરાંઓને માટે ચા સાથ કેક મંગાવ્યાં, તેની ખરી મતલબ એ બાહણે ગુલીના આ માગનારને તાઠા મીઠા રાખવાની હતી. બેલીફે અને અદુએ "એક કાળી કાળી પારસણ" ની આટલીબધી મેહરબાનીને માટે ઘણી આનાકાની બતાવી, પણ "બાપા ભુખ્યા ઓહો,"—"ઓવાય! આના ગોટમાં હું ગાઊં?" વગેરે મીઠી મીઠી વાતો કરી જીવીએ તેમની મદારત કીધી. એમ કરતાં તેઓને ટાહેલું કરાવી તેઓનો ઘણો વખત ગાળી નાખ્યો અને બેલીફ તથા અદુ સાથ આગળી પાછળી ઓળખાણ કાહડી પછી તેમની આગળ ગુલીની

ગરીબાઈની વાર્ત છેડી. અદુ ઉપર નહી પણ બેલીફ ઉપર તો અસર થઈ, અને જીવીએ મંગાવેલા બ્રાંડી સોડાનાં બે ત્રણ ગ્લાસ ઘોકવાના બાહારમાં બેલીફ સાહેબ એટલા તો પીગલી ગયા કે અદુને તેના બાપ ઉપર એક દહાડો થોભવાની માગણી આપી મોકલ્યો!

ગુલીને આવવાની જીવી ઈનતેજારીથી રાહ જોતી હતી. કેમકે વખત ઘણો થઈ ગયો હતો અને બેલીફને એટલો બધો વખત અધીરાઈ ઉપજ્યા વગર સંભાલી રાખવો એ સેહલ કામ નહી હતું. મનચેરજી વકીલ ઉપર કશી પણ અસર થયા વગર તેના નાલાયકી ભરેલા જવાબથી ગુલી પાછી ફરશે એવી જીવીને લગભગ વકી હતી, અને તેમ બન્યું.

ગુલી જેવી આવી તેવીજ જીવી તેને મળવા કંપાઊડમાં દોડી, કાંકે તેઓ વચેની મસલત છાણી હતી અને તે બેલીફે સાંભળવી નહી જોઇયે. "કેમ બેહન, હું થીઉં? રડતા હમાચાર કે?" જીવીએ પુછ્યું.

"હા. તે તો નહી સમજતો. હવે શું કરૂં! બેલીફ તો હજી બેઠો હશે?"

"ઠીક છે, હઉ ઠીક છે. પણ તું બીહી ના." જીવીએ ધીરજ આપી. "પેલા દુકતાને તો પટાવીને કોટમાં મોકલેલો અને બેલીફ હાત તો ઓળખાણ કરી લાખીને મેં થંડો મીઠો બેહાડેલો. તે તો બબાની બાહારમાં ટૅ થઇને તૈયાર બની રહેલો."

"પણ એમ તેને કયાંસુધી રાખી મુકશું? હવે તો કાંઇજ રસતો રહ્યો નથી." ગુલીએ અફસોસ કીધો.

"હજી એક ઉપાય છે, હું કહું તેમ તું કરહે?"

"આ આફત મટાડવાના જેબી વાજબી ઉપાય કેહશો તે કરવાને હું બંધાયલી છું."

"ત્યારે તો ગુલીબાઇ, તું જા હોરમજહા હેઠ પાહે. આ વકીલ થતાને તો દયા નહી લાગેલી, પણ એ હોરમજહા દયા કરહે."

"હું તેવણને ઓળખતી નથી, તેવણનું ઘેર જાણતી નથી, તો પારકાં ઘેરમાં હું કેમ જઇને ઉભી રહું!"

"મારો ફકીરો ઘેર બતાવહે. તે હમણાજ કારખાનેથી આવેલો. તેની આગળ મેં વાત કાઢી ત્યારે મને ઠપકો આપવા લાયગો જે ગુલીબાઇને વકીલને ત્યાં હું કામ મોકલી? હેઠને ઘેરેજ કાં નહી મોકલી?"

માત્ર સાડાપાંચ થયલા હતા. હજી આ એક છેલો ઉપાય બાકી હતો. ફકીરાની હિમત ઉપર હોરમજશાહ શેઠને ઘેર તેના પોતાના પગ ઉપર પોતાની અરજી લઈ જઇ મેળવાની ગુલીએ હિમત ચલાવી. ઘરમાં એવી ઘાઇખોરા પેંડે પેઠેલા માંગનારને સંભાળી લેવાને હજી પણ જીવી રાજી હાતી. રૂસ્તમ તાબડતોબ જઈને ફકીરાને તેડી લાવ્યો. ફકીરો ગુલીની સાથે શેઠને ઘેર જવાને રાજી થયો. એક પડોશના તબેલામાં ભાડુતી ગાડીઓ છુટતી હતી તે ફકીરો જોત્રાવી લઈ આવ્યો અને પંદર વીસ મિનિટમાં ગુલી અને ફકીરા સાથ તે ગાડી—મેહમના કોલીઓનું એક ગાડું—એ વાંદરા તરફનો રસતો લીધો.

રસતે ગાડાંમાં ફકીરાએ હોરમજશાહ શેઠની વાતો ચલાવી. તેણે ખાતરી આપી કે ગુલી ઉપરનો આ જાપતો શેઠ તરફનો નહી હોય અને શેઠ જાણશે તો આ જાપતો કાહાડી નાખ્યા વગર રેહશે નહી. "લેની, દીકરી, હું એક દાખલો આપું," ફકીરાએ કહ્યું. "હોરમજહા હેઠને ત્યાં એક પાઉંવાળો પાઉં વેચવા આવે. તે હેઠની એક ચાલીમાં રેહતોથો ને તે ચાલીનું ભાડુંબી મંચેરજી વકીલને હવાલીન હતું. તે પાઉંવાળા પર ઘણા મહિનાનું ભાડું ચઢી ગયું. પાઉંવાળાનો ધંધો બરાબર ચાલતોથો નહી, તોબી આવતો મહિનો હારો જાહે, પેલે મહિને કમાવાહ એમ કરી કરીને ઘણા મહિના કાઢી લાયખા. મનચેરજી વકીલ હેઠને ઉપાય બતાયવો કે તમારૂં ભાડું ચહેડું જાય ને તમે એને હામા પાંઉના પૈહા આપો, એના કરતાં તો પાંઉના પૈહામાંથી ભાડું મજરે લ્યો તો વધારે હારૂં. પણ હેઠે તેમ કરવા ના કહેલું. તે બોયલા કે પાંઉના પૈહામાંથી એ બિચારો પેટ ભરે

તે પૈહા અટકાવી હું એનાં બચ્ચાંને ભુખે કેમ મારૂં? ભાડું ક્યાં નાહી જવાનું છે? એ કમાહે ત્યારે આપહે. પણ તે કમાયલો તો નહીજ ને તેવામાં—દુકાળમાં અદીક માહ—તે બિચારો મરી ગયો. હવે? મનચેરજી હેઠે કહ્યું કે પાઉંવાળાનો હામાન જપત કરવો. પણ નહી. હોરમજહા હેઠે તો તેનું ભાડુંજ માફ કીધું. ઓ લ્યો, ઓ લ્યો, હામે બંગલો દેખાયની? તે હેઠનો મનારો."

ફકીરાની આ વાતની ઉલટમાં "ગાલ્લી"નો ખટારો ધીમે ધીમે ક્યારે વાંદરે ગયો તે લાંબો વખત જણાયો પણ નહી, અને ૭ વાગતામાં તો ગાડું શેઠને બંગલે આવી પુગ્યું.

ફકીરાએ અંદર જવાને ના પાડી. તે તો ગુલીને માત્ર રસ્તો અને બંગલો દેખાડવા આવ્યો હતો.

મનચેરજી શેઠનો બંગલો ગુલીને એક મેહલ સરીખો દીસ્યો હતો, પણ હોરમજશાહ શેઠનો મેહલ તો તે "માહીમ કાસ્ટલ"ને વીસરાવે તેવા સુંદર દબદબામાં ઉભો હતો. તેની બાંધણીની રચના અને શોભા જોવા કે વિચારવાને ગુલીનો આ વખત નહી હતો, તોપણ ખુશનુમા બાગમાં પગ મેળતાંજ ત્યાંનો સુંદર ઠાઠ તેને મોહ પમાડયા વિના રહ્યો નહી.

ગુલી કવખતે આવી હતી. બંગલાના પોર્ટીકોમાં શેઠની ગાડી ઉભી હતી અને બાહાર બેઠેલા રામોસીએ ખબર આપી કે શેઠ તો બાઈની સાથે ફરવા જવાની તયારીમાં હતા. હજી તો ગુલી તેને જવાબ દેયછે એટલામાં ઓટલા ઉપર શેઠ અને બાઈ આવી લાગ્યાં. તેઓએ ગુલીને જોઈ અને ગુલીની નજર એક થતાંજ તે ગાડીની બાજુએ ખુણામાં લજવાતી ઉભી રહી.

શેઠે જોયું કે આ કોઈ ગરીબ દેખાવની અબળા હતી, પણ આબરૂદાર દીસતી હતી. તેના કોમળ ચેહરાની દુખી સપાટી હેઠલ કૂલવાન દીપક હતી અને તે કાંઇ કામે આવી હોય એવું લાગતું હતું.

"કોણને પુછોછ, બાઈ? કાંઈ મારી સાથ કામ છે?" હોરમજશાહે તુર્તજ સવાલ કીધો.

"હાજી." ગુલીએ સાડીની સોડ જરા નીચી તાણીને જવાબ દીધો

"ત્યારે તો, બાઈ, તમે કવખતે આવ્યાં છ." હોરમજશાહ શેઠે તેને પાછી વાળવા માટે તોર તાણથી નહી પણ નરમાશથી દિલગીરી દેખાડી. "હું દિલગીર છું કે અમે હમણાજ બાહાર જઇયેછ. કોઇ બીજી વખત આવી શકશો?"

ગુલી દિલગીર ચેહરે ચૂપ ઉભી રહી, એવું દેખાડતી હોય કે જાણે તેમને રોકવા દિલગીર હોય અને તોપણ રોકવાજ માગતી હોય.

"વારૂં કાંઈ ઘણું તાકીદનું કામ છે, બાઈ?" ગુલીને ચૂપ તથા નાસિપાસ જોઇ શેઠે પુછયું.

"હાજી." અંતે ગુલીએ જવાબ દીધો "જે ઘડી જાયછ તે કીમતી છે, નહી તો કે હું સાહેબને તસદી આપતે નહી."

"ત્યારે તો આવો, ઉપર તસદી લેવો." હોરમજશાહે ઘણાં માન સાથ ગુલીને ઓટલા ઉપર બોલાવી. "અમે તમારી વાત શું છે તે સાંભલીને થોડીવાર પછી બાહાર જઇશું તો ચાલશે."

"કાંઈ નહી. શરમાવો ના—બીહો ના." ગુલીને સીહીડી ઉપર ગભરાતી અને લજવાતી ચહડતી જોઇ શેઠ બોલ્યા "માય, આવોજી, આવો, બેસો." શેઠાણીને પણ બોલવાની ફરજ પડી.

ગુલી ગભરાઈને તદન ઉજળી થઈ ગઈ હતી. એમ કાં? તે મનચેરજી વકીલ પાસે જતાં બીની નહી અને અંહી બીહેછે, તેનું કારણ શું?

એ આબરૂની બીહીક હતી. ખરા મોટા અને નાના વચેનો એ તફાવત હતો. એ ખરેખર ઉંચી તોખમ અને ખરેખર હલકી પદવી વચેનો અંતર હતો.

પેલા મનચેરજી શેઠ મોટા દમામ રાખતા

હતા, પણ તેનો દેખાવ કુદરતથીજ તે દમામને તોડી નાખનારો હતો. તેનો ચેહેરો એક વીક્રાળ વરૂ જેવો બિહામણો હતો, તેની આંખો બિલાડી જેવી મોંઢી હતી, તેની મુછના બાલનો મોટો જથો તેને આકળા ભુત પેઠે બતાવી આપતો હતો. હોરમજશાહ શેઠની હાજરીમાં ગુલીએ એક ખરા તોખમવાન, ખરા અમીરી ચેહરાની અશરાફીના આશ્રય તળે પોતાને ઉભેલી જોઈ. પોહળી પેશાની, નરમ ચશમો, હસતું મુખ, સઘળો મુલાયમ થયલો માયાળુ દેખાવ હોરમજશાહમાં હતો, માટે ગુલીની જે બીહીક તે ખરાં માનની, ખરી મર્યાદાની, ખરી નીતિની પાક લાજ હતી.

"તમારા જીવને સારૂં નથી. જરા ગોટ પાણી પીવોછ? નહી તો આ મંગાવું?" તેને ખુરસીપર બેસાડયા છતાં ફીકી જોઈને હોરમજશાહે પુછયું.

"નહીજી. મને કાંઈ નથી. હું હમણા હોશ્યાર થઈ જઈશ." ગુલીને પોતાના શરમાળપણા વિષે હવે તો ખરેખરો પસતાવો ચયો અને હિમત પકડીને બોલી. "સાહેબ, મને ઓળખતા નહી હશો. હું સાહેબની ભાડુત છું. દાદરના રસતાપર જતાં ફકીરાની પાસેના પીઠાંની સામેજ તમારાજ બંગલામાં હું ભાડે રહેલી છું. હું ગુમાસતાના ગાંધીભાઈની ધણીઆણી ગુલબાઈ થાવું."

"હા, હા. મને યાદ આવી. મેં પસાર થતાં તમોને દીઠાંછ ખરાં." હોરમજશાહે ઓલ્લાં દીલથી પિછાન યાદ કીધી. ગુલીને તેણે જોઈ હતી, પણ આ વિધવાપણાની કાળી સાડીમાં તે બિચારીના ફેરવાયલા કંગાલ દેખાવથી તેવણે તેને પિછાણી નહી હતી. ગાંધીના ગુજરવા વિષે હોરમજશાહને મુદલ ખબર નહી હતી, અને તેથી ગુલી બિચારીને આવી બેઅવતાર રાંડીરાંડ જોવાની તેવણને વકી નહી હતી.

"તમારા ખાવિંદ કયારે ગુજરયા, બાઇ?"

"જી, આજે બાર દહાડા થયા." એટલુંજ બોલતાં ગુલીની છાતી ભરાઈ આવી અને તે ડુસકાં ભરવા લાગી. હોરમજશાહના દયાળુ દિલને આ વાત પુછવાથી પસતાવો લાગ્યો.

"જેવી ખોદાની મરજી." તે એ વાત ઉડાવા સારૂ બોલ્યો. "પણ ગુલબાઈ, શું હુકમ છે તે કહો."

"દયાળુ સાહેબ, હું તમારી રહેમદિલી માંગવા આવીછ." ગુલી દુરથીજ પગે પડીને બોલી. "હું કબુલ કરૂંછ કે તમારૂં ભાડું મેં ચહડાવ્યુંછ, પણ જો એક પંદર વીસ દહાડા થોભો તો તે આપવાની હું કબુલાત આપુંછ. અરે! હોરમજશાહ શેઠ! અમારી નિરાધાર લાચારીની કંગાલીઅત તરફ જોઈ અમારી ઉપર જુલમ ના ગુજારશો. હું તમારા જુલમને લાયક કોઇ લુછી નથી."

"બાઈ, મેં મારા જનમમાં કોઈપર જુલમ ગુજાર્યો નથી." હોરમજશાહે લગાર અચરતીથી કહ્યું.

"નહી સાહેબ, બેઅદબી માફ છે," હોરમજશાહ મને ઓટી પાડશે એમ સમજી ગુલી જરા ઉશ્કેરાઇને બોલી. "તમે સાહેબ મુજ ગરીબની તરફ જેમ વર્તોછ તે જુલમ સિવાએ બીજું કાંઈ નથી. મેં કાંઈ તમારૂં ભાડું ના પાડયું નથી અને તે છતાં સાહેબ, મારાં હાલ્લાં રખડાવોછ તે જુલમ છે."

"મેં કાંઈ તમારાં હાલ્લાં રખડાવ્યાં નથી. મેં કાંઈ તમોને મારાં ઘેરની બાહાર કાહાડયાં નથી."

"અરે સાહેબ! મારા સામાન ઉપર ટાંચ લાવીને વેચાવી નાખશો તે અમારાં હાલ્લાં રખડાવ્યા બરાબર, અમોને રસતે કાહાડી મુકયાં બરાબરજ થશે."

"પણ તમે અમસથાં ગભરાવોછ, ગુલબાઈ. હું તમારો સામાન વેચી નહી નખાવીશ."

"ત્યારે આ ટાંચ મુકીને સામાન ઉચકી જાવોછ તેની મતલબ શી, સાહેબ?"

"ઉચકી જઈશ! બીલકુલ નહી. મારી

પાસે સામાન થણો છે. કેહેશો તો થોડા સામો તમોને આપીશ. તમારા સામાન ઉપર ટાંચ લાવવાનો મારો ઈરાદોજ નથી, બાઈ.

"નહી? નહી?" ગુલી ઘેલીની પેઠે અચરત થવા લાગી. "પેલાઓ તો ઘેરમાં આવીને બેઠાછ, ને સાહેબ ના પાડોછ?"

"કોણ બેઠાછ?"

"બેલીફ અને વકીલનો દીકરો. તેઓ આજ સહવારની મારા સામાન ઉપર ટાંચ લાવ્યાછ. હું મહા મુશકેલીથી તેઓને થોભાવીને અંહી આવીછ."

"ને શું તેઓએ તમોને એમ કહ્યું કે આ ટાંચનું વારંટ મેં મોકલ્યું?"

"હાજી. તેઓએ બોલ્લું તમારૂં નામ દીધું. એટલે કે તેઓને મોકલ્યા વકીલ મનચેરજી શેઠે, પણ તમારી તરફથી ને તમારા કહ્યાથી મોકલ્યાછ!"

શેઠ ગુલીના આ શબ્દો સાંભળી ખુરસી ઝપાટાથી ધસડીને ઉઠયા અને કાંઈ બડબડયા. ગુલીને તે સંભળાયું નહી, પણ તેવણ ગુસે થયલા હતા એટલું તે સમજી.

ઓરડા ઉપર જ્યાં આ વાત ચાલી હતી, તેની પાસે લખવાનો ઓરડો હતો અને તેમાં ટેબલ વગેરે હતાં. ગુલીએ જેયું કે હોરમજશાહ કશું બોલ્યા વગર તે ઓરડામાં ચાલી ગયા.

"સાહેબને તસદી આપ્યા અગાઉ હું પેહલાં મનચેરજી શેઠને ત્યાં ગઈ હતીજી." ગુલી લખવાના ઓરડાનાં બારણાં સુધી જઈ ઉભી અને બોલી. "પણ તેવણે મને કશી દાદ આપી નહી. બે કલાક સુધી મને બેસાડી રાખીને મળવાને ના પાડી અને જ્યારે હું મળી ત્યારે તેવણે મને સાફ કહ્યું કે તમો ઠપકો આપશો, વાસતે તમારી બીહીકને લીધે તેવણ ટાંચ કાહડી નાખવાના નથી."

"હં!" હોરમજશાહ શેઠ જે તુર્તજ લખવા બેસી ગયલા હતા, તેવણે ગુલીને કહેલો મનચેરજીનો જવાબ સાંભળતાં ચસમાંની અંદરથી આંખો ચહડાવી ગુલી તરફ જેઇને એક હુંકારો પુસ્યો કે જે ગુસાનો હુંકારો હતો. "અંહ! એટલું બધું!"

"ગુલબાઈ, હવે તમે સિધારો, અને કશી ફિકર ના કરતાં." તેવણ એક ચીઠી લખી રહી તે પરબિડામાં બીડતાં બોલ્યા.

"જી, આ ટાંચ ઊંચકાશે કે જી?" ગુલીએ એકવાર ફરી ખાતરી કરવાની હિંમત ચલાવી.

"અલબતાં. એકદમ." હોરમજશાહ ચીઠી હાથમાં લઈ પાછા બાહેર આવતાં બોલ્યા. "ખાતરી રાખજે કે તમારી ઉપર મનચેરજીએ જે સિતમ ગુજાર્યોછ તેથી હું તદન અજાણો છું. મારાં આબરૂદાર ભાડુતો ઉપર જબરદસ્તી ચલાવવાનો મારો ધારો નથી અને હુકમ પણ નથી, તે છતાં મનચેરજીએ તમોને સતાવવામાં મારૂં નામ વાપર્યુંછ તેમ કરવાની એને મુદલ સત્તા નથી. તમે સિધારો, અને હું આ ટાંચ એકદમ કાહડી લેવાનો હુકમ મોકલુંછ."

પગે પડતી ગુલી હજારો હજાર ઉપકાર માનવા આવી, પણ તેને આ ખરા શેઠે અટકાવી. તોબણ દુવાઓ દેતી ગુલી ગરીબ હવે એમને ઓટી કરવા માટે હોરમજશાહનાં ધણીઆણીથી માફી ચાહતી ઓટલા ઉપરથી ઉતરી.

"તમારી ગાડી છે કે?" શેઠે પુછયું.

"હાજી, ભાડુતી ગાડી બાહાર રાખેલી છે." એટલું બોલતી ગુલી દરવાજા બાહાર ગઈ. અને ફરામો જે ગાડામાંથી ઉતરીને વાટ જેતો હતો તેને મળી.

બે મિનિટમાં આ ખટારાનું ખરખસ્યું માહીમના રસતા ઉપર ધસડાતું ચાલ્યું, પણ તેની અગાઉ હોરમજશાહ શેઠની ફાંકડી ચાર્ટ શેઠ અને શેઠાણીને લઇને તેમની આગળથી પસાર થઈ ગઈ.

ફરામો ગુલીની સાથે બેસતાં શેઠના દેખતાં લજવાયો. પણ હવે કરે શું? તેણે વાંકો વળી શેઠને સલામ કીધી, જે શેઠે હસીને પાછી વાળી, અને શેઠાણીએ ગુલી ગરીબનાં નમનના ઉતરમાં પોતાની નાજુક ડોક નમાવી.

---

## પ્રકરણુ ૩૭ મું.

## એક અચંબો.

હોરમજશાહ શેઠને ત્યાંથી ગુલીને પાછી ફરતાં વખત થઈ ગયો અને ઝઝખલું થયું. ફકીરાએ ગુલીને માટે આવવા જવાનું ગાડું કીધેલું હતું, તે ધીમા ખરખરિયાંને વાંદરેથી આવતાં અલબતાં અડધો કલાક ઓછામાં ઓછો લાગવો જોઇયે.

એટલા વખતમાં ગુલીના સામાન ઉપર ટાંચ લાવનારો બેલીફ સામાન ઊંચકી ગયો હોત. પણ જ્યાં ખોદા બચાવનાર હોય ત્યાં અનેક રસતે બચાવ થાયછે. બેલીફે અદુને શેઠ મનચેરજી વકીલને પુછવા પાછો મોકલ્યો. પોતાના બાપની આફીસમાં અદુને ભીખુભાઈ સાથ મારામારી થઈ. તે મારામારીને લીધે અદુ પોતાના બાપને મોડો મળ્યો. મોડો મળ્યાને લીધે જ્યારે મનચેરજી શેઠે અદુને ટાંચ નહી બજા લાવવા સારૂ ઠપકો આપી પાછો વાળ્યો ત્યારે ત્રેનને મોડું થઈ ગયલું હતું. તે મોડું થવાને લીધે અદુને છેક બીજી ત્રેનમાં જવું પડયું તેથી વધારે મોડું થયું અને તેટલીવારમાં તો આ ટાંચ ઊંચકાવી લેવા સારૂ ગુલી હોરમજશાહ શેઠને ત્યાં અરજ ગુજારવા જઈ ચુકી હતી.

અદુ ગુલીને ઘેર પાછો આવ્યો ત્યારે અલબતાં ચીહીરડાયલો, ઉતાવળો, ગડબડ કરતો આવ્યો. તે તકાજો કરતો આવ્યો કે "કયાં છે આ ઘેરવાળી? મનચેરજી શેઠ તો ઘણા ગુસે થયાછ કે આખો દહાડો થયો તોપણ સામાન કેમ નહી ઊંચકાયો? બેલીફ, હવે જો તું ઢીલ કરશે તો તેનો જોખમ તારે માથે છે." ઇત્યાદી.

"પણ ભાઈ, તુને તારા પૈહા મળવા હાતે કામ કની?" જીવીએ તેને ટાઢો પાડવા માડયો. "તુંને તારા પૈહા મળે તો બહ? ત્યારે હાની ગડબડ કરતો છે? ગુલીબાઈ પૈહા લેવાજ ગયલી તે ઓય આવી લાગહે."

"પણ તે કયાં છે? હું નથી માનતો કે તે પૈસા લેવા જાય. હે જીવી, સાંજે તેં મને એમ ઠગીને મોકલ્યો કે ગુલીબાઈ તો પૈસા લેવા ગઇછ, પણ તે તો મારા બાપને ત્યાં ટાંચ ઉઠાવી લેવાની અરજ કરવા ગયલી હતી. પૈસાજ લેવા ગઈ તો મારા બાપ પાસે જવાની તેને જરૂર શી હતી? જીવી, આ તું બધા ઢોંગ કરેછ પણ હું હવે નથી થોભવાનો. બેલીફ, શેઠબાવાએ સાફ હુકમ કીધોછ કે એકદમ સામાન ઊંચકી લઈ જવો."

"હાય હાય! આ પોયરો તો જુલમ કરી રહેલો!" જીવીએ પ્રોટેસ્ટ કીધો. "હરકારના ધારાથીભી ઉલટું? પૈહા આપે તોએ હામાન ઊંચકી જાય? એ કેમ બને? હું તો હામાન નહી લઈ જવા દેવું."

"પણ પૈસા કયાં છે? લાવ, પૈસા ચુકવી આપ." અદુએ દાવો કીધો. "આખો દહાડો સુધી અમોને ઠગીને થોભાવ્યા, ને હજી પૈસા કયાં છે?"

"પણ તે ગુલીબાઈ આવે ત્યારે કની? તેને આવવા તો દે. એમ હું કરે અદુભાઈ? દીકરા, તું હમજુ થઇને નાદાની કરે?"

જીવીએ આ જુવાનને સમજાવ્યો તેથી નહી, પણ બેલીફ જેને આટલો વખત ગુલીની ગરીબી ઉપર દયા લાગેલી હતી તેણે અદુને જરા નરમ પાડી થોભાવ્યાથી તે થોભ્યો.

થોડા વખતમાં ગુલી આવી લાગી. અદુએ જોયું કે તે ફકીરાની સાથે વાંદરેનાં કોલીઓનાં ગાડામાં બેસીને આવી હતી. કદાચ તે કેથે પૈસા લેવાજ ગઈ હોય અને લઈનેજ આવી હોય. ફકીરાએ ગાડાનું ભાડું ચુકવી આપ્યું.

"કેમ ગુલબાઈ, પૈસા લાવ્યાં?" તે આવતાંની વાર અદુ સામો પુછવા ગયો. "પૈસા ચુકવી આપોછ કે? કેટલા રૂપિયા લાવ્યાંછ? અમારો ખર્ચ પણ આપોછ કે?"

"હું પૈસા તો કાંઈ લાવી નથી." ગુલીએ નિરાશા ભર્યો જવાબ દીધો. "પણ જી, હું તો——"

"પણ, પણ, શું કરેછ? ભાડું ચુકવની?" અદુ ગુસાનો માર્યો તોછડાઇથી બોલવા પડયો. "પૈસા લાવુંછ કરીને અમોને એટો ભરૂસો કેમ આપ્યો?"

"પણ મારી વાત તો સાંભળો——"

"હા. હા. અદુભાઈ, તે કેહ તે જરા હાંભળ તો ખરો."

"હું નથી સાંભળવાનો, એક બોલ નથી સાંભળવાનો." અદુભાઈ તો એકથી બીજો નહીં થયો. "શું તમો લોકને લીધે અમે ઠપકામાં આવીએ કે? અમેં તો અમારી ફરજ બજાવવાના."

"પણ નહી ઠપકો મળે. તું તારી ફરજ બજાવવા આવેલો તો બજાવજે. પણ હાંભળ તો ખરો? આ બાઇનો જવાબ હાંભળીને પછી ફરજ બજાવજેની, બાપા." ફકીરો પણ પોતાની જીવીની અરજમાં સામેલ થયો.

"હું હોરમજશાહ શેઠને મળી આવીછ." ગુલીએ તુરત પોતાના અધુરો રહેલો જવાબ પુરો કીધો. "તેવણે મને સાફ કહ્યુંછ કે આ ટાંચ લાવવાની તેવણે મુદલ સત્તા આપી નથી અને તે છતાં તેવણના હુકમ વગર તમે મારા ઉપર આ જુલમ ચલાવોછ."

"એ કેહવા સારૂ અમોને થોભાવ્યા કે? એનું નામ પૈસા લાવી કે?" હોરમજશાહની તરફનો આ જવાબ સાંભળીને ફેલીફ જરા બીધો, પણ અદુ તો વધારે ગુસ્સે ભરાયો. "અમે કાંઈ હોરમજશાહને ઓળખતા નથી. અમે તો કોર્ટનો હુકમ થયો તે બજા લાવવાના. મનચેરજી શેઠે કોર્ટની ડીકરી કરાવીછ, અને તાકાત કોણની કે તેમાં હરકત લાવે?"

"પણ એ ડીકરી કાઢી લાખવાનો હોરમજશા હેઠે હાક હુકમ મોકયલોને?" ફકીરો રીકજીક કરવા લાગ્યો.

"હોરમજશાહ કોણ થાયછ! હોરમજશાનો બાપ આવે તોપણ નહી ચાલે." અદુએ હુજત લીધી. "હે બૈરી, તું શું કેહછ? પૈસા આપેછ કે નહી?"

"હે! હે! મોહડું સંભાળીને બોલ! આબરૂથી વાત કર!" આ શબ્દોની સાથેજ ઉછાછલા અદુના ગાલ ઉપર પછવાડેથી એક સજડ સલાપ આવી પડી. "ચંડાલ! કોણની સાથે એવા અપમાનથી વાતો કરેછ? બાઈ માણસને આમ તોછડાઈથી બોલવાનો પણ કોર્ટે હુકમ આપ્યોછ કે? મુંજી, યાદ રાખ કે જેની સાથે તું વાત કરેછ તે એક કુળવાન અબળા છે!"

જેમ આ શબ્દોની શરૂઆત એક સલાપથી તેમજ સેવટ પણ એક બીજી સજડ સલાપમાં લાવીને એ બોલનારે અદુને એક ખુરસી ઉપર હડસેલો મારી તોડી પાડયો, અને આ "શેઠબાવા" ના "નાન્લા શેઠ" તો ચમચમતા ગાલ પસવારતા ડઘાઇને જોવાજ પડયા.

આ તમાશો ખેંચી કાહાડનાર કોઇજ નહી પણ ગુલીનો વડો દીકરો રૂસ્તમ હતો. પોતાની ગરીબ માતાને આજ આખા દહાડા વચે ઘણાં અપમાનો થયાં અને તે રૂસ્તમ પોતાનાં ઉકળી આવેલાં લોહીનો ગોટ ગળી જઇને ઘણીવાર ખમી ગયો. પણ આ એક રખડતા, ચીથડિયા જેવા પોસ્યાએ જ્યારે બિચારી ગુલીને "હે બૈરી!" અને બીજાં અપમાનોથી સતાવી ત્યારે રૂસ્તમથી તે તામોસ થવાયું નહી અને પોતાની માના બચાવમાં તેણે આ "નાન્લાશેઠ" ને પોતાના નાના હાથનો સ્વાદ બતાવ્યો.

"તું કોણ મને હાથ લગાડનાર?" થોડીવાર સુધી તો ગાલના ચમચમાટ તળે ડઘાઇને બેસી રેહવા પછી અદુ ગુસાથી ઉઠીને રૂસ્તમને મારવા ધસ્યો. એ પોતાનો બચાવ કરવાને શક્તિવાન હતો, પણ વાત વધી જાય તેની બીહીકથી ગુલીએજ રૂસ્તમને ઠપકો આપ્યો, તથા ફકીરાએ રૂસ્તમને ધરી લઈ બાહાર હડસેલી દીધો,

અને અદુને બેલીફે ઘંટો પાડી પાછો બેસાડી દીધો.

"એટલે, કાં પણ? બેલીફ, તું આગળ રહીને મને માર ખવડાવેછ? હું આટલો સરખા પોસ્યાનો તમાચો ખાવું કે?" ઈત્યાદી ઈત્યાદી શબ્દોમાં અદુભાઈ પાછલે પગલે હઠતાજ ગયા.

"બાઇ, તમે કહોછ કે હોરમજશાહ શેઠે ટાંચ કહડાવી નાખવાનો હુકમ આપ્યોછ" બેલીફે અદુના મધુર ઉચ્ચારણ ઉપર જરા પણ લક્ષ ન દેતાં ગુલીથી તલાશ કરવા માંડી. "તો કહો તે હુકમનામું ક્યાં છે?"

"તેવણે મનચેરજી ઉપર મોકલાવ્યુંછ" ગુલી બોલી.

"પણ અમોને તે હુકમ મળ્યો નથી બાઇ, અને દલગીર છું કે હવે મારાથી વધારે થોભાય એમ નથી. હવે તો મને સામાન ઊંચકી લઇ જવો પડશે, અને જો તેટલામાં હોરમજશાહ શેઠનો હુકમ આવશે તો——"

"પણ એ કોણ મોટો હુકમનો ફેરવનાર આવ્યો?" અદુ બબ્બાળવા લાગ્યો. "મોટો હોરમજશાહ શેઠની કાહાડયોછ! શેઠ, શેઠ, શાનું કરેછ? કોણે એને શેઠ બનાવ્યોછ? એ હોરમજશાહ કોણ થાયછ?"

"હું થાવુંછ, ભાઈ, હું થાવુંછ." આ શબ્દો તુર્તજ પછવાડેથી સંભળાયા અને તેની સાથે અચબુચ હોરમજશાહ પોતેજ બાહેરના બારણામાંથી ઘેરમાં નીકલી આવ્યા!

ફકીરો ગભરાઇને સલામ કરવા માટે ભાંયને લાગે એટલો વાંકો વળી ગયો, જીવી શાડીની કાછડી વાળીને ગામડીઆ સહી ઉભેલી હતી તે ખોહીને પછવાડે નાહી, ગુલી સાડીની સોડ તાણી માન સાથ આવકાર દેતી ઉભી, પણ અદુ જે હોરમજશાહને સારીપેઠે શાલપામરી દેતો હતો અને બેલીફ જે શરાબમાં ભારોભાર રોશન હતો તેઓની અચરતીનું શું વર્ણન કરીશું?

અદુભાઇ તો શેઠને જોઇને ધુજવાજ પડી ગયા, અને બેલીફ જે એક કોચની ઉપર પગ લાંબા કરીને પોતાના ઘેરમાં હોય તેમ પડેલો હતો તે શેઠનો કદાવર દેખાવ રોબથી પોતાની સામે જોતાંજ કુદીને ઉભો થઈ ગયો.

જ્યારે હોરમજશાહ શેઠના ઘણા વિશ્વાસુ અને માનીતા મનચેરજી શેઠનો દીકરો પોતે એ શેઠને સરપાવ દેતો હતો તેજ ઘડીએ એજ શેઠની હાજરીની કોણે વકી રાખી હોય? અને તેબી ગુલી ગરીબના ઘેરમાં?

અચીત ગુલીને પોતાને પણ આ માન ભરેલી મુલાકાતની વકી નહી હતી.

હોરમજશાહની ગાડી ગુલીનાં ગાડાં આગળથી પસાર થઈ ગઈ ત્યારનો એ શેઠે તો ગુરીના ગરીબ ઘેરમાં એ ગરીબની મુલાકાત લેવાનો ઠરાવ કરેલો હતો. પોતાના સામાન ઉપર આવેલા ઘાતકી જાપતા વિષે ગુલીએ જે દુઃખ ભરેલું દાસ્તાન કહી સંભળાવ્યું તે જાપતો ઉઠાવી લેવાનો આ શેઠના હાથમાં ઉપાયજ એ હતો કે પોતે જઇને તે જાપતો ઉઠાવી નાખવાનો હુકમ કરેવો.

પણ હોરમજશાહ પેહેલાં મનચેરજીને ઘેર મેહમ જઈ આવ્યા, ત્યાં વકી પ્રમાણે મનચેરજી ઘેરમાં નહી હતા એટલે પોતે ગુલીને ઘેર આવવા સિવાય બીજો છુટકો નહી હતો.

"કેમ અદુભાઈ, શું છે? કાંઈ બિચારા હોરમજશાહને એટલો બધો યાદ કરેછ?" ગુલી આવકાર દેય, કોઈ કશું પણ બોલે તેની અગાઉ શેઠેજ વાત ચલાવી.

"અરે સાહેબ! આ લોકો સાહેબના ઘેરમાં ભાડે રહી છ છ મહીના થયા ભાડું ચહડાવી બેઠાંછ ને ચુકવતાં નથી." અદુ સીપલો થઇને ફરિયાદ કરવા લાગ્યો "ને અંતે થાકીને શેઠબાવાએ એ લોક પર આજે ટાંચ મોકલી ત્યારે આ બૈરી પૈસા લઈ આવવાને બાહાને કોણ જાણે આખો દહાડો ક્યાં રખડીને અંતે ખાલી

હાથે પાછી આવી અમોને ઠગેછ. અને વળી અમે ભાડાના બદલામાં સામાન ઉંચકી જવા માગીએછ તો અમોને સામાં થાયછ. જાણે કે બાપનુંજ ઘેર ને બાપનુંજ શેહર! છ છ મહીના મુફત પડી રેહતાં સારૂં લાગ્યું?"

"મારી તરફથી તું ઘણું બોલ્યોછ, અદુભાઇ, પણ હું બધું સમજુંછ." હોરમજશાહનો આવાજ થથડાવનારો હતો, અને આ બે વાકયોમાંજ અદુએ જોઇ લીધું કે શેઠની આગળ બતાવેલી આ લાહેરીનો ઉપકાર તેવણ અવળોજ માનવાના હતા. "આ ટાંચ કયાંથી લાવ્યો? કોણે હુકમ આપ્યો?"

"શેઠબાવાએ, જી."

"કઇ કોર્ટની ડીકરી લીધી?"

"સ્મૉલ કૉજ કૉર્ટની, સાહેબ. આ તેનો બેલીફ ઉભોછ."

"કોણને નામની ડીકરી કરાવી?"

"સાહેબને નામની, મુરબ્બી."

"લાવ, ડીકરીનું હુકમનામું, જોવું." શેઠના માગવાથી બેલીફે હુકમનામું કાહાડી આપ્યું.

હોરમજશાહ શેઠે બેલીફના દેખતાંજ તે કાગળિયાં ચડચડ કરતાં ફાડી નાખ્યાં.

"ચાલરે! જા અંહીથી!" તેવણે અદુને ફરમાવ્યું "નીકલ! તારૂં અંહી કામ નથી. બેલીફ સાહેબ, તમે પણ સિધારો."

"એકઝીકયુરાન કાહાડી નાખોછ, સાહેબ?" બેલીફે પુછયું.

"એ પુછવાનીબી જરૂર નથી." હોરમજશાહે બારણું બતાવીને ભરમમાંજ જવાબ દીધો.

"શેઠબાવાને શું કહું, સાહેબ?" અદુએ નીચી મુંડીએ નહાસતાં બારણાંમાં ઉભો રહી પુછયું.

"તારા બાપને આ ચીઠી આપજે." હોરમજશાહે પોતાના ગજવામાંથી પેલીજ પોતાને ઘેરથી લખી રાખેલી ચીઠી કાહાડી આપી. "ચાલ જા. ઉભો ના રેહ!"

આ ચીઠીમાં શું હતું તે એ બિચારાઓને ખબર નથી, પણ વાંચનારને માટે એ ચીઠી હેઠળ ઉતારીશું—

"ભાઇ સાહેબ મનચેરજી,

"હું જોવાથી દલગીર છું કે તમે ગુમાસ્તાના ગાંધીની વીધવા બાઇ ગુલબાઇના સામાન ઉપર ચહડેલાં ભાડાને માટે ટાંચ લાવ્યા છો. હું ઘણો અચરત છું કે તમે મને પુછયા વગર આ જુલમાત ગુજાર્યો. પણ હું વધારે અચરત એમ છું કે એ બાબતમાં મારા વિચાર શું છે તે જાણયા છતાં તમે જાણી જોઇને મારાં નામને નરસ લગાડયું છે. એ ટાંચ મેં એકદમ ઉંચકાવી નાખીછે અને હું તમોને લખી જણાવુંછું કે આ કામમાં જે કાંઇ ખરચ બેઠો હશે તેનો જોખમ તમારે માથે છે અને તે તમોનેજ ભરી આપવો પડશે. આવતી કાલે મને મળજોજી, એજ અરજ."

અદુએ આ ચીઠી ગજવામાં મેલી બેલીફ સાથ ગૂપચૂપ રસ્તો લીધો.

"ગુલબાઈ, મનચેરજી વકીલ ફરીથી તમોને સતાવશે નહી, પણ જો જરાબી સતાવે તો મને કેહજો." હોરમજશાહ પોતાનું કામ કરી ચાલ્યા પણ જતાં જતાં ગુલીને ચેતવી ગયા. "તમે સુખેથી આ ઘેરમાં રેહેજો, અને તમારી ઈમાનદારી પ્રમાણે તમારાથી ભાડું અપાય ત્યારે આપજો."

હોરમજશાહ ગુલીના જવાબને માટે થોભ્યા નહી. ઘેર તરફ કે કુટુંબ તરફ નજર પણ ફેરવી નહી. કોઈ મારો ઉપકાર માનેછે કે નહી, કોઈ તારીફ કરેછે કે નહી તેને માટે તેવણે ભપકાથી આસપાસ જોયું નહી. પોતાની આ પાક ફરજ બજાવી કે તેવણ ચાલી ગયા, અને ગુલી તો આ એક ખરા મોટા માણસની ખરી લાયકી અને ઉદારતાના આભારના ભાર તળે ગોયા એટલી કચડાઇ ગઇ કે તેનામાં પોતાના ઉપકારનો ઉભરો કાહાડવાની તાકાત પણ રહી નહી.

તોપણ ગુલી અને ફકીરો શેઠને દરવાજાવેર મુકવા ગયાં, જીવી અને રૂસ્તમ પછવાડે પછવાડે ચાલ્યાં. તેઓ સઘળાંએ

જોયું કે શેઠની ગાડી બહાર ઉભેલી હતી અને તેમાં પોતાનાં ધણીઆણીને બેઠી થતાં મુકીને હોરમજશાહ આ કામે આવ્યા હતા. તેવણ વધારે કશું બોલ્યા વગર ગાડીમાં બેસી ગયા અને તેવણની સલામના જવાબમાં ગુલી આંસુ ભરી આંખોએ બબે હાથે પગે લાગતી હતી, તથા "જીવતો રેહજે, દીકરા! ગરીબની દુવા એમજ લેતો રેહજે, દીકરા!" એવા જીવીના આશિર્વાદ વચ્ચે ગાડી હંકાડી ગઈ.

---

## પ્રકરણ ૩૮ મું.

## કેળવણી.

હોરમજશાહે કાંઈ વધારે વાત કીધીજ નહી. શું તે ગુસામાં હતા? કે બાહાર પોતાની ધણીઆણી બેઠી થતી હતી તેથી તેવણ ઉતાવળમાં હતા? બેહુ કારણો હોવાં જોઈયે. પણ વળી ફકીરાએ બોલાસો કીધો તેમ શેઠનો ઝાઝું બોલવાનો ધારો નહી હતો. તેવણ પોતાનું કામ મુગે મોહડે કરનારા હતા.

"હઉવે! હઉવે! જો." જીવીએ ટેકો આપ્યો. "દીઠું કેની? પેલા લુછા પોયરાનેબી તડનેફડ બે ત્રણ બોલમાં હાંકી કાહેડી તે? મુવાતો મુગાજ મુગા હટી ગયા હો!"

ગુલી ઉપરનું આ વાદળ ટળી જવા માટે ગુલીના કરતાં જીવીનો હર્ષ વધારે હતો એમ તો કેહવાશે નહી, પણ ગુલીએ પોતાનો હર્ષ સંતોશ સાથ અને ખોદાના ઉપકાર સાથ દાબી રાખ્યો ત્યારે જીવી ખરાં ભોળાપણાંથી તે સઘળો હર્ષ બતાવવા પડી. તે ગુલીને મુબારકબાદીમાં ભેટી પડી અને તેનાં બચ્ચાંઓને પણ ભેટીને ખુશી થતી પોતાને ઘેર ગઈ.

તે દહાડે ગુલીએ અને તેના બચ્ચાંએ છેક મોડી રાત્રે ખાધું. આખા દહાડાની આ જંજાલમાં ગુલી બિચારી રાતને માટે રાંધવાનું ભુલી હતી અને રોટલી કરવાની પણ રહી ગઈ હતી. છેક રાતના ૭ વાગતે તેણીએ રોટલી થાપી, અને બપોરનું થોડુંક વધેલું હતું તેમાં ઈડાં તલીને તથા કેળાં વેચતાં મંગાવીને તે મા દીકરાંએ સાથે બેસીને ખાધું.

આ મજુરીમાં ગુલીને તેના દીકરાઓની મદદ હતી. પીરોજા હજી નાની હતી અને તે બિચારી ભુખીજ ઉંઘી ગઈ હતી, પણ રૂસ્તમ અને બરજો મોટા છોકરા હતા અને માને આ મુસિબતમાં પુરતા કામના હતા. ગુલી જીવી સાથે વાત કરતી હતી તેટલાં રૂસ્તમ પોતે રોટલીનું હુનારણ મુકી આવ્યો તથા આટો મસળવામાં પણ માને મગરૂરી સાથ કામ લાગ્યો, એટલુંજ નહી પણ જ્યારે ગુલીએ રોટલી થાપી આપી ત્યારે લોહરી ઉપર તે ચેરવનાર રૂસ્તમ હતો.

પણ રોટલી ચેરવવા માટે તેને તવાથાએ કરીને ઉથલાવવી જોઈયે; તે રૂસ્તમને બરાબર નહી આવડયાથી બિચારાને હાથે બે ચાર રોટલી તો ભાગી ગઈ હતી અને તોપણ રોટલી થઈ તો ખરી—ભાંગેલી તો ભાંગેલી પણ ખાધામાં કામ તો લાગી.

એજ પ્રમાણે ઈડાં, કેળાં તળવામાં બરજો કામે લાગ્યો. રૂસ્તમ આજ આખા દહાડાનો થાકેલો હતો, માટે બરજોએ તેને વધારે મેહનતમાંથી છોડવવાની પોતાની માને બોહસ કીધી અને બરજોની એ કીમતી મદદ ગુલીએ કબૂલ કીધી. બરજોએ ઘી ગોળના પાબમાં કાંદા સાથ આલવેલી ઈડાંની ખકુરી કરવા ચાહી અને તે પોતેજ કરવા લાગ્યો—એ કાંઈ મેહનતનું કામ નહી હતું—તોપણ બરજો જ્યારે ઘી કકરાવતો હતો અને ગોળને ચાસ આપતો હતો ત્યારે રૂસ્તમ કાંદા કાપી આપવા તથા કેળાંની કાતરી કરવાની મેહનતમાંથી નહી ગયો.

આજના ખુશાલી ભરેલાં પરિણામથી તેમની કામ કરવાની ઉલટ ઘણી વધી હતી. પોતાની ઉપર આવેલા ભયંકર જુલમાતમાંથી અને પોતાથી અદા નહી થવાય એવી કરજદારીના બોજામાંથી પોતાનો જે છુટકારો થયો તેના સંતોષ અને ધીરજમાં આ મા દીકરાઓથી મેહનત વધારે થઈ અને થાક ઓછી લાગી.

અને પોતાના હાથનું રાંધેલું તેઓએ ઘણો સ્વાદ લઈ લઈને ખાધું. આજના જેવું લુખું અને સાદું ભોજન તેઓ કદી જમ્યાં નહી હતાં, અને તોપણ આજના જેવું સંતોશકારક ભોજન આજના જેવી ધીરજ સાથ તેઓ કદી જમ્યાં નહી હતાં. જીવીના આ શખુનો રૂસ્તમે યાદ દેવાડયા કે "ખોદા આપણને ભુખ્યાં ઉઠાડેછ, પણ ભુખ્યાં સુવાડતો નથી."

"ખરેખર દીકરા, એ બધા તે સાહેબની બક્ષેશના આપણે શુકરાના કરવાના છે." ગુલીએ જમતાં જમતાં શિખામણ દીધી.

"જેને મદદ જોઇયેછ અને જેને મદદ આપવી લાયક છે તેને ખોદા કેવી ગેબી મદદ આપેછ!" બરજોરે અચરતી બતાવી.

"એ ઉપરથી આપણને યાદ રાખવાનું છે, દીકરાઓ," ગુલીએ પોતાની કેળવણી ચાલુ રાખી "કે જ્યારે આપણી ઉપર દુઃખ આવી પડે ત્યારે હારી જવું અને બેસી રેહવું નહી, પણ તે દુઃખની સામું જોવું અને તે મટાડવાના બનતા ઉપાયો કરવા. મેહનતુ માણસની મેહનતનો બદલો તે સાહેબ આપ્યા વગર રેહતો નથી."

"જુવોની, ખોદાએ હોરમજશાહ શેઠને તેવણની લાયકીના બદલામાં કેવા મોટા બનાવ્યાછ." નાના સોહરાબે પણ લગાર તર્ક બાંધી.

"પણ માયજી, એવણ ઘણા ગુસામાં હતા હો." બરજો ખીહીને બોલ્યો. "હું તો મકુજે આપણે ભાડું ચહડાવ્યું તેથી આપણી ઉપર ગુસાભર આવ્યા હશે, પણ નહી, એવણ તો કેથલ આપણને દુઃખ આપવા સારૂ પેલા વકીલ ઉપર ગુસે ભરાયલા હતા."

"ને તેને નામની ચીઠીબી પોતાને ઘેરથીજ લખીને ગજવામાં લાવ્યા હતા." સોહરાબે યાદ આપી.

"હા. હું એવણને આપણો હેવાલ કેહવા ગઈ, ત્યારે મારા શખુનો સાંભળીને મારા દેખતાંજ ચીઠી ચિતરી કાહાડી હતી."

શું ગુલીએ પોતાના દીકરાઓને ચાકરડા બનાવ્યા હતા અને તેમને ચાકરડા દાખલ ચાકરી રખાવવા હતા કે તેમને ઘેરનું લડાઈ કરતાં શિખવ્યું હતું?

રૂસ્તમ અને બરજો ગુલીને રસોડામાં જેવી રીતે કામે લાગ્યા હતા તે ઉપરથી કોઇ વાંચનાર કદાચ આ સવાલ પુછશે.

અમે તુર્ત જવાબ દઇશું કે નહી. ગુલી પોતાના ફરજંદોને હલકી નોકરીના લડારામાં લગાડવાની ઉમેદવાર નહી હતી. તેણે પોતાના દીકરાઓના ઘણાં ઉંચાં ભવિષ્ય ઉપર પોતાના ભવિષ્યની આશા બાંધી હતી.

અગરજો તેણે પોતાના દીકરાઓને બાજી ઉંચી કેળવણી નહી આપી હોત અને આવી રાંધણીની રગડ ઉપરજ રાખ્યા હોત તો વાંચનારની ઉપલી અટકળ ખરી ઠરત.

પણ તેમ નહી હતું. ગુલીના દીકરાઓ જેવા હોશ્યાર અને ભણેલા બીજા ભાઇઓ તો બતાવો? રૂસ્તમ હજી તો પંદર વર્ષની ઉમરનો હતો અને તોપણ લગભગ મૅટ્રીક્યુલેશનમાં જવા જેટલું શિખ્યો હતો, તેબી વળી સઘળું ઘેરમાંજ. બરજો અને સોહરાબ હોશ્યારીમાં રૂસ્તમને હરાવે એવા નિકળ્યા હતા.

પણ ઘેરનું કામ તે બચ્ચાંને કસવાની કસોટી છે. તેમને ડહાપણ શિખવવા, તેમનો અનુભવ વધારવા, તેમને દુનિયાદારી દેખાડવા, તેમને સંસારને લાયક બનાવવા, અને બીજા હાથ ઉપર વળી પોતે પોતાને મદદ લાગવા તથા એકેકને અરસપરસ

સહાય થવાના ગુણ તેમના મનમાં ખીલવવા, ટુકમાં દીકરાઓને સઘળી કેળવણી છતાં માત્ર નાદાન અને સાવજ રેહવા દેવાને બદલે વેહવારી અને સંસારી માણસ બનાવવાની નિશાળ તેમનું ઘેર હતું.

આપણાં ઘણાં બચ્ચાંઓ શિખેલાં છતાં નહી શિખેલાં જેવાં રહી જાયછે. સર્વ વિદ્યા હુન્નર દુનિયાના કામોને માટે શિખવવામાં આવેછે, પણ તે શિખવા છતાં તેઓ દુનિયાના કામોથી અજાણ્યાં રહી જાયછે. આપણા છોકરાઓને સાધારણ બજાર લાવતાં આવડે નહી, ભાવતાલની ખબર નહી, માલની પરિક્ષા હોય નહી, તો પછી એમે એટલા શિખેલા તે શા ખપના?

એમ તો મનચેરજી મોટાભાઇના દીકરાઓ અદુ અને વીકો અને ભીખો વગેરે પણ "શિખેલા" ગણાયછે— બરાબર બોલીએ તો તેમનાં માબાપ તેમને શિખેલા ગણેછે. અને તબી કેવા? જ્યારે ગુલી ગરીબ મેહરબાઇને પેહલ વેહલી મળવા ગઈ હતી ત્યારે તેણે બિચારી ગુલીને તેના આવિંદના શિક્ષકના ધંધા સંબંધી તાણો માર્યો હતો કે મારા દીકરાઓ તો તમારા વરને શિખવે એવા છે—જોકે ગુલી કાંઈ પોતાના વરને મેહરીના બચ્ચાંઓનો શિક્ષક રખાવા ગઈ નહી હતી.

હવે માએ લાડ લડાવેલા અદુભાઈ અને ભીખુભાઇ અને વીકાભાઇ તેમની વ્હાલી મા ધારેછે તેવા ખરેખર શિખેલા છે કે નહી—ગુલીના વર કરતાં તો રહ્યા પણ તેના દીકરાઓ કરતાં વધારે શિખેલા છે કે નહી એ અંહી આપણે તપાસવા બેઠા નથી. ધારીએ કે તેઓ વિદ્વતામાં પંડીતોને વિસરાવે છે. પણ શું તેટલું ભણેલું બસ કેહવાય?

આજના વખતના ઘણાક શિખતા છોકરાઓને "ભણ્યા પણ ગણ્યા નહી" એમ કેહતી લાગુ પડેછે. તેઓને બજાર લાવતાં આવડતું નથી. તાજો અને કોહેલો માલ તેઓ પિછાણી શકતા નથી. તેઓ સાધારણ કામકાજમાં ઠગાઇ આવેછે. જરા મેહનત કરતાં થાકી જાયછે. આળસુ હાડકાંવાળાઓથી મેહનત ખમાતી નથી.

"ભણ્યા પણ ગણ્યા નહી" એમ ગુલી પોતાના દીકરાઓને કેહવડાવા માગતી નહી હતી. તેઓ જેમ વિદ્યા હુનરમાં કુશળ તેમજ કામ ધંધા અને સંસાર વેહેવારમાં કળાવંત થાય એવી ગુલીની આયશ હતી, અને તે મુજબ પોતાના દીકરાઓના વિચાર અને વલાણને તે રૂપ આપતી અને તપેહ પાડતી હતી.

પણ વળી "આવો, મને રાંધણીમાં કામ લાગો—મને રાંધી આપો—મને સમારી સોઈ કરી આપો" એમ ગુલી કાંઈ પોતાના દીકરાઓને મોહોડે ચહડીને કેહવા ગઈ નહી હતી. તેઓ પોતાની મેળેજ, પોતાની ખુશીથી, માના માગ્યા વગર માને કામ લાગતા હતા.

અને એમાં એક મોટો કાનુન સમાયલો હતો, કે જે કાનુન દરએક બચ્ચાંની માએ પોતાનાં બચ્ચાંને શિખવવો જોઇયે. તે ભાગમાં કામ કરી અરસપરસ મદદ લાગવાનો અને દુનિયાનો સંસાર પોતાના ખભાં ઉપર પોતેજ ઉઠાવી લેવાનો કાનુન હતો.

કેટલીવખત આપણે એવી હાલતમાં આવી જઇયે છીયે કે જ્યારે આપણું ખાવાનું આપણે હાથે પકાવવું પડે અથવા એવું બીજું કામ પોતાનું પોતેજ કરવું પડેછે? એવા વખતને માટે બચપણથી હાડકાં વળેલાં હોય તેમાં ખોટું શું છે!

ખામખા જેઓને હલકી ચાકરી કરાવવી હોય તેઓનેજ એ શિખવવાનું નથી, અને એવી તરબીઅત આપી હોય તેઓને ચાકરડાજ બનાવવાના છે એમ પણ નથી. પણ જેઓનાં હાડકાં આમ દુનિયાના સંસારને માટે વળેલાં નથી તેઓને જ્યારે તેવો વખત આવી પડેછે ત્યારે ઘણું ભારી લાગેછે.

યુરોપમાં આજના વખતની કેળવણીમાં પકવાનબાજી એક હુનર લેખે ખીલવવા-

માં આવેછે. મોટી સ્ત્રી કેળવણીની નિશાળોમાં સુદર રસોડાં બાંધેલાંછે અને તેમાં રાંધવાનું કામ એક હુનર દાખલ શિખવવામાં આવેછે. એમાં કાંઈ શરમ નથી.

ગુલીને તેના દીકરાઓએ રાંધવામાં પોતાની મેળે મદદ આપી, તે મદદ ગુલીએ તેમને આપવા દીધી એમાં કાંઈ ઘણું નથી. ચુહુલો ફુકતાં, આગ સળગાવતાં, હુનારણ મુકતાં, ચા પાણી કરતાં, બજાર સમારતાં અને કેલ ખાનું પકાવતાં આવડે તેમાં તો વડાઈ અને મગરૂરી છે. કામ પડશે ત્યારે તેઓ ભુખ્યા તો નહી રેહેશે?

ખાનું પકાવાનું કાંઇ સેહલ કામ નથી. તે ઝાડુ કાહાડવા અથવા ઓટલો ધોવાના સરખું છેક હલકું કામ નથી. જે કામ હુનર ગણાય તે હલકું ગણાય નહી, અને પકવાન બનાવવાં એ તો એક હુનર છે, જોકે બીજા નામીચા હુનરોથી ઉતરતો છે. ગુલીએ પોતાના દીકરાઓને જે પકવાન બનાવવાનો શોખ પાડયો હોય તો તે હુનરનો શોખ હતો.

પણ ગરીબાઈની હદ ક્યાં છે? ગરીબાઈમાં ગમે એવાં હલકાં કામબી કરવાં પડેછે. ઝાડુ કાહાડવી અને પાણી ભરવું પડેછે, અને તેબી જેઓએ શેઠાઈ અને સાહેબી ચલાવી હોય, જેઓએ નોકર નફર વાપર્યા હોય, તેઓનો પોતાનો વખત કોઈવાર એવો આવેછે કે જ્યારે નોકર નફર જેવાંને ત્યાં તેમને હલકી નોકરીઓ કરવી પડેછે.

ગુલીના શ્યાણા, કેળવાયલા, કસાયલા દીકરાઓ જરૂર પડે તો પકવાનના હુનર કરતાં હલકાં કામોને માટે પણ તૈયાર અને તત્પર હતા. ગુલી એવું છેક હલકું કામ પોતે કરવા યા દીકરાઓ પાસ કરાવવા ચાહતી નહી હતી, અને તોપણ કોઈવાર બિચારાઓને ઝાડુ કાહાડવા અને સામાન સાફ સુફ કરવાનુંબી કામ માથે પડતું હતું.

ઉપલી રાત્રે, હોરમજશાહ શેઠના હુકમથી સામાન ઉપરની ટાંચ ઉંચકી લેવામાં આવી તે રાત્રે, ગુલી અને તેના દીકરાઓ ખાનું ખાઇને સંતોષથી સુતા પછી, બીજી સહવારે તેઓએ પોતાને એથી પણ વધારે દરીદ્રતામાં દીઠાં.

ગુલીએ તે રાતનાં ખાધેલાં વાસણ ઉજાળ્યાં નહી હતાં. તેણે સરેસતા પ્રમાણે ચુહુલામાં સુખડ મેળ્યા પછી રૂસ્તમે ચુહુલો "જાળ્યો" અને બરજોએ રાંધણીનો દીવો "મેળવ્યો" ત્યારે મોરીમાં અજીઠાં વાસણો માજવાનાં પડેલાં હતાં. કચરો કાહાડવા અને વાસણ માજવાના કામ ઉપર હજી ચાનબીબીને રાખેલી હતી, તે સહવાર સાંજ આવીને સઘળું સાફ કરી જતી હતી, અને જેમાં ખાધેલું તે વાસણ સહવારે તેણીને માટે રેહવા દીધાં હતાં.

પણ ચાનબીબી બીજી સહવારે આવી નહી. તે કાલ સાંજે કામ કરવા આવી હતી ત્યારેજ ફફડતી હતી. તેનો પણ બે મહિનાનો પગાર ચહડી ગયલો હતો અને તે ગુલીના વાયદાઓથી કંટાળી ગઈ હતી. તેવામાં કાલ સાંજે ગુલીના ઘેરપર ટાંચ આવેલી જોઈ ત્યારે તે પોતાના પૈસા તો સબર દબર ડુબી ગયલા સમજી અને પોતાના ચહડેલા પગારની આશા મુકીને ગઈ હતી. આજે સહવારે ગુલી આ ઘેરમાં રહી શકે એટલી પણ તેને આશા નહી હતી. માટે ચાનબીબી સહવારનું કામ કરવા આવી નહી.

રૂસ્તમ ધારા પ્રમાણે સહવારમાં સકાળે ઉઠીને જુવેછે તો બિચારી મા પોતેજ ઘેરમાં ઝાડુ કાહાડતી હતી. ઓટલાનો કચરો તો વાળી રહી હતી અને ખડકીમાં (ગુલીના "દિવાનખાન" માં) કચરો વળાતો હતો. રૂસ્તમે જોયું કે મા ચુહુલો તો ઉખેડી રહેલી હતી અને તે ઉપર સરેસતા પ્રમાણે ગરમ પાણીની દેગ ચહડાવેલી હતી.

પોતાની માને આ હલકું વહિત્રું કરતી રૂસ્તમથી દેખી ખમાયું નહી. તે વેહલો

હાથ મોહડું ધોઈ મા પાસે આવ્યો અને પોતેજ ઝાડુ માગવા લાગ્યો. ગુલીએ તે નહી આપી. "દીકરા, તું લેસંન કરવા બેસી જા"—"તારે શિખવાનો વખત થઈ જશે"—"શું મોટો કચરો વાળવાનોછે?"—"એક ખડકી ને બે ઓરડી વાળવાની તેમાં શી બિસાદ છે?" એવી એવી ઘણી તકરારથી ગુલીએ રૂસ્તમને વાર્યો.

પણ રૂસ્તમ હઠયો નહી. "માયજી, તમે વિચાર કરો કે તમે મારાં માવતર છો ને હું તમારૂં બચ્ચું છું. મા બાપને માન આપવાની મારી ફરજ તમેજ મને શિખવીછ, તો હું ખુરસીએ બેસી રહું અને તમે આવું વહીત્રું કરો તે કેમ ચાલે અને તમોને માન આપેલું કેમ કેહેવાય? હું તમોને ખુરસીએ બેસવા કેહતો નથી, પણ તમારી મેહનતમાં ભાગ માગુંછ."

"રૂસ્તમ, તારૂં બીજું કામ છે. હું કચરો વાળુંછ તેટલે તું જા ચાનબીબીને ઘેર ને તેની ખબર કાહાડી આવ કે તે આવી કેમ નહી?" ગુલીએ તેને આ હલકું કામ સોંપવાનું ઉડાવા માગ્યું.—"હું જઇને ખબર કાહાડીશ, પણ એટલો કચરો મને વાળી લેવા દેવો." રૂસ્તમે હજી પણ માગી લીધું "ઝપાટામાં કચરો કાહાડીને હું જઇશ."

"નહી, નહી, હજી તો પાણી ભરવાનું છે, વાસણ માંજવાનાં છે" ગુલીએ કામો ગણાવ્યાં. "માટે ચાનબીબી જેમ વેહલી આવે તેમ સારૂં. દીકરા રૂસ્તમ, તું ઝાડુ કાહાડવાના કામમાંથી મને છોડવશે, પણ આ બધું કોણ કરશે? એબી તું કરવાનો છે? વાસતે બેહતર કે તું જા."

પણ રૂસ્તમ સમજ્યો નહી. "માતા, હું કચરો કાહાડુંછ, તેટલાં તમે વાસણ ઉજાળી લેવો" તે બોલ્યો. "વાસણ માંજવાનું કામબી હલકું છે, પણ ઝાડુ કાહાડવા કરતાં ચહડતું છે. માટે છેક ઉતરતું કામ હું કરૂંછ, ને તેથી ચહડતું એ કામ તમારે માટે રાખુંછ."

રૂસ્તમે માના હાથમાંથી ઝાડુ પડાવી લીધી, પણ ગુલી પોતાની માની સત્તા વાપરીને તેને અટકાવા જતી હતી, તેટલામાં એ વાંધો પતાવવાને બીજો દીકરો બરજો જાગી ઉઠયો. "આ લ્યો, બરજો ઉઠયોછ. માયજી, ચાનબીબીને ઘેર બરજોને મોકલો." રૂસ્તમે સુચના કીધી. "તેટલાં હું કચરો કાહાડી લઊંછ." અને હવે રૂસ્તમે ઝાડુ કાહાડવા સામે ગુલીનું એ બાહાનું પણ રહ્યું નહી.

"ચાનબીબી તો આજે આવવા ના કહી ગઇછ." બરજોએ ખુલાસો કીધો. "કાલે, માયજી, તમે મનચેરજી વકીલને ત્યાં ગયલાં હતાં તે વખતે ચાનબીબી કામ કરતાં ઘણી ચટકતી હતી અને પગારનો દાવો કરતી હતી અને ટાંચ આવેલી જોઇને બોલતી હતી કે ફરીથી હું આવવાની નથી અને મારૂં કામ પણ પડવાનું નથી."

આ ખુલાસાથી સઘળો વાંધો પતી ગયો અને અંતે મા દીકરાઓ સાથે કામે વળગી ગયાં. ગુલી વાસણ ઉપર બેસી ગઈ, બરજોએ રાંધણીની પછવાડેના નળમાંથી તામડી તામડીએ એક બે હાંડા તુર્તના ખપને માટે ભર્યા, અને રૂસ્તમે વડા દીકરા દાખલ આખાં ઘેરનો કચરો કાહાડયો.

જ્યાં ધણીનો પોતાનો હાથ ફરે ત્યાં સફાઈનું શું પુછવું? માણસોના આધારપર કામની હાલહવાલી હોયછે. રૂસ્તમે ખુણે ખંટોલેથી કચરો કાહાડીને બતાવ્યું કે "જુવોની મા, ચાનબીબીએ કેટલો બધો કચરો રાખેલો છે? ખુણાઓમાં તો તે ડાકણ ઝાડુ ફેરવતીજ નહી હતી."

ગુલીએ બતાવ્યું કે ચાનબીબી વાસણ ઉજાળતી હતી, પણ કલસીઆ જુવોની, અંદરથી કેટલા ચીકણા રાખતી હતી?

આજે મા દીકરાઓને જરા મેહેનત તો પડી, પણ આખું ઘેર ધણું અચ્છું સાફ થઇ ગયું. જેને આપણા બૈરાંઓ "ચોખ્ખું દીવા જેવું ઘેર" કહેછે તે ગુલીના ઘેરમાં આજે થયું. રૂસ્તમે માને પુછયા વગર

માળા ઉપરના ઓરડા પણ ઝાડી કાહાડયા. વાંચનાર જાણેછે કે તે ઓરડાઓ ગુલીએ પેટાંમાં ભાડે આપવા કાહાડેલા હતા, અને રૂસ્તમે આજની ઉલટમાં તે ઓરડાઓ સોજા અને સાફ કરી નાખ્યા.

આજે ચાનબીબી ઘેરમાં નહી આવી તે સારૂં થયું કે ખરાબ થયું? "જે થાયછે તે સારાંને માટે." એક લેખે તો સારૂંજ થયું કે ચાનબીબી પોતાને ઘેરજ રહી. પણ એ કરતાંબી વધારે સારૂં થયું છે તે ભવિષ્યની વાત છે અને તે આગળ ચાલતાં આપણ જોઇશું.

---

## પ્રકરણ ૩૯ મું.

## ગરીબો કરતાં પણ ગરીબ.

ગુલી પોતાના દીકરાઓ સાથ સહવારના સાડા છ વાગતામાં તો ઘેરનું કામકાજ કરીને પરવારી ગઇ. ચા પાણી કરીને દીકરાઓ લેસન કરવા બેસી ગયા, નાની પીરોજા રમવા બેસી ગઇ, ગુલી પડોસણ રત્નીનો "પોલકો" અધુરો હતો તે સીવવાનું લઇને બેઠી.

પોતાના "લાટિન" અને "મૅઠમૅટીક" ના પાઠો શિખીને રૂસ્તમ સરેસ્તા પ્રમાણે નવ વાગતે બજાર લાવ્યો, ત્યારે ચાનબીબીને ઘેર ખબર કાહાડવા જતો આવ્યો હતો. ચાનબીબી પોતાની બેહન સાથ દાદરના રસ્તાપર રેહતી હતી. તેણીએ ગુલીને ગઇ કાલે તદન રખડી મરવાની વકી રાખી હતી, તે હજી રહીછે, તેનું ઘેર રહ્યું છે, તેનો સામાન રહ્યોછે એમ જાણીને ચાનબીબી અચરત થઇ ગઇ.

ચાનબીબીને ગાંધી અને ગુલી પોતાની સાથે અમદાવાદથી લાવ્યાં હતાં. તે ગાંધીની જુની નોકર હતી. ગાંધી ગુજરસ્યો તે દહાડે તે કેટલીબધી રડી હતી. અને તોપણ તેના દસમાની પાછળ બારમું ગયું નહી તેટલામાં તો તે બેવફાપણાથી નોકરી છોડીને જતી રહી. બિચારાં ઉતરતા વર્ગનાં ગરીબોને પોતાના શેઠ તરફ વફાદારીથી બાંધી રાખનારો ગાંઠમાં ગાંઠ પૈસા છે. પૈસા નહી મળે તો તેઓની વફાદારી પણ નહી મળે.

ગાંધોના બેહારમને દહાડે પોતાનો ખર્ચ ઘટાડવા વિષે જીવીની સાથે ગુલીએ જે મસલત કીધી, તેમાં ઘટાડેલા ખર્ચમાં એક ચાનબીબીનો પગારનો ખર્ચ હતો. તેને ચાલુ કામ પર રાખવાને બદલે માત્ર સહવાર સાંજ તે કચરો અને "વાસણ કુસણ" કરી જાય એટલુંજ કામ ચાર રૂપિયાને મહીને તેને સોંપ્યું હતું. ચાનબીબીની એક "બેહન" દાદરના રસ્તાપર રહેલી હતી— કાકા કાકીનાં, મામા ફુઇનાં બલકે તેથીબી દૂરનાં સગાંઓને એ લોકો "ભાઇ" ને "બેહન" કેહછે—ત્યાંજ ચાનબીબીનું પણ રેહઠાણ હતું અને ત્યાંથી તે ગુલીને ઘેર વખતે વખત કામ કરવા આવતી હતી.

પણ રૂસ્તમે આજે આવીને પોતાની માને ખબર આપી કે ચાનબીબીને જબરો ફફડાટ લાગેલો હતો. એ સઘળો ફફડાટ ચહડેલા પગારનો હતો. તેણે રૂસ્તમને જોતાંવારજ વાહરી ખાવો હતો. તેની "બેહન" ખતીજાબીબી પોતાની બેહન તરફથી લડવા નીકળી હતી. સાર એ કે ચાનબીબોને જ્યાંસુધી ચહડેલા પગાર ચુકવવામાં નહી આવે ત્યાંસુધી કામપર આવવાને ચાનબીબીએ સાફ ના પાડી હતી.

"પણ માયજી, એટલોબી ખર્ચ શા વાસ્તે જોઇયે?" રૂસ્તમે નાસતો ખાતાં ખાતાં તકરાર ઉઠાવી. નાસતો શો? બે ઈંડાંમાંથી ચાર જણ અને ૦। સેર દુધમાંથી આખાં ઘેરનો ભાગ, નાની પીરોજાની કાંજી સુધાં—

એટલે લગભગ 'મોળોચા, તાઢી રોટલી અને જરારતી ઈંડાનો નાસતો હતો. "મારૂં કહ્યું માનો, માયજી, તો એ ખર્ચબી આપણે બચાવીયે. ચાનબીબી કરતાં હું સરસ ઝાડુ કાહાડી શકુંછ, બરજોને દીવામાં તેલ પુરતાં આવડેછ, સોહરાબને સામાન સાફ કરતાં પંદર મિનિટ નથી લાગતી, માટે વાસણ માજવાનું કામ તમારીથી થાય તો ચાનબીબીના ખર્ચની કાંઈ જરૂર નથી."

ગુલીને એ વાત નહી ગમી. તે બોલી કે "કદાચ આગળ ચાલતાં આપણને તેમબી કરવું પડે, મારા દીકરા. જ્યારે આપણને ખાવાનું નહી મળે ત્યારે ચાકર તે કેમ રખાય? તોપણ હમણાથી હું મારા સપુતોને ઘેરના લડોરામાં રગડવા ચાહતી નથી. આપણે પેટામાં ભાડુત રાખવા માગ્યુંછ તે જો મળી આવે તો આપણો કાંઈ ખર્ચ નીકળી રેહશે."

"કેમ નીકળે, માયજી?" રૂસ્તમને હજી રસ્તો સવળ જણાતો નહી હતો. "ભાડું, ધારો કે, ત્રીસ રૂપિયા ઉપજે તો તેમાંબી આપણે બોર પાંચ રૂપિયા વધારીને ઘેરવાળાને ભરવાના. ત્યારે આટલાંબધાં બચ્ચાંનું પેટ ભરવાનું તમે ક્યાંથી લાવશો? તેવા વખતમાં મહીને દહાડે જે ચાર રૂપિયા બચે તે કોણના બાપના? એ ચાર રૂપિયામાં તો પંદર વીસ દહાડાનું બજાર થશે."

રૂસ્તમની આ તકરાર બોલેબોલ સાચી હતી. અને તોપણ ગુલી આનાકાની કરતી હતી તે ફકત પોતાનાં બચ્ચાંનાં સુખને માટે કરતી હતી. બચ્ચાં પોતાની કેળવણી ઉપરાંત ઘેરના વહિત્રાંની ઝુસરીમાં જોતરાય એ આ માતા કેમ જોઇ શકે? અને તેબી કેવાં બચ્ચાં? શાહનું ઘેર શોભાવે એવાં સલુકવાન, સમજુ, શિખવાને લાયક બચ્ચાંને શિખવા ભણવાની શિર દુખામણમાં જરા ફુરસદ મળે તે તેઓ રમત ગમતને બદલે રગડમાં કેમ ગુજારે?

"આપણો ખર્ચ મુશકેલ તો છે, દીકરા." ગુલી વિચાર કરીને બોલી "તોપણ હજી આપણને થોભવું જોઇયે. જો બોદા કાંઈ રસ્તો નહી કરી આપશે તો ચાનબીબીનો પગાર શું પણ આપણું સુકું પાકું ખાવા પીવાનુંબી આપણને ઘટાડવું પડશે. હમણા તમો બિચારાંઓને શું ખાવાનું મળેછ? વાસી કુસીપર આપણે રેહેલાં છીએ. પણ એવું ને એવું દાદર હોરમજદ ચાલુ રાખે એટલે બસ. તેટલા માટે આપણે મેહનત કરીશું. અગરજો પેટામાં ભાડુત મળે તો જે બોજો ભરીને રૂપિયા ઘેરવાળાને ભરવાના તેટલા આપણા ખખમાં બચે કેની? એટલા રૂપિયા બચે તો પછી હું કાંઇ સીવી સાંધી, યા બીજું કામ કરીને પેટના જેટલું તો પુરૂં કરી શકીશ. રૂસ્તમ, તું અધીરો ના થા. અગર ચાનબીબી નહી આવશે તોપણ ફિકર નથી. ઘેરનું કામ એટલું બધું કાંઇ નથી કે મારીથી એકલીથી નહી થાય. એ વહિત્રું તો હું એકલે હાથે કરી શકોશ. ત્રણ ચાર તપેલી ઉનાળવાની તેમાં શી મોટી વાત?"

ચુહુલા ઉપર બપોરના ખાનાની તપેલી ચહડાવીને ગુલી પોતે ચાનબીબીને ઘેર જવા નિકળી. કદાચ પોતાના જવાથી અને શરમાવ્યાથી તે સમજે ખરી. ચાનબીબીનું ઘેર ગુલીના ઘેરથી દુર નહી હતું. દાદરના રસતા ઉપર એક બંગલાના કંપાઊંડની પછવાડે તાઇ, રંગારા વગેરે ઉદ્યોગી મુસલમાનોને માટે નાની નાની કોટડીઓની એક ચાલી બાંધેલી હતી, તેમાં ચાનબીબી રેહતી હતી.

ચાનબીબી ઘેરમાં નહી હતી, પણ તેની "બેહન" ખતીજાબીબી બેઠી બેઠી રેંહેંટિયો કાંતતી હતી. ખતીજાનો વર કાદરમિયાં હોરમજશાહ શેઠના કારખાનામાં ચાકરીએ ગયલો હતો. ચાનબીબી પોતે પરેલમાં એક પારસી શેઠને ત્યાં ચાકરી શોધવા ગયલી હતી. ખતીજા ગુલી સાથે વાત કરવાને એકલીજ હતી.

ખતીજાએ રૂસ્તમ કરતાં તેની માને જુદોજ આવકાર આપ્યો. તે ગુલીને બેસવા

શારૂ એક પાટલો લઈ આવી અને ગુલી ખતીજાનાં ધૂળમાં લોટતાં બે ભુલકાંઓને પોતાના ખોળા ઉપર રમાડતી બેઠી. ગુલીએ ચાનબીબીની ફરિયાદ કીધી, તેમાં ખતીજા પણ શામેલ થઈ.

"એ રાન ચાન આખાં હાડકાંની ને આળસુ છે." ખતીજા બોલી. "અને તેમાં વળી પૈસાની લાલચુ થઈછ; ને તેથીજ વધતા પગારની ચાકરીની શોધમાં ગઈછ. તમારા પગાર ચહડી જવાનું તો એ રાન માત્ર બાહાનું કાહાડેછ. ખરી વાત એ છે કે તેને ચાર રૂપિયા કરતાં વધારે પગાર જોઈયેછ. પણ ગુલીબાઈ, એ કેયે ટકવાની નથી. રખડી રખડીને એ પાછી તમારેજ ઘેર આવશે."

"હું એનું લેહણું ના પાડતી નથી." ગુલી ચાર રૂપિયા પોતાની સાથે લાવી હતી તે આપીને બોલી. "આ એક પગારના પૈસા તો હું લાવીછ. બીજા પગારના પૈસા રંગુનથી મારા ભાઈએ નાણું વાળવા લખેલુંછે તે આવશે તેવા ભરી દઈશ. હું અરજ કરૂંછ કે એ રૂપિયા આપીને ચાનને સમજાવી મારે ઘેર પાછી મોકલજે."

ખતીજાએ તે કબૂલ કીધું અને ગુલી જવા નીકળી. તે બિચારીની ઈસકોત્રીમાં અમદાવાદથી આણેલી ફાલતુ પુંજી ઘટતાં ઘટતાં હવે ૧૦ રૂપિયાથી રહેલા નહી હતા તેમાંથી આ ચાર રૂપિયા તે કડવા કરીને લેતી આવી હતી, અને તે ઉપર ચાનબીબીનો હક હતો એમાં તો શક નહી હતો. પણ ચાનબીબી પાછી ચાકરીપર આવે એ ગુલીને મનથી શક ભરેલું હતું. તેમજ થયું. ચાનબીબી છેક બપોર પછી જ્યારે પોતાની બેહનને ઘેર પાછી આવી ત્યારે તે પોતાને માટે પરેલવાળા એક પારસી શેઠને ત્યાં પોતાની નવી ચાકરી નકી કરી આવી હતી.

પાછી ફરતાં ગુલી અરદેશર ઈરાનીની દુકાને પરચુટણ સામાન લેવા ગઈ. રજનીનો પોલકો સીવતાં ગુલીએ જોયું કે કાલો દોરો ખપી ગયલો હતો, તેતથા હવે પછી કામ કરવા માટે થોડુંક ઉન કેનવાસ તથા નાની પિરોજાને માટે થોડીક બીસકોટ વગેરેની કેવળ જરૂર હતી. આસરે અડધા રૂપિયાનો ખર્ચ હતો, પણ તે કરવા વગર ચાલે નહી એમ હતું, અને અંહીવેર આવી ત્યારે તો તે લેતીજ જવાનું ગુલીએ દરૂસ્ત ધાર્યું.

અરદેશર ઈરાનીની દુકાન દાદરથી નાયગામ જવાના રસ્તાની બાજુએ બે લાંબી ચાલીઓને છેડે હતી. આ ચાલીથી એક પારસી મોહલો બન્યો હતો. તે ચાલીમાં સઘળા ઉદ્યોગી ગરીબો રેહતા હતા અને તે ઘણા ખરા પારસીઓ હતા. તેઓ આસપાસની મીલોમાં કામ કરતા ગરીબો હતા અને તેઓમાંનો એક ભાગ હોરમજશાહ શેઠનાજ ઉનના કારખાનામાં કામ કરતા ગરીબોનો હતો. મોહલાની બે બાજુએ આ બે મોટી ચાલીઓ હતી અને તેમાંથી મોહલાને છેડેની દુકાનમાં અરદેશર ઈરાની પરચુટણ માલ વેચતો હતો.

અરદેશરની દુકાનપર પોંહચવા માટે ગુલી ગરીબને આ આખો પારસી મોહલો પસાર કરવો પડયો. તે મોહલો ગલીચ હતો. ઘણાંક ઘેરોનાં આંગણામાંજ બચ્ચાંઓને હાજતે બેસાડવાનો ચાલ હતો. ઘેરો વાળી ઝાડીને સઘળો કચરો મોહલામાં નાખવાનો ચાલ હતો. કેટલાંક લોકો મરઘાં બતકાં પાળતાં હતાં, તે ગલીચ પક્ષી અને તેમનાં ગંધ મારતાં પીંજરાઓ પણ ત્યાંજ હતાં.

મોહલામાં વસતી ઘણી હતી. કોઈ ઘેરમાં ખાવા બેઠેલાંના, કોઈ ઘેરમાં વાસણ કુસણના, કોઈ ઘેરમાં દલણાંના આવાજ સંભળાતા હતા. બચ્ચાંની રડારોલ અને મસ્તીતુફાન તો ઘણાંખરાં ઘેરોમાં હતાં પણ વળા બૈરાં, જે મોટી ઉમરનાં બચ્ચાં સમાન હતાં તેઓનો ઘોંગાટ પણ ઘેરે ઘેર હતો. કોઈ ઘેરમાં બચ્ચાં સુવાડવાનાં રૂદન સરખાં હાલરડાં ગવાતાં હતાં, કોઈ ઘેરમાં બૈરાંની વાતચીતનાં ઘુમરાણ સંભ-

જાતાં હતાં, કોઈ ઘેરમાં સંસારી ક્લેશની તકરારો સંભળાતી હતી.

ગુલીને જોવા સારૂ ઘેરેઘરનાં બૈરાં ચાલીની બાહેરની લાંબીને લાંબી સળંગ ગ્યાલરી ઉપર નીકળી આવ્યાં. તે ઘણાં તો સાડી વગરનાં અને માત્ર શદરાભર હતાં, અને તેમાંનાં કેટલાંક તો નેટના સદરા ઉપર પોતાનો ઘણોક અંગભાગ દીસતો એવી હાલતમાં બાહાર નીકળી આવ્યાં હતાં. ગુલીને તેઓ સર્વએ આગળ જોયલી હતી. તે અરદેશર ઇરાનીની દુકાન ઉપર આગળ પણ પરચુટણ માલ ખરીદવા જતી હતી.

પણ આજની ગુલીનો દેખાવ આગલી ગુલીથી જુદો હતો. તેનાં બુટ અને મોજાં ક્યાં ગયાં? તેના હાથમાં છત્રી અને તેની રંગીન સાડી ક્યાં ગઇ? આજે તે બુટ મોજાં વગર એક જુની ખખ સપાટ ઉપર તડકામાં ચાલતી મોહલો પસાર કરી ગઇ. મોહલાદારોએ તેને લાંબી મુદતે આ બેઅવતાર હાલતમાં જોઈ. તેના કંગાલ દેખાવથી કોઈ અચરત થયાં, કોઇ દુખી થયાં, પણ વળી કોઈ ખુશીખી થયાં હોય તેમ તેને ટીકીટીકીને જોવા લાગ્યાં. કોઈ તેની દયા ખાવા લાગ્યાં, પણ ઘણાં તેની હાંસી કરવા લાગ્યાં, અને લગભગ બધાં તે રાંડીરાંડ થવા પછી એટલી જલદી બાહાર નિકળવા માટે તેને ધિક્કારવા લાગ્યાં.

ગુલી તેઓ તરફ આડી નજરે જોયા વગર પસાર થઈ, પણ તેના વિચાર સઘળા આ સુખી ગરીબો સાથ પોતાની દુખી ગરીબાઇને સરખાવામાં રોકાયલા હતા. તેઓ ગમે એવાં હતાં પણ સુખી હતાં, મેહનતુ હતાં, અને સોહોવાસણો હતાં—એટલે ગુલી કરતાં ભાગ્યશાળી હતાં. ગુલી તો આજે પોતાને આ ગરીબો કરતાં પણ ગરીબ થઈ ગયલી જોતી હતી. તેઓ ઘણાંખરાં કાંઇને કાંઇ કામ કરનારાં અને તેમાંથી પોતાની કમાઈ કરનારાં હતાં. કોઇ કસતી વણતાં હતાં, કોઈ સીવતાં હતાં, કોઇ ગુંથતાં હતાં, કોઇ મોજાં ગુંથતાં હતાં, કોઈ ગળેબંધ ગુંથતાં હતાં, કોઈ ઉન કેનવાસનાં ચીકણ ભરતાં હતાં, કોઈ કસબ ટીલીનાં ચીકણ ભરતાં હતાં, અને કોઇ તો વળી ધાબળી વણતાં હતાં.

"હું તો એ લોકો કરતાંબી ગરીબ છું ત્યારે મારે પણ એવીજ મજુરી કરવી જોઇયે." તે વિચાર કરતી ચાલી.

અરદેશર ઇરાનીની બાયડી અરનવાજે ગુલીના આ વિચારને ઘણો ટેકો આપ્યો. તે આ સર્વને ઓળખતી હતી અને સર્વની વાતો જાણતી હતી. તે ધણીની ગેરહાજરીમાં દુકાન ચલાવતી હતી. ગુલીની જરૂર જોગી ખરીદીને દરમ્યાન અરનવાજની નિંદાખોરી જીભ આ જુદી જુદી પડોસણોની તરેહવાર નિંદા કરવામાં ચાલી.

"પણ એ લોકોને બધું કામ કોણ આપેછ?" ગુલી તે નિંદાની વાતો ઉડાવીને તેમનાં કામના સવાલ ઉપર આવી. "એ લોકો કામ કરેછ તે વેચતું લેયછ કોણ?"

"હોરમજશાહ શેઠ ઘણી માલ લીધી," અરનવાજે ખોલાસો કીધો. "એ બૈરીનો માટીડો હોરમજશાહની ચાકરી કીધી, તે કોઈ ઉન લાવીને બૈરીને કસતી વણવા આપીઓ, કોઇ ઉનના મોજે લાવીને સીવવા આપી, એમ કોમ કીધોચ ને એ બૈરી કમાયોચ."

"એ બૈરાં કેટલું કમાતાં હશે?"

"કોઇ માઇને દારે દસ, કોઈ પોંદર, ને કોઈ બૈરી તો વીસ રૂપીઆ કમાયોચ. જેવી કામ ને જેવો મેનત. રાણોં બૈરીઓ આલસુ ઘણો છે નહી તો માટીડો પૈસો લાવીચ તે કરતાં વધારે બૈરી કમાયોચ."

આ સઘળાં ગુલીને માટે રૂડાં વાનાં હતાં. બપોરે પોતાનાં બચ્ચાંઓને આવી મળતાં તે સંતોષ લેવા લાગી કે "હું પણ જો મેહનત કેરીશ તો કમાઇશ."

## પ્રકરણ ૪૦ મું.

## રસતો મળેછે.

પાછલા પ્રહરે રતનીનો પોલકો તૈયાર થયો અને તે લઈને ગુલી જીવીને ઘેર ગઇ. રતની ઘેરમાં નહી હતી. તે હોરમજશાહ શેઠને ત્યાં એક વર્ષગાંઠ ખાવા ગઈ હતી. પણ એ તકે ગુલીને આજ બપોરના પોતાના ઠરાવને વિષે જીવીની મસલત લેવાને બન્યું.

"જીવનાઈ, હોરમજશાહ શેઠને ત્યાંથી આટલાંબધાં ગરીબ માણસોને ઘેર કામ કરવાનું મળેછ, તેમ મને નહી મળે? હું તો એ બધાં ગરીબો કરતાં ગરીબ છું. હું વળી મેહેનત કરવાને શક્તિવાન છું. ત્યારે મને કાંઈ કામ શેઠને ત્યાંનું મળે તો હું પણ કમાઉં ને સુખી થાઉં."

"હારી યાદ દેવાડી, દીકરી." જીવી પણ એજ વાત કરવાની હતી. "તારે હારૂ મેં મારા ફકીરાને પુછી રાખેલું, ને તે પણ કહી ગયેલો કે જો તારી ખુશી હોય તો તારે લાયકનું કામ હેઠના કારખાનામાંથી અપાવે."

"તમારી કેવી મેહરબાની છે!" ગુલી પાડ માનીને બોલી "પણ મારે લાયકનું કામ તે કેવું?"

"તુંજ કેહની. વિચાર કરીને કેહ, દીકરી."

"હું ટીલી કસણનું કામ સારૂં જાણુંછ, વળી ચીકણ બધી જાતનાં જાણુંછ, ટેબલક્લાઠ ઉપર રેસમી ચીકણો ગુંથી જાણુંછ."

"એ બધું કાંઈ હોરમજહા હેઠને ખપનું કામ નહી." જીવી ડાકું ધુનાવીને બોલી. "હેઠનું ઉનનું કારખાનું છે."

"ત્યારે હું ધાભરી વણી શકીશ. મોજાં વણીશ. કાંઈ નહી તો શેઠ ઉન અને સાળ પુરી પાડે તો હું કસતી વણીશ. ઉનના ગળેબંધ, તકિયા, થેલી, એવું એવું ગુંથી આપીશ."

"જોની દીકરી," જીવીએ સમજણ પાડી "હેઠ કાંઈ પરચુરણ દુકાન માંડીને બેઠા નથી. એવો માલ તો વોહરા લોકો લેતા દેખું. હોરમજહા હેઠનું કારખાનું તો ઉનનાં મોટાં કપડાં વણવાનું છે, હઉવે. તેમાં ગળેબંધ ને થેલી નહી ચાલે."

"પણ કાંઈ ધાભરી? કાંઇ મોજાં?"

"હા, એ ખરૂં. મારો ફકીરો તુંને ધાભરી વણવાની એક હાલ અથવા મોજાં વણવાનો હંચો લાવી આપહે. પણ ઉભી રેહ, ગુલીબાઇ," જીવી અચબુચ યાદ કરીને બોલી "ઉપર આવ મારી હાતે."

જીવી ગુલીને પોતાના માળાઉપરના દિવાનખાનામાં લઈ ગઈ કે જે ઝાગું વપરાતું નહી હતું. તે એક લાકડાનાં ખોખાં તળે સંચો—બરાબર બોલીએ તો હથિયારો—બતાવવા લાગી, કે જે સંચો, ગુલી જોતી હતી કે, લોકો જાણે નહી તેમ છુપો ઢાંકેલો હતો.

હોરમજશાહ શેઠે પોતાના ધંધામાં આ એક નવો ઉદ્યોગ દાખલ કરેલો હતો. તે ઉનની ગરમ "નાઇટકેપ" (કાણિયાં ટોપીઓ) બનાવવાનો ઉદ્યોગ હતો. આ ટોપીઓનો હીંદુસ્તાનના થંડા મુલકોમાં ખપ ચલાવવા માડયો હતો. ઉતર હીંદુસ્તાનમાં થંડી ઘણી શખત પડેછે, તેમાં કાન તથા માથું સારીપેઠે ઢાંકવાની આ ગરમ ટોપીઓ જો સસતી પડે તો ઘણી ખપ્યા વગર રેહ નહી.

પણ આ નવો ઉદ્યોગ હતો, એટલે તે છાણો રાખવાનો હતો. જે લોકો હોરમજશાહ શેઠને ત્યાંથી કામ લાવતાં હતાં, તે બધાંને શેઠે આ કામ ધીસ્યું નહી હતું. ફકીરો પોતાની રતનીને આ કામ શિખવવાની ઉમેદથી એક સંચો શેઠ પાસેથી માગી લાવ્યો હતો.

"ગુલીબાઈ, આ કામ તારીથી બનહે?" જીવી તેને છુપું બતાવી તથા છુપું રાખવાનાં કારણ સમજાવીને બોલી. "કહતી

વણવા ને ગાલીચા ગુંથવામાં તુને હું મળવાનું? આ કામ નવું છે, ને તેમાં મેહનત ને હંભાલ લેવાની, એટલે તેની મજુરી પણ વધતી મળકે ને તારાં બચ્ચાંના બપમાં કાંઇ વધતા પૈહા તું કમાકે. રાન માગી રતી રમતમાંથી ધ્યાન કાહાડે ત્યારે હીએ કની? રતી કોઇવાર કામ કરે, તે ફકીરાને ગમતું નથી, ને હોરમજહા હેકે ડપકો દીધેલો કે હંચો અમથો લાખી મુકેલો તે હારૂ નહી."

"એના ટાંકા કેમ લેવાના તે એક વખતે જોવું તો કરી શકું" ગુલીએ આશા બતાવી.

જીવી આ કામ જાણતી હતી, પણ તેની એ કામ કરવાને કાયનાત ચાલતી નહી હતી. "મુવું માથાંને લીધે મારાથી કામપર બેહાતું નથી" તે બડબડી "બેહું તો માથામાં ધોકો લઈ ઉઠે." પણ ગુલી સમજતી હતી કે જીવીનો સંસાર ખોદાના હુકમથી સુખી હતો. તેને જુદું કમાવાની જરૂર નહી હતી, અને તેથી કામ કરવાની જીવીને લાલચ નહી હતી.

આ કામની જીવીએ સમજણ પાડયાથી ગુલીએ થોડાક ઉનનો દોરો લઇને ત્યાંને ત્યાંજ એક કટકો વણી આપ્યો અને જીવી ખુશ થઈ ગઈ. "ગુલીબાઇ, બનકે, તારીથી એ કામ બનકે. મારો ફકીરો તુંને હંચો લાવી આપકે ને ઉનનો દોરો હેકના કારખાનામાં વણાયલો તે પણ લાવી આપકે."

આ વાત અધુરી રહી ગઈ. રૂસ્તમ હાંફતો અને દોડતો માને બોલાવવા આવ્યો. "માયજી, ચાલો, ચાલો, જલદી ચાલો. બે બૈરાં આપણું ઘેર જોવા આવ્યાંછ."

ગુલાને પોતાની ગરીબાઇ મટાડવાના આજે જે જે રસતા સુજ્યા હતા તે કરતાં આ વળી સહુથી સરસ રસતો ખોદાની બક્ષેસથી મળી આવ્યો.

ગુલી ઝડપથી દોડી ગઈ. તેના "દિવાનખાના" માં એક કોચ ઉપર બે બૈરાં બેસીને ઘેરની ધણીઆણીની વાટ જોતાં હતાં. તેઓમાં એક આંખે ચસમાવાળી, કમરમાંથી વાંકી વળી ગયલી, ઘરડી ડોસી હતી. બીજી જુવાન, પણ જેટલી જુવાન હતી. તે કરતાં વધારે જુવાન દેખાવાનું ડોળ ઘાલતી એક બૈરી હતી.

પેહલી વિધવા હતી. બીજી સોહવાસણ હતી. પેહલાં ડોસાં દેખીતાં શેઠાણી જેવાં હતાં, કેમકે બીજી તેને દેખીતું માન આપતી હતી. ગુલીએ જોયું કે બીજી પેહલીની ચાકરડી જેવી હતી. તે પેહલીની કરતી કાવરતી કારભારિણિ, સલાહ આપનારી વકીલાતણ, સર્વ કામની દાસી હતી, પણ પેહલી તેને "માસી" કરી હાંક મારતી હતી.

પેહલાં ડોસાંએ કાંદાભાતી કાલી લાકે પેહરેલી હતી, અંગમાં સફેદ બદિયાન હતું, પગમાં મોજાં અને કાલી મખમલની સપાટ પેહરેલી હતી. તેની દાસી પણ માસીએ કપીલા રંગનો ઘાટપોટનો ગાળો પેહરેલો હતો, સાટિનનો પોલકો બાંહેને ઝાલરે સાથનો પેહરેલો હતો. પણ તેના પગમાં સાધારણ સપાટ માત્ર હતી—મોજાં નહી હતાં—તેથી તેની ઉતરતી પદવી જણાતી હતી.

"તમે આ ઘેર ભાડે આપવા કાહાડયુંછ?" ડોસાંએ પુછયું. "અમોને જોવા દેશો, મરૂં?"

"હાજી. જુવો, બેલાશક." ગુલી નમનતાઈથી બોલી. "માળા ઉપર એક ઓરડો ને તેની પાસે એક ઓરડી, ચાલ તથા પાણીછાણી અને વાસણ કુસનની મોરી સાથની એક ગ્યાલેરી છે. તેટલું ભાડે આપવાનું છે."

"બસ? બજેર! મુવું બે ઓરડીમાં તે શું રેહવાનું!" માસીદાસી છછણી પડી. "ઓવાય બૈરાં, મુઈ બે ઓરડીને માટે તમારા દરવાજાપર બે ગજનું પાટીઉં તે શું જોઇને માર્યું વારૂ? હું તો મકુંજે આખું ઘેર આપવાનું હશે. ચાલો, ચાલો, બાઈ. અંહી આપણે લાયકનું નથી."

"પણ માય, કાંઈ બેસવા ઉઠવાનો બીજો ઓરડો છે કે જી?" પેલી જૈફ બાઇએ સકુચાઇથી પુછ્યું.

"ઉપર તો એટલુંજ છેજી," ગુલી નાસિપાસીથી બોલી "પણ જી તમારે ગમે તો અમારૂં આ હેઠલનું દિવાનખાનું તમોને બેસવા ઉઠવા અને વાપરવા ખુશી સાથે આપીશું જી."

"દિવાનખાનું" બોલ સાંભળતાંજ માસીદાસી ખું કરીને હસી પડી. "ધરૂરૂ! એ તે દિવાનખાનું કે? મુઈ એક ટેબલ, બે ચાર ખુરસી ને બે કોચનાં ચોબલાં મુક્યાં, એટલે મુવું દિવાનખાનું થયું કે? મેં કહ્યુંની બાઈ, કે તમે ઉઠો! આલો!"

માસીદાસીને તો પોતાની શેઠાણી બાપુને દમ ભરાવાની છુટ હતી. પણ હજી ડાસાં બેઠાં તે ઉઠવા માંગતાં નહી હતાં, જોકે માસીદાસીએ ફફડાટમાં ને ફફડાટમાં તેવણને ઉઠાડવા માટે હાથ ઝાલ્યો હતો અને આ ડાસાં હાથ ધર્યા વગર ઉઠવાને અશકત હતાં.

ખરી વાત એ હતી કે આ ડાસાંને ગુલીની ચાલચલણ તથા રીતભાત ઘણી ગમી હતી. ગુલીનો ગરીબડો દેખાવ, અને તે છતાં તેનો મધુર ચેહરો, તેનો મીઠો અવાજ, તેના નરમ શબ્દો અને તેના નાજેઅદાથી ડાસાં તેનથી વધારે પરપુછ કરવાને લલચાયાં હતાં.

"જી તમે ફરનીચર સુધાં ભાડે રેહવા આપોછ?" માસીદાસીને સામાન વિષે વાત કરતી સાંભળીને ગુલીએ પુછયું. "અગર જો ફરનીચર કીધેલું ઘેર જોતાં હોવ તો હું કબુલ કરૂંછ કે અમારો સામન થોડો ને ગરીબડો છે."

"ઓવાય! આ બૈરી તો બિચારી કોઈ બોદલાં જેવી દેખાયછ." માસીદાસીની જીભ ગુલીને ઠપકો દેવામાં હાલતી થઈ. "ઓવાય, અમે ખાલી ઘેરનું ઠીકું લેવાનાં હતાં ત્યારે ધસી ભસીને ભરેલાં ઘેરમાં આવીઆંબી? સામાન જોઇને તો અમે આવ્યાં, ત્યારે સામાન વગર ભાડે લેવા કે?"

"મરેરે માસી, જરા પુછવા દે. મને તો તું બોલવા દેતીજ નથી." ડાસાંએ હવે ચીહીરડાઇને પોતાની દાસીને ઠપકો આપ્યો.

"સામાન ઘણો સાદો છે, માયજી." ગુલી બોલી "પણ તદન નવો છે જી. મારા બેહસ્તીએ અમે અમદાવાદથી અંહી આવ્યા પછી એ બધો સામાન ખરીદેલો છેજી."

"હા. હા. સામાન તો સોજો છે." ડાસાંએ કબુલ કીધું અને પછી જોવા ઉઠયાં. "જોઇયે, મારપરના ઓરડા જોઇયે."

"આ દાદર કે? ઠરેરે દાદરના રાકાર!" માસીદાસી ડાસાંનો હાથ ઝાલી ચહડાવતાં બોલી. "વારૂ તપાસીને પગ મેળજો."

"ઓવાય, માસી, ઘેર નાનું છે. તેમ દાદરબી નાનોજ હોય તો." ડાસાંએ પોતેજ ગુલીના ઘેરનો બચાવ કીધો. "તુંને કાંઈ પાદશાહુના મેહલ જેવો દાદર જોઇયેછ?"

"આ ચાલ જી, આ ઓરડો જી, આ તેની પાસેની ઓરડી જી." ગુલી બાહારથીજ બતાવવા લાગી.

"બેરાં—માફ કરજો હો માય, હું તમારૂં નામ નથી જાણતી—પણ તમારા ઘેરમાં એક ચીજ મને ગમેછ તે છે." ડાસાંએ સાફ દિલથી ગુલીને મુબારકબાદી આપી. "તમારૂં ઘેર સોજાું ને સાફ ઘણું છે. ધૂલ કે કચરો, મરે, કેથે જણાતો નથી. જોયું કે માસી, આવું નાનું ઘેર ને તોબી દીવા જેવું સાફ. તમારે ત્યાં ચાકર કોણ છે, માય?"

"હોવે! શું સાફ? દાદરના કઠેરાથી મારા હાથ તો ખરડાઈ ગયા." માસીદાસીને કેથી બાઈ ડાસાંને દરએક વાતમાં ખોટાં પાડવાની આદતજ પડેલી હતી.

પણ ઘેર બેશક સાફ હતું. "માયજી, આજે ચાનબીબી ચાકરીપર નહી આવી તો કેટલું બધું સારૂ થયું!" રૂસ્તમે પોતાની માને કાનમાં છુપી યાદ દેવાડી. "તે જો આજે આવી હતે તો આપણે હાથે જેવું સાફ થયુંછ તેવું થતે નહી અને આ ભાડુતને પસંદ આવેછ તે એટલી તારીફ કરતે નહી."

## પ્રકરણ ૪૧ મું.

### માસીદાસી.

"આ સુવાનો ઓરડો કે?" માસીદાસીને તો બધુંજ નહી ગમ્યું. "જાણેરે મારી બલા! એમાં તો, બાઈ, હું તમોને પોઢવા નહી દેઉં. કોચના બે થોબલાં? નહી સાદરી મળે કે નહી શેત્રંજી. કોચને કુરતનીબી નહી મળે."

"અમે કુરતની અને સાદરી ગાલીચા વાપરીએ એટલાં શક્તિવાન નથી જી." ગુલીએ પોતાની ગરીબાઇ દેખાડી. "અમોને કુરતની વગર ચાલેછ જી. પણ જો તમે ભાડે રેહશો અને બે ત્રણ દહાડા તે વગર ચલાવશો તો હું બનતી તાકીદથી તમારે માટે કુરતની મંગાવીશ જી."

"ત્યારે તો મેહરબાંની." ડોસાં રાજી થયાં. "હું જાણુંછ કે ગરીબ માણસોને ખોદાતાલાએ ઊંઘનું સુખ એવું આપેલું છે કે એ લોકોને કુરતનીબી નહી જોઇયે ને કાંઈ નહી જોઈયે. બિચારાં જ્યાં પડે ત્યાં ઊંઘાઈ જાય, તેઓને માકડબી નહી લાગે ને ચાંચડબી નહી લાગે. તમે કુરતની મંગાવી આપશો તેટલાં એમ તો હું કુરતની વગર થોડી રાત ખેંચી કાહાડીશ."

"હેં? એ શું બોલ્યાં?" જુવાન માસીએ ઘરડી બાણેજને ઠપકો આપ્યો. "મદઇ તાપે બાપે પડવાનાં થયાંછ? માથાંનો દુખારો દુરામેન માથે હોરવા માગોછ કે કેમ, બાઈ?"

"મને માથાંનો દુખારો છેજ નહી, માસી."

"છેજ નહી, તેથી હવે પછી મદઇને થશેબી નહી કે?" માસીએ મંતકી ચલાવી. "નહી, નહી, હું તો તમુને કુરતની વગર એક રાતબી ખેંચી કાહાડવા નહી દેવું."

"મરેરે, ઘેર તો નાન્લું છે પણ પછવાડેથી દેખાવ કેવો મજેનો છે!" ડોસાં એટલીવારમાં તો પાસેની ઓરડી જોઈ વલીને નાની ગ્યાલરીપર ગયાં. "લીલોતરી તો જાણે કે બે ઘડી બેસીને જોયાજ કરીએ! માસી, જોયો કે પેલો સોંબેનો પાહાડ! કેવો મજેનો લાગેછ!"

"પણ પાહાડને શું રડીએ?" માસીએ વળી ઠપકો આપ્યો. "અંહી રહીને કાંઈ પાહાડપર જીવવાનું છે? પાહાડને શું ખાઇએ ને કરડીએ?"

"ઓ હો. અંહી તો મોરી વાડોબી ઉપરજ છે." ડોસાં ખુશી થયાં. "બધી સગવડ છે. પણ માય ગુલબાઈ, અમે અંહી આવીએ તો અમારાં પેટી પેટારા મુકવાની કાંઈ જગ્યા છે કે?"

"પણ અંહી આવેછ કોણ? તેની વાત કરેની. હું તો મરૂં તો અંહી નહી આવું."

"માળા ઉપર એક નાનું કાતરિયું છે જી." ગુલી એક નાની સીહડી અને ટાંકાબારી દેખાડીને બોલી. "તેપર સામાન રેહશે જી."

"ઓહો માથે માળીઓબી છે કે?" માસીદાસી વધારે ખીજી. "ત્યારે તો થઈ ચુકું. ચાંચડનું ઘેર. માળીઆપરથી રોજના હજાર હજાર ચાંચડ હેઠે બિછાના ઉપર પડતા હશે."

"નહીજી. સામન ભરવાનો માળીઓ નથી, પણ સુવા બેસવાનું કાતરિયું છે." ગુલીએ બચાવ કીધો. "એ માળીઆપર તો મારા નાના દીકરાઓને પોઢવાની જગ્યા કીધીછ. તે બિચારાઓ અંહી સુતા હતા, પણ આ જગ્યા ભાડે આપવા કાહડી એટલે મારા બે દીકરાઓને સુવાનું માળીઆ ઉપર રાખ્યું."

"માળાપર બારી બારી હશે?"

"નહીજી. માત્ર છાપરાંમાં મંગળિયાં કાહાડેલાં છે અને બાજુએ તીરકસો છે."

"અરરર! તીરકસ! કબુતરખાનુંજ તો!" માસીદાસીને તો નાકમાં પણ વાસ ગયો. "મરેરે! ચરકો ચરકો વાસ આવેછ! બાઈ, તમે આંહીં રેહવા માગોછ? બે દહાડામાં ખાલી કરી જશો."

"ને તમે ક્યાં સુવોછ, ગુલબાઈ?" માસીદાસીના સુગાતરાપણા ઉપર કશું ધ્યાન આપ્યા વગર ડાસાંએ પરપુછ જારી રાખી.

"હું, જી, બે નાનાં બચ્ચાંઓ સાથ હેઠે દિવાનખાનાની પાસે એક ઓરડી છે તેમાં સુવુંછ."

"હે! મેં આવતાંની વારજ કહ્યુંતુંની તમોને, બાઈ, કે આ ઘેરમાં તો બચ્ચાં કચ્ચાંનો સાહાર છે?" માસીને વળી એક નવો વાંધો મળ્યો. "તમોને પોસ્યાં ટાસ્યાંની રડારડમાં કેમ રેહતાં પાલવશે? એક ટેટમીયાં મારપર મેં! મેં! કરતું હશે તો બીજું હેઠે ધુલની અંદર ફસડાતું હશે. તેવા કચબારમાં રેહવાનું હું માથું ક્યાંથી લાવરા?"

"પણ છોકરાં ગરીબ હશે?" માસીદાસી દરએક વાતમાં વાંક કાહાડનારી હતી, એટલે તેના વાંધાઓની તો બાઇને દરકારજ નહી હતી, તેવણે પુછયું.

"ઘણાંજ શ્યાણાં ને ગરીબ છોકરાં છે જી." ગુલી પોતાના દીકરાઓ ઉપર ખરાબ શુકન લઈ જવા માટે માસીદાસી તરફ જરા મોહડું કુમળાવીને બોલી. "મારાં બચ્ચાં કાંઇ બીજાનાં જેવાં લુછાં કે તોફાની નથીજી."

"ત્યારે તો ઠીક." ડાસાં એ વિષે પણ રાજી થયાં. "પણ ખરારજ તો. રાંધણી ક્યાં છે? મરેરે માસી, તુંબી યાદ નહી દેવાડતી!"

"હું શું યાદ દેવાડું? મારૂં કપાલ?" માસીને તો મજેનો બચાવ પાયો. "હું કેહુંછ તે પ્રમાણે તમે ક્યાં ચાલોછ?"

"બબરચીખાનું હેઠલ છેજી." ગુલી બોલી.

"હેઠે? ઓ વાય! હેઠેથી મારપર ને મારપરથી હેઠે ધકેલા ખાવાના ગુડા ક્યાંથી લાવરા?" માસીએ વળી વાંધો લીધો. "રોગ જાણેરે એવાં રેહવાને ને કરવાને!"

"પણ જોઇ તો મર, માસી. જોવામાં શું ગયું?" ડાસાં ધમકાવીને હેઠે ગયાં.

"રાંધણી તો મજાની છે." ડાસાંને બાવરચીખાનુંબી ગમ્યું. "બે ચુહુલા છે, તેમાંનો એક તમારો, ગુલબાઇ, અને એક અમારે માટે હશે?"

"હાજી. જરા ચુલાની અગવડ છે જી."

"ને અંહી હેઠે રાંધીને માળા ઉપર તમારે સારૂ બપોરનું ને રાતનું હું ભાણું લઇ જાવું કે? કદી નહી બને. તમારે વાસતે હું મરૂં કે? એવી ચાકરી કીધા વગર ચાલશે."

"તમારે ગમે તો જમવાનું હેઠે રાખજોનીજી?" માસીદાસીનો ઉપલો વાંધો ગુલીએ ચુકવી આપ્યો. "દિવાનખાનું તો તમોને વાપરવા આપશું, ગમે તો પાસેની ચાલમાં તમારી ટેબલ મંડાવજોજી."

"ઠીક છે, ઠીક છે, હું હેઠે જમીશ. માસી, રાંધવાનાં વાસણ આપણે લાવીશું."

"ને લાકડાં ક્યાં ભરવાનાં?" માસીદાસીએ વડાઇથી યાદ કરીને પુછયું.

"અમે તો જી લાકડાં રાંધણીની બાહાર ચાલ છે તેમાં ભરીયેછ." ગુલીએ ખોલાસો કીધો. "તમારાં લાકડાં તમે રાંધણીમાં સિંચાવજો."

"ને પછી? ચોરાય તેનો જવાબ કોણ આપશે?" માસીનો વાંધો તૈયારજ હતો. "આપણું જુદું જબારૂં હોય તો સાચવીએબી, પણ બચ્ચાં છોકરાંનું ઘેર, પાંચ માણસ આવતાં ને જતાં, તે લાકડાં ચોરી જાય તો પછી પુછવા કોણને જઇયે? આપણાં લાકડાંએ બીજાંનાં ઘેરનું રંધાય કે? નારે માય! હું તો ચોરી નહી સાંખું જો."

ગુલીને આ અપમાનથી લાગી આવ્યું. પણ શું કરે? ગરીબ ને વળી ગરજાઉ! તોપણ તે બચાવ કીધા વિના રહી નહી. "બાઈ, હું તમોને મારા સત ધર્મથી વચન આપુંછ કે મારાં બચ્ચાં ઉપર કશો પણ શક લઈ જવાનું તમોને કારણ નહી મળશેજી. તમારો સામાન જે કાંઈ હશે, પછી હજારો રૂપિયાનો હોય કે એક અડધીનો હોય, તાળાં ચાવીમાં બંધ કરેલો હોય કે ખોલ્લો હોય, પણ તેમાંથી એક ચીજ જશે આવશે નહી અને તમારો સામાન તે

અમારા પોતાના સામાન પેઠે જાલવીને તેઓ રેહશે."

"હારે માય, હા. એમ તે કોઈ દુશમેનને ઘેલું બેલું લાગુંછ કે ચોરી કરયા કરે? બધાંજ કાંઈ ચોર બોર હોય કે?" ડાસાંએ ગુલીને થંડી પાડી. "ગુલબાઇ, આ માસી તો ભરભર બોલીની છે, પણ તેના બોલવાનો તમે કાંઈબી વિચાર કરતાં ના."

"વારૂ. ને રાંધેલું, સીંધેલું ઢાંકી હુંકી ક્યાં રાખશું? તેબી બધું તપાસી શકાશે કે!"

માસી તો બકબક કરતીજ ચાલી, પણ ડાસાંએ ગુલીને તેનો જવાબ વરીક આપવા ન દેતાં ભાડાંની વાત પુછી અને ગુલી આનાકાની કરવા લાગી. ઘણી આનાકાનીએ ગુલીએ દર માસે રૂ૩૦ માંગ્યા.

"શું? તીસ રૂપિયા! શી ધાડ?" માસીદાસી પેહલાં સામે થઈ. "ઉઠો બાઈ, ઉઠો, એ આપણુને નહી પાલવે! તીસ રૂપિયાની ધાડ ધડધડાવાની હોય તો બીજાં સારાં ને મોટાં ઘેર નથી મળતાં કે? ચાલો ઉઠો!"

પણ હજી ડાસાં ઉઠયાં નહી. તેવણ એટલુંજ બોલ્યાં કે ભાડું ઘણું છે—જોકે તેવણ માનતાં નહી હતાં કે ત્રીસ રૂપિયા ભાડું ઘણું છે. ગુલીએ સમજણ પાડી કે તેનો વિચાર પેહલાં માત્ર માળા ઉપરના બે ઓરડાજ ભાડે આપવાનો હતો. પણ ડાસાંને તો બેસવાનું દિવાનખાનું જોઇએછે, જમવા સારૂ ચાલ જોઇએછે, રાંધણી જોઇએ છે, તે જોતાં લગભગ આખું ઘેર ડાસાંના સ્વાધીનમાં જાયછે અને તેના ભાડાંના રૂપિયા ૩૦ ઘણા નથી.

ઘણા તો નથી, ડાસાંએ વિચાર્યું, પણ એકલા જીવસે એટલું બધું ખરચવાનો તેવણનો જીવ નહી ચાલ્યો. અને બીજા હાથ ઉપર માસી તો તેનો જીવ ખાતીજ રહી.

ડાસાંને આ જગ્યા ઘણી ગમી—તે "દીવા જેવી સાફ" હતી તેથી વધારે ગમી. ડાસાંને એટલામાં ને એટલામાંજ જગ્યા જોઇતી હતી. તેવણનાં પરેલમાં ચોકસ સગાંઓ હતાં અને તેઓથી દૂર રેહવાય એમ નહી હતું, તોપણ તેઓની સાથે રેહવાનું પણ નહી હતું. ડાકટરે ડાસાંને હવા ફેરફાર કરવા ફરમાવ્યું હતું અને ડાસાંને મેહમથી દૂર જવાનું પાલવતું નહી હતું. વળી રેલવે સ્ટેશનની પાસેજ બંગલો જોઇતો હતો, કેમકે ડાસાંની કાંઈ ગાડી નહી હતી. એ સઘળી સરતો ગુલીના ઘેરથી કરીને મળી આવી હતી.

"પણ ખુરસીએ ગુંદર લગાડયો હોય તેમ મદઇ ચોંટી બેસશો કે કાંઇ બાહાર ફરીને બીજાં ઘેર જોશો?" માસીદાસી બોંહસ કરવા લાગી. "આ બાજુપર બંગલાનો શું ટોટો છે? ચાલો, ચાલો, શોધ કરીએ."

"અમે બીજે ઠેકાણે તલાશ કરી આવીએ." અંતે ડાસાં ઉઠયાં. "માય, ૩૦ રૂપિયા ભાડું જગ્યા પ્રમાણે ઘણું નથી, પણ અમે એટલું બધું ભાડું હજી સુધી ભર્યું નથી. બે જીવને માટે રૂપિયા ૩૦ ઘણા છે."

"ને તેબી સાદરી વગર, કુરતની વગર, રાંધણી વગર, જુદા ચુહલા વગર, જુદા માળિયા વગર——" માસીદાસી ડાસાંને લઈ બડબડતી ગઇ. "અમે બીજાં ઘેર જોઇશું ને જો કેથે સસતું નહી મળશે તે અંહી પાછાં આવીશું."

જતી વખત માસી જરા વધારે નરમાશથી બોલી ગઈ, પણ તે એટલા વાસતે કે આ ઘેરમાં રેહવાનું નહી હતું. અને ડાસાં તેના મતને મળતાં થયાં ત્યારે વળી માસીએ વિરૂધ જવુંજ જોઇએ.

તેઓના જવા પછી જરા વારમાં જીવી ગુલીને મળવા આવી. તે પોતાની સાથે સીવવાના સંચા જેવી એક નાની ટેબલ અને પેટી લેતી આવી.

"લે ગુલીબાઇ, આ હંચો તારી પાહેજ રાખ." તે બોલી. "ફકીરો તારે હાઉં નવો હંચો લાવે તેટલાં એજ વાપર કે જરા કહરત પડે ને કામ વેહલું આવડે, પણ જો દીકરી, હંચો હંભાલીને છુપો રાખજે હં!"

"તમારી મેહેરબાનીના આભાર તળે મને કેટલી દાટશો!" ગુલી પોતાના ખાનગી ઓરડામાં સંચો લઈ જતાં બોલી.

"પણ કેમ દીકરી, પેલાં ભાડુત આવવાં તેનું હું થીઉં?"

"અફસોસ, જીવણાઈ, તેઓ તો ચાલી ગયાં." ગુલીએ નિરાશા બતાવી. "તેઓને મારૂં માગેલું ભાડું ઘણું પડયું. મેં મહીને દહાડે ૩૦ રૂપિયા માગ્યા."

"તીહ રૂપિયા ઠીક છે." જીવીએ ભરૂસો આપ્યો. "ઘણાએ નથી ને થોડાએ નથી. ને એ બૈરીના પૈહા પ્રમાણે તો કાંઈ નથી."

"પૈસા? જીવીબાઈ, તમે એ લોકોને ઓળખોછ?" ગુલીએ આતુરતાથી પુછયું.

"હાજ તો. મેં એઓને અંહીથી જતાં દીઠાં તેવાંજ પિછાયણાં, હઉવે! એ તો પેલા દીના દીવેલિયાની બૈરી માકીડાહી છે. વર મરી ગયલો પણ દીકરા દીકરી કોઈ નહી તે ટરહ (ત્રસ્ટ) કરી ગયલો. પણ બૈરીને તેની હૈયાતીમાં વ્યાજ માત્ર મળે, દોહડિયાંને હાથ લગડાય નહી. પૈહા એક ઠેકાણે મુકેલા ત્યાંથી એના ટરહટી છે તે પુરૂં કયરા કરે ને તેમાંથી એને એકલીજ રેહવા ગમે."

"પણ સાથે કોઈ માસી છે તે?"

"તે એ માકીદોહાંની માહીજ થાય. હગી માહી નહી—હાવકી માહી. એટલે એની માનો બાપ બીજી બૈરી લાવેલો તેને પેટ એ માહી જનમેલી."

"પણ તે તો એની ચાકરીમાં છે?"

"ચાકરી કરે નહી તો કેહ કોણને? રાંનને કોઇ ઉભીબી રાખે કે? રાન વા હાત વહરે તેમાંની તે! જ્યારે માકીડાહાં પૈહાવાળી થઇ ત્યારે તેની આ નાની માહી ગરીબ થઇ ગઈ ને તે ભુખે મરવા લાગી ત્યારે ડાહાંએ તેને પોતાના ઘેરમાં પોતાની ચાકરી કરવા રાખી. તેને માહી દાખલ ચાહેબી ને ચાકરડી દાખલ કામબી હોંપે."

"પણ એ કાંઈ રંડાયલી નથી."

"નહી. માહી તો પરણેલી, પણ રાન કુટેલાં નહીબની ને વરના શાહાટવાટનું કુબજ નહી. વર છે તો પાંચ પૈહાનો ધણી, પણ લુછો લટબ્બટ. આજ પચીહ વરહ થયાં ચીન જઇને પડલો તે બૈરીગમ આંખીને જોયલું નહી."

"બિચારી ખરાબ સ્વભાવને લીધે એટલી હારમાર થતી હશે."

"ખરૂંજ તો. હારમાર થતી છે તે હવભાવથીજ. પણ તોબી ગુલીબાઇ, લુલી હવાય બીજું ખરાબ કાંઈ નહી હો. બહ જબાંની લપલપી ને મીજાજનો મરડાટ ભારી મવેલો. બાકી એ માહી થતીબી દિલની દયાલુ ને જીવની હબી છે. બોલે તેટલીજ વાર. એના મનમાં કાંઈ નહી."

"અરે! ત્યારે તો મેં સુનાં જેવાં ભાડુતને જતાં મેલ્યાં." ગુલી નાસિપાસી બતાવવા લાગી. "કુરતનીનું બાહનું થયું. બચીત જો મારા કોચ ઉપર કુરતની હોતે તો એ લોકો ચાલી નહી જાતે. હું એ લોકોને એવાં સારાં માણસ જાણતે તો ભાડું ઓછું કરતે, પણ જવા નહી દેતે."

"આવહે. રખડીને પાછાં આવહે." જીવીએ ધીરજ આપી "આણી તરફ બીજા બંગલા છેજ નહી. પણ ગુલીબાઈ, આવે કની તો ભાડું ઘટાડતી રખે હો. તીહનો બુક પકડી બેહજે, પણ પેહલેથીજ કુરતની આપવા કેહજે. હું મારે ઘેરથી બે કુરતની મોકલાવાહ."

"ડાસાંએ તો બોંહસ નહી કીધી, પણ માસીદાસીનીજ બોંહસ ભારી."

"એમજ તો. રાંડ ગરીબડીને ઘણા લાડ." જીવીએ ધિક્કાર બતાવ્યો. "ખરાં મોટાં હોય તે હંતોહી હોય, પણ હલકાં છાલકાં પૈહાનું હુખ જોય ત્યારે ઘણાં છકી જાય."

જીવીની અટકળ ખરી પડી. માકીડાસાંને મન ભાવતું બીજું એક ઘેર નહી મળ્યું. એક ખાલી હતું તેમાં ફરનીચર નહી હતું. બીજામાં ફરનીચર હતું તેની સફાઇ નહી હતી. ત્રીજાંમાં સફાઈ હતી તે "દર-

વન" નું હતું. અને જે "દરવન" નું નહી હતું તેમાં છોકરાં છૈયાંની કચબાર અને ગડબડ ઘણી હતી. માટે અંતે તેઓ ડોકરાઇને ગુલીનેજ ઠેકાણે પાછાં આવ્યાં.

"અમે ઘેર લઈશું. કેમ, માસી!" માકીડાસાં માસી ગમ જોઈને બોલ્યાં. અને માસી જે રખડતાં થાકી ગઈ હતી તે અંતે રાજી થઈ.

"હા. પણ કાંઈ ભાડું ઓસારો." તે બોલી.

"હું મોટી ખુશી સાથે, જી, થોડું ભાડું કાહાડી નાખતે," ગુલી કરગરીને બોલી. "પણ હું ગરીબ માણસ છું જી. તમો જેવાં ઓદાનાં નવાજેલાંને પાંચ રૂપિયા વધતા લાગશે નહી, પણ મારા ગરીબ ઘેરમાં તો એકેક રૂપિયો એક હજારની કીમતનો છે, માટે અરજ કરૂંછ કે મારૂં માગેલું ભાડું કબૂલ કરો."

"ઠીક, ઠીક. કબૂલ છે." ડાસાં દયા કરીને બોલ્યાં. "પણ કયારે આવીએ? કાલે બનશે કે?"

"આવતી કાલે? વાય વાય!" વળી માસીને વાંધો નિકલ્યો. "કાલે શુકરવારનો દહાડો! હું તો કદીબી શુકરવારે નહી જાઉં."

"ત્યારે પરમ દહાડે? કબૂલ? ચાલો ત્યારે પરમ દિનથી અમે અંહી રેહવા આવીશું."

"ભલે આવોજી. હું સઘળું તૈયાર રખાવીશ જી." ગુલી બોલી. "અને બે દહાડા છે તેટલાં કોચને કુરતની પણ નખાવી આપીશ."

"ઓહો! ત્યારે તો ઘણું સારૂં!" માસીદાસી પણ ખુશી થઇને બોલી. અને તેના જેવી કરડા મિજાજવાળી ખુશી થઈ તો જાણવું કે બીજાં બધાં ખુશી થવાંજ જોઇયે.

---

## પ્રકરણ ૪૨ મું.

## "મોતનાં ફાંફાં" કે જીવનાં વલખાં?

ચાનબીબી તો ગુલીને ઘેર ચાકરી ઉપર નહીજ આવી. ગુલીએ તેનો ચહડેલો પગાર પોતાનાં સઘળાં સંકટ વચે રૂપિયા કડવા કરીને આપ્યો, તે તેને પાછી લાવવાની લાલચ ઉપર આપ્યો હતો, પણ ચાનબીબીને બાહાર વધતા પગારની ચાકરી મળી હતી.

માટે ગુલીની સઘળી જંજાલો સાથે ઘેરનાં વહિત્રાંની જંજાલ પણ એકહીજ વધી. તે મેહનત કરવાને મરતી નહી હતી, પણ એક જીવ અને તેબી નાજુક, કોમળ, એકવારનો સુખી જીવ મેહનત તે કેટલી કરી શકે?

પોતાના અને પોતાનાં બચ્ચાંના ગુજરાણની મેહનત કરવાનીજ થોડી નહી હતી. જીવીએ આપેલા પેલા સંચા (બરાબર બોલીએ તો હથિયારો) માં ઉનની ટોપી વણવાના પેલા ટાંકાની ગુલીને જલદી સમજ પડી ગઈ અને તે જલદીથી ટોપી ઉપર ટોપી વણવા લાગી. પણ તેમાં આંખો તણાતી હતી, આંગલાં અકડી જતાં હતાં, બરડો ભરાઈ આવતો હતો.

દરએક કામની હદ હોયછે. જેટલું થાય એટલું કરીએ તોપણ ચોકસ હદ સુધીજ કામ થાય. વધતાં કામને માટે વધતું કુવત જોઇયે. વધતાં કુવતને માટે વધતો ખોરાક જોઇયે. વધતા ખોરાકને માટે વધતા પૈસા જોઈયે. તે ગુલી પાસે કયાં હતા?

ત્યારે એક લાચાર ગરીબને કામનો વધતો બોજો ઉઠાવવો પડેછે તે તો બમણી અગવડ વચે—એક તો પૈસાની તંગીથી કામ કરવાની શકતી ઓછી, અને બીજું તો બિચારાને પૈસા કમાવા સારૂ કામ કરવાનું વધતું.

હે, સુખી વાંચનાર! કદી તમે તમારાં ગરીબ પડાશીને ગરીબ જાણીને હીણતાં ના. ગરીબોને આલસુ, હરામખોર,

મુછાં કહીને સતાવતાં ના. આલસુ ગરીબો વઠીક સુખી શકતાંઓ કરતાં વધારે કામ કરેછે. તેઓથી તદન હરામખોર તો રેહેવાતુંજ નથી, પણ જો તેઓ હરામખોર હોય તો માતબરોના જેટલી તે બિચારાં ગરીબોની હરામખોરી કદી હોયજ નહી. ગરીબો ઘણીવાર લુચાઈ કરેછે, પણ છતે પૈસે જ્યારે માતબરો લુચાઈ ચલાવે ત્યારે નિરધન બાચારોનું ગરજાઉપણું તેમની જે લુચાઈઓને કારણ આપેછે તે શું તમે નહી માફ કરશો!

માતબરોની વધતી શક્તિ અને જોગવાઇઓ સાથ ગરીબોની તંગી અને લાચારી સરખાવશો તો માતબરો જે અન્યાય કરેછે તેના કરતાં ગરીબના અન્યાયનું પ્રમાણ તમોને ઓછું જણાશે. ગરીબો ચોરી કરે તે ગમે એટલું નાલાયક તોપણ ગરીબાઈનું કદાચ કુદરતી પરિણામ ગણાશે—પણ માતબરો ચોરી કરે એ તો તદન કુદરતથી ઉલટુંજ તમો કેહશો. અને તોપણ એક ગરીબની ચોરી કરતાં એક મોટાની ચોરી વધારે મોટી હોયછે. એજ પ્રમાણે ગરીબોની બીજી ખામીઓ પણ જાણવી.

ગુલીની ગરીબાઇનો આ નીતિસાર કાહાડતાં આપણે વાર્તાનું વણું ચુકી ગયાં છીયે. ગુલી અને ગુલીના સરખાં હજારો ગરીબો આપણને મળી આવશે, કે જેઓ ભયંકર મુશ્કેલીથી છતાં અન્યાયથી અલગાં છે. તેઓ ગરીબાઇ છતાં ઇમાનદાર છે, એજ તેઓની મોટી બાહાદુરી છે. તેઓ ગરીબાઇ વચે ગુજરાણ શોધી કાહાડે અને તે ગુજરાણની તંગી છતાં ચોરીથી દૂર રેહે એ તેમની ખાશીઅત તો મરદાનગી અને પેહલવાણીને મળતી આવેછે.

એક બૈરી એવી મરદાનગી અને પેહલવાનગીરી બતાવે એ તો વળી હદ થઈ.

ગુલીને એક તો ગુજરાણને માટે કામ કરવાનું રહ્યું અને બીજું વળી ઘેરના સુખને માટે કામ કરવાનું રહ્યું. સીવવા સાંધવા, વણવા ગુંથવા અને મેહનત મજુરીથી પૈસા કમાવા ઉપરાંત રાંધવા સીંધવા, ઝાડુ કાહાડવા, વાસણ માજવા, પાણી ભરવા, સાફસુફ કરવા—એ સઘળાં કામો ગુલીને માથે સામટાં આવી પડયાં. એ સઘળી ફરજો બનતી શક્તિથીજ નહી પણ બનતી ઇમાનદારીથી તે બજાવાને ખુશી હતી, અને તોપણ તે કેટલી બજાવી શકે!

પણ હજી ખોદાની મેહરબાની હતી. ગુલીનાં બચ્ચાં તેની આ ગરીબાઈમાં તેની દોલત હતી. "તારા દીકરાઓ તારો દહાડો વાલી આપશે" એ પડોશણ જીવીની દુવા તો હજી ભવિષ્યને હાથ હતી—તે કદાચ ખરી પડે, કદાચ ખોટીખી પડે—પણ તુર્ત વેળા તો માના દુઃખનો ભાર વેંહચી લેવા અને ઓછો કરવા તે દીકરાઓ કામના હતા. કેટલાં ગરીબો તો એટલાંખી ભાગ્યશાલી નથી હોતાં. ગરીબો, અને વાંઝીયાં ગરીબો, પોતાની જંજાલો કેમ ઉપાડતાં હશે! તેમના કરતાં તો બચરવાલ ગુલી વધારે ભાગ્યવાન છે.

કામને માટે ગુલીનાં પોતાનાંજ નહી, તેનાં બચ્ચાંનાં હાડકાંખી વળેલાં હતાં. પીરોજા તો બિચારી નાની અને નબલી હતી, તે તાજા, સુગંધી, કુમલા ગોલાબને આ ગણત્રીમાંથી બાદ કરીશું. પણ ગુલીનાં બીજાં બચ્ચાં તેની મદદના થઈ પડયા વગર રહ્યાં નહી. તેઓને પણ બચપણથીજ બમણી વેઠ આવી પડી. શિખવાનું કામ અને વળી ઘેરનું વહિંવટું.

પણ ગુલીના દીકરાઓ સઘળાં કામમાં તૈયાર હતા. ગુલી સઘળો ભાર એકલે હાથે ઉપાડી લેવા માંગતી હતી, પણ દીકરાઓએ હુજત કરીને તે ભાર વેંહચી લીધો.

રૂસ્તમે દહાડામાં બે વાર આખા ઘેરનો કચરો કાહાડવાનું માથે લીધું, પણ માળા ઉપરના ઓરડા ભાડે આપ્યાને લીધે તે કામ પેહલા દહાડા કરતાં ઘણું ઓછું થયું.

સોહરાબે નળમાંથી પાણી ભરવા અને બજાર લાવવાનું માથે લીધું.

બરજોએ સામાન ધુછવા અને બીજા ફેરાઆંટી ખાવાનું કામ ચલાવ્યું.

ગુલીએ સઘળું રાંધવાનું પોતાને માથે રાખ્યું, પણ વાસણ માંજવામાં ગુલી રાખે કરીને ઉજાલી આપે અને રૂસ્તમ ધોઈ લેય એવી સમજુતી કરેલી હતી.

ગરીબાઈ દુઃખ તો છે, પણ સારાં માણસો જેઓએ સુખના સ્વાદ ચાખેલા તેઓ ઉપર તે વધારે જબરૂં દુઃખ થઈ પડછે. અને તોપણ એ દુઃખમાં પોતાનાં વલેલાં હાડકાંથી તેઓ જેટલાં સુખી થાયછે, તેટલાં એવાં જે સુખીઓ આખાં હાડકાંનાં આલસુ બેસી રહી પોતાનાં આગલાં સુખ અને હાલના દુઃખને યાદ કરયા કરેછે તેઓ સુખી થતાં નથી. દુઃખને સામું જોવાથી, તેની સામે લડવાથી અને કામમાં પડવાથી સઘલું દુઃખ ભુલી જવાયછે અને આવતાં સુખને માટે તૈયાર થવાયછે.

આગલી જીંદગી સાથ સરખાવતાં ગુલી એક ચાકરડી જેવી અને તેના દીકરાઓ મજુર જેવા લાગેછે. જ્યારે ગુલી બિચારી સાડીની કાછરી વાલી વાસણ ઉપર બેઠેલી હોય, અથવા જ્યારે રૂસ્તમ સદરાની બાંહે ચહડાવી જમીન ઉપર બેઠો બેઠો ઝાડુ કાહાડતો હોય, અથવા જ્યારે સોહરાબ ઉઘાડે પગે આવતો જતો પાણીના હાંડા ઘસડતો હોય, ત્યારે કોણ કેહ કે એ કુટુંબ એક વખતે નોકર નફરો વાપરનારૂં અને સંસાર સુખના સ્વાદ ભોગવનારૂં હતું? તે આગલી જીંદગી એક અવતાર હતો, આ પાછલી જીંદગીમાં તેઓનો બીજો અવતાર ગોયા ચાલુ થયો.

"માયજી, તમે શાનાં દિલગીર થાવોછ?" પોતાના આ ચાકરડાના અવતાર ઉપર પોતાની માને આંખોમાં પાણી આણતાં જોઈને રૂસ્તમે ધીરજ આપી. "મને આ રગડમાં નાખ્યોછ તેમાં ખોદાની કાંઇ બક્ષેસ હશે તે કોણ જાણેછ? જોવાની, આનખીખી ચાકરી ઉપર નહી આવી અને મેં ઘેરમાં ઝાડુ કાહાડી તેથી માકીડાસાં સફાઈ જોઈ ખુશી થયાં અને આ ઘેરમાં ભાડુત રહ્યાં તો આપણે કમાયાં. તેમજ હજીબી આપણને આ વહિત્રાંની વેઠ કોઈ હવે પછીના વખતને માટે કામની હશે તો?"

પણ આગલી સુખી જીંદગીથી તેમને હાલની દુઃખી જીંદગીને માટે એક રીતે લાયક થવાને બની આવ્યું હતું. ગુલી અને તેના દીકરાઓ સઘળી ગરીબાઈ વચે લાયકીવાળા હતા, અને લાયકીવાળા હતા માટેજ સંતોષી, મર્યાદશીલ અને મેહનતુ હતા. તે સઘળા તેમની આગલી જીંદગીના પ્રતાપ હતા. પણ વળી આ સઘલી વેઠ વચે ગુલીને માટે કમાવાની મેહનત અને તેના દીકરાઓને માટે શિખવાની મેહનત જુદી હતી.

મા દીકરાઓએ પોતપોતાની એ બારા મેહનતને માટે નિયમિત કલાક રાખેલા હતા. ઉપલાં સઘળાં વહિત્રાં ઉપરાંત ગુલીને ટોપીઓ ગુંથવા તથા રૂસ્તમ, સોહરાબ અને બરજોને લેસનો કરવાને પુરતો વખત મળતો હતો. જે ઘણા કામનો માણસ હોય તેને ઘણી ફુરસદ હોયછે. જે પોતાનાં અમુક કામો અમુક વખતેજ બજાવેછે અને દર એક કામનો કલાક નેમીરાખેછે તેને બીજાં કામોને માટે ઘણા કલાકો મળેછે.

અને તોપણ ગુલીના દીકરાઓ કરતાં ગુલીને માથે કામનો બોજો વધતો હતો અને તે બિચારીને પોતાના પેટની વેઠને માટે જ્યારે બચ્ચાંઓ સુતેલાં હોય ત્યારે રાતવેર બેસીને કામ પુરૂં કરવું પડતું હતું. તેના દીકરાઓની વેઠ એટલીબધી નહી હતી. તેઓ જાતે ચંચલ એટલે પોતાનાં લેસનો પુરાં કરવાને તેમને મળતો આખો દહાડો બસ હતો. હજી તેઓને કોઈ સ્કુલમાં બેસાડવાને ગુલી શક્તિવાન થઈ નહી હતી, પણ તેઓ દર રોજ પોતાના શિખવામાં આગળ વધતા હતા. એક સ્કુલના જેટલું તેઓ ઘેરમાં શિખતા હતા તે ગુલી તપાસ્યા કરતી હતી.

રૂસ્તમ ગણીત, લાટિન અને ઈંગ્રેજીમાં અછી પ્રવીણતા ધરાવતો હતો. જેમ તે પોતાના ભાઇઓને શિખવતો હતો તેમ તેનું પોતાનું ગ્નાન સુધરતું હતું. સોહરાબ અને બરજો પણ કેળવણીમાં આગળ વધ્યા હતા. સોહરાબ તેની વય તરફ જોતાં લાટિનમાં ઠીક હતો અને બરજો તો નાની વયથી ઈંગ્રેજી પોથીત્રીનો પટપટારો કર્યા કરતો હતો. મા દીકરા અને ભાઈ ભાઈઓ વચે ઘણી વાતચીત ઈંગ્રેજીમાં હતી અને રૂસ્તમ, સોહરાબ બેહુ મજેથી ઈંગ્રેજીમાં વાત કરતા હતા ત્યારે બરજો વ- ઠીક તેમાં ભાગેટુટો ભાગ લઈ શકતો હતો.

અને એ પ્રમાણે વખત વહી જવા લાગ્યો. ગુલીની જીંદગીને માત્ર ફાંફાં કહીએ તો ચાલશે, પણ તે "મોતનાં ફાંફાં" નહી હતાં, એ જીવવાનાં વળખાં હતાં. અને તોપણ તે ફાંફાંજ હતાં. હાથ ચાટે પેટ ભરાવાનું હતું? અડધાં ભુખ્યાં રેહવાનું, અડધાં ચીઠડેહાલ ફરવાનું એ જીંદગીમાં હતું. વેવલાં વીણીને પેટ ભરવા તથા ફાટાંટુટાં સીવી સાંધીને પેહરવાનો આ વખત હતો.

ગુલીની આવક મહિને દહાડે ૫૦ રૂપીઆ સુધી વધી. માકાડાસાં રૂ ૩૦ ભાડું ભરતાં હતાં, તથા ટોપીઓ ગુંથવાથી જીવીએ જે વધતા રૂપીઆની આવકની આશા આપી હતી તે પુરેપુરી ઉપજાવવાને ગુલી પોતાની સખત મેહનતથી શક્તિવાન હતી. પણ એ આવક બિચારીને પુરતી ક્યાંથી હોય? ભાડાંના રૂ ૩૦ ઉપજતા તેમ રૂ ૨૦ ચહડુલા અને બીજુ રૂ ૩૫ નું ભાડું દર માસે ચહડયુંજ જતું હતું. બીજા હાથ ઉપર બજાર, દવાદારૂ, કપડાં, કેળવણી એ સઘળા ખર્ચને માટે માત્ર ટોપીઓ ગુંથવાની ૨૦ રૂપીઆની આવક શી બિસાદમાં? એ આવક કાંઈજ નહી પણ તંગી અને ખતંગીની ઘધાણી માત્ર હતી.

અને તોપણ ભાડાંની રકમ ગુલીએ એમની એમ બચાવીને ઊંચી રાખી હતી. એથી કરીને મોટાં ભાડાંનો બોજો તો ઓછો થયો? હવે ગુલીને માથે માત્ર પાંચજ રૂપીઆનું ભાડું ભરવાનું રહ્યું. પણ તે ૫) રૂપીઆખી ચહડતા હતા. ખચીત મહીને દહાડે રૂ૨૦ ની આવક ખોરાકી, પોશાકી અને બીજી હાજતો છતાં ભાડું ભરવા માટે બસ નહી હતી.

ભાડાંની એકઠી કરેલી રકમમાંથી ખરચવાની, ઉછીના લઈ ખરચવા અને પછી તેમાં પૈસા પાછા મેળવાની ગુલીને લાલચ તો મોટી હતી. પણ સઘળાં સંકટ વચે તે આ લાલચ જીતવાને શક્તિવાન હતી. તે સમજતી કે એ રૂપીઆ આપણા છેજ નહી, બીજાંના છે, માટે તેણીએ કાયદો રાખ્યો હતો કે આ પારકા પૈસાને હાથ લગાડવોજ નહી.

બચ્ચાં બિચારાં મોજાં વગર ફરતાં હતાં અને જોડા બુટને ઠીંગરી કપીઓ મરાવી પેહરતાં હતાં. મોટા છોકરાઓના સદરાના વાવટા ઉડતા હતા, અને ટોપી તો મહીને મહીનેબી એક બદલી શકાતી નહી હતી. ઉનનાં ગરમ કપડાંના તો તદન વાખા હતા. વર્સાદમાં છત્રીના દાંડા છુટા પડી ચયલા હતા. સાંજની ચા બંધ કીધી હતી અને સહવારની ચા ઘણું કરીને દુધ વગરની પીવામાં આવતી હતી. બે દોહડીઆંનાં દુધમાં આખાં ઘેરની ચા થતી. દરરોજ ગોસ્ત ઇંયા માછલીનું ખાનું તો મળી શકતું નહી હતું. ગુલી રવિવારે અને બુધવારે અઠવાડયાંમાં બેવાર ગોસ્ત મંગાવતી અને તેબી એક રતલ ગોસ્તમાં બે વાર ચલાવતી હતી. બાકીના દહાડા ઉપર તો પતલી દાલ ને રોટલી, અથવા ધાન ને સુકા બુમલા, અથવા ભાજી કે બીજી કોઈ સસતી તરકારી ઉપર તે પોતાનું અને બચ્ચાંનું ગુજરાણ ચલાવતી હતી.

શું એ પુરતું હતું? તનદરોસ્તી અને સુખાકારીને માટે એ પુરતું તો નહી હતું, પણ ગુલી અને બચ્ચાંઓ તેપર રાજી હતાં એ-

ટલે તે પુરતું લાગતું હતું, અને તેઓ પોતાના સંતોષને લીધે સુખી હતાં.

અને એમ હાયવેહલા ભોગવીને ગુલીએ પોતાના ભાડાંમાંથી બચાવેલી પુંજી ભાડાંને માટે બચાવીજ રાખી હતી. કરજદારીની, અને ભાડું આપવાને કશી આશા વગર ભાડું ચહડાવાની શિક્ષા એકજ દહાડામાં ગુલીએ એટલી ભોગવી હતી કે બીજીવાર તે ફજીયતી નહી થાય એટલા માટે સઘળી મુસીબત ખમીને આ પુંજી તો તેણે જીવની કાની જાળવી રાખી હતી.

---

## પ્રકરણ ૪૩ મું.

## ભુખમરો.

જે ચોમાસાંની આખરીએ ગાંધી ગુજર્યો તેની પછીના શિયાળામાં, ડીસેમબરની આખરીમાં એક સાંજે ગુલી પોતાની ટોપી ગુંથતી ગુંથતી પોતાની હાલતનો હિસાબ લેતી અને પોતાનાં સંકટોની ગણત્રી કરતી બેઠી.

તે દહાડે તે ઘણી થાકેલી હતી. તેને લાગ્યું કે જાણે કે હવે તેનાથી મોતનાં નહી તો જીવવાનાં આ ફાંફાં ઝાઝીવાર ટકી શકશે નહી.

એ મહિનામાં ગુલીથી ઝાઝી ટોપીઓ ગુંથાઈ નહી હતી અને તેથી તેની આવક અડધો અર્ધ ઘટી ગઈ હતી. ગુલીને કેટલાક દિવસથી કાંઈ નબળાઈ લાગતી હતી અને કામ ઉપર તેના હાથ ઘણા ચાલતા નહી હતા. તેને કાંઈ માંદગી નહી હતી. ભુખ કે ઊંઘમાં કાંઈ ઘટાડો થયો નહી હતો. કામથી ઓર ઉંઘ ભુખ વધારે હતી, પણ તે તૃપ્ત કરવાનાં સાધનો ઓછાં હતાં. એકના એક કામથી, બેસી રેહવાથી, થાકથી કે કોણ જાણે શાથી આ મહીનામાં તેની આવક પુરતી થઈ નહી.

પીરોજાની તબીઅતમાં વળી બિગાડ ચાલ્યો હતો. તેને કેટલાક દહાડા તાવ આવ્યો, તેની માવજતમાં વળી ગુલીના તે દહાડા કામ વગર રોકાઈ ગયા અને તેથી પણ કેટલુંક કામ ચુક્યાથી કેટલીક આવક ઘટી. જ્યારે આવું કોઈ સવાઇ સંકટ આવી પડતું ત્યારે ગુલી રાત્રે બેસીને કામ પુરૂં કરતી, પણ આ મહિનામાં તેટલી બધી સવાઇ મેહનતને માટે ગુલીમાં શક્તિ નહી હતી. ભરતારને ખોહવાનો ગમ તે જોકે દેખાડતી નહી હતી, તોપણ તે ગમ તેને ઓછો યાદ આવતો નહી હતો. કોઈની માંદગી વચે તે વધારે યાદ આવે, અને તેમ પણ ગુલીને આ મહીને કામ કરવામાં નડતર થઈ હોય.

ગમે તેમ હોય, પણ આજે, ગુલી હિસાબ કાહાડવા બેઠીછે ત્યારે, ઘેરમાં વાખા હતા. આજે ફાકા ભરવાની હાલત હતી. આજે રોજા પાળવા સરખું હતું. બરાબર બોલીએ તો આજે ભુખમરો હતો.

સહવારે બધાંએ માત્ર ચા ને રોટલી ખાધેલી હતી. બપોરે દાલનું અમસથું પતલું પાણી અને રોટલી હતી. રાતને માટે પણ સુકા ખુમલા ને રોટલી સિવાએ વધારે નહી હતું. ગુલીની પાસે બેજ દોહડીઆં બાકી વધેલાં હતાં, તે તેણીએ કાલને માટે રાખ્યાં. ચોખા દાલ ચોમાસાંને માટે ભરી રાખેલા તે કરકસરથી વાપરતાંબી પુરા થવા આવેલા. લાકડાં પુરાં થવા આવેલાં. ઘી તદન થઈ ચુકેલું. અને તેજ મહિનામાં ગુલીથી મજુરી પુરતી થઈ નહી. અને આજે બેજ દોહડિયાં બાકી વધેલાં.

ગુલીના ભાઈ ફલીએ ચહડેલું ભાડું ભરવા માટે કબુલેલા પૈસા મોકલવાનો વાયદો

પુરો થઈ ગયો અને તે પૈસાબી આવ્યા નહી. જો તે પૈસા નહી આવે તો ચહડેલું ભાડું ક્યાંથી પુરૂં કરાશે એ ગુલીને મોટો અંદેશો થઇ પડયો હતો. બરાબર બેલીએ તો ભાઈની આશા ઉપર તે બિચારી જીવતી હતી. મનચેરજી "શેઠ" ને આપેલા વાયદાની તેને દરકાર નહી હતી, પણ હોરમજશાહ શેઠ જેવા અસરાફ ધેરધણીને ગુલીએ જે વચનપુર્વક વાયદો આપેલો તેનું શું કરવું? હવે તો માકીડાસાંનાં ભાડાંથી જેટલું ઉપજ્યું છે તેટલું લઇને હોરમજશાહ શેઠ પાસે જવું અને પગે પડી ને કેહવું કે તેવણે વધારે થોભવું નહી પણ હવે તો સામાન ઉપર બેલારાક ટાંચ લાવીને સામાન ઊંચકી જવો, એવી તે ધેરધણીને સાફ અરજ કરવાનો એકજ ઉપાય ગુલીના હાથમાં બાકી હતો.

પછી શું? પછી તો કેવળ રખડી મરવાનું થશે? અને બાકુત રાખ્યાં તેનું શું થશે? તેનેબી રખડાવાનાં કે?

આ સંકટો ઉપર વિચાર કરવાને ગુલીને ઝાઝો વખ્ખત મળ્યો નહી. તેનું ધ્યાન બચ્ચાં ગમ ખેંચાયું કે જે બચ્ચાં "હૉલ" (ખડકી) માં રમતાં હતાં. રૂસ્તમ પોતાના ભ્યૉમેત્રી (ભુમિતિ) ના "પ્રૉબલેમ" કરવા બેઠેલો હતો, સોહરાબ "લાટિન" લખતો હતો અને પીરોજા બરજો સાથ રમતી હતી.

તે બચ્ચાંના કુંડાળામાંથી ગુલીને રડવાનો સાદ સંભળાયો અને તે ઉઠીને તપાસ કરવા જાયછે તેટલાંમાં તો બરજો પોતેજ રાવ લેતો આવ્યો.

"માયજી, માયજી, પીરોજા રડછ?" બરજો ગુલી ગુંથવા બેઠેલી હતી ત્યાં આવી બોલ્યો "એના પેટમાં દુખેછ."

ગુલીને આ ખબર નવાઈ જેવી લાગી. તે સાધારણ દવા દારૂ સમજતી હતી. તે જાણતી હતી કે પીરોજા સારી પેઠે હતી. તેની તાવ ઘણા દિવસની જતી રહી હતી. પેટ સાફ હતું. પેટમાં દુખવાનું કાંઈ કારણ નહી હતું. ગુલીએ પોતાની દીકરીમાં અસાધારણ કાંઈ જોયું નહી.

"શું છે, પીરોજા?" તેણીએ તપાસ કરીને પુછ્યું. "પેટમાં દુખેછ? ક્યાં દુખેછ, માય? બતાવની જોવું?"

"અંહી, અંહી દુકેશ." આ તોતરે બચ્ચું પોતાની તોતરી જુબાનમાં પોતાની પાંસલીની હેઠલનો પીપરીનો ભાગ બતાવીને રડી.

"કેમ દુખેછ? પેટમાં કાંઇ અમળાયછ?"

"નહી માયદી, આગ બલેશ."

"આગ બળેછ?" ગુલી ચેતી ગઈ. "પેટમાં ભુખ લાગીછ? કાંઈ ખાવાનું આપું?"

બિચારાં કુમલાં બચ્ચાંનું આ સઘળું દુઃખ ભુખમરાનું હતું. ભુખ લાગેલી તે શું સમજે? પેટમાં ચીચડવેટો પડે તે તેને મનથી પેટમાં દુખવાનુંજ.

પણ ગુલીએ તાઢી રોટલી મંગાવી—બપોરની કીધેલી—તે પીરોજાને ભાવી નહી. પીરોજાને માટે ખાસ બિસ્કિટ મંગાવાનો ગુલીનો રાબેતો હતો, પણ આ મહીનામાં તેની વધતી ગરીબાઇને લીધે બિસ્કિટના પૈસા તેની પાસે ફાજલ નહી હતા.

"માયઢી, કાંઈ બીઢું આપો. બટ, લોટલીને લોટલીજ હું બળી?" તે કરગરીને બોલી. "મને તો લોટલી નહી ઢમતી."

"હા, હા. હુંબી હવે તાહડી રોટલી ખાતાં ખાતાં કંટાલી ગયોછ." બેહનની ફરિયાદમાં હવે નાનો બરજો સામેલ થયો. "માયજી, મનેબી ભુખ લાગીછ. કાંઈ આપો."

"હું શું આપું, દીકરા?" ગુલી પોતાની લાચારી ઉપર અફસોસ કરી બોલી. "બીજું તો કાંઈ નથી. સુકો બુમલો ભુંજી આપું? તે ને રોટલી બેહુ ભાઈ બેહનો ખાવોછ? સુકો બુમલો તાહડી રોટલી સાથ વધારે સ્વાદદાર લાગેછ."

આ તો તેમની મોટી મોજ થઈ! આ સ્વાદદાર સુકું પાકું પકવાન તેઓએ લેજત લઇને ખાધું અને ભુખ મટાડી. પણ તેનાં બચ્ચાં લગભગ ભુખ્યાં મરેછે એ બળાપો

ગુલીના મુઝાતા મનમાં રહી ગયો. તેણીએ પોતાનાં ડસકાં બચ્ચાંના રડવા ઉપર તે વેળા તો દાબી દીધાં, પણ તે રાત્રે બધાં બચ્ચાં ઉંઘ્યા પછી એકાંતમાં રડયા વિના રહી નહી કે "ગાંધી! ગાંધી! તું તો જઇને સુખી થયો, પણ મને આ કેવાં દુઃખમાં નાખી ગયો!"

બીજે દહાડે સહવારના ગુલી વધારે સકાળે ઉઠી. પાછલી રાતના ચુહલો ઉખેડી ઉગરી તાતવી તથા ચાનું પાણી ચુહલે ચહડાવી તે પોતાની બાકી રહેલી ટોપી ગુંથવા બેઠી. રાતનો ગમ તે ભુલી ગઇ હતી. જેમ વધારે દુઃખ પડતું તેમ વધારે કામ કરવાની ઉલટ થતી હતી.

સહવારના લેસન કરતાં કરતાં બે ભાઇઓ સોહરાબ અને બરજો અડકી પડયા. તેઓનો કજીઓ ચોકસ શબ્દોના અર્થો વિષે હતો, પણ બેહુ પોતાને ખરા સમજતા હતા અને તેથી બેહુ હોજાતોજીપર આવી ગયા. ગમે એવાં શ્યાનાં બચ્ચાં પણ મતફેરની ગરમી બતાવ્યાવિના કાંઈ રેહ નહી. તફાવત એટલોજ કે પેલા મનચેરજી "શેઠ" ના દીકરાઓ, "નાન્હા શેઠો" જ્યારે મતફેર પડે ત્યારે જેમ રસ્તામાં નીકલી, બાંહે ચહડાવી, એકેકનાં કોઠાં રંગતા હતા, તેવી ગુલીના દીકરાઓની મારામારી નહી હતી.

તેઓની હોજાતોજીનો નવાઈ જેવો અંત પીરોજાના રડવાથી આવી ગયો. બે ભાઈઓને હોજાતોજીમાં પડેલા જોઈ પીરોજા ગભરાઇ ગઇ અને રડતી રડતી મા પાસે ગઈ. તેના રડવાથી બેહુ ભાઇઓ પોતાનો મતફેર ભુલી ગયા અને પીરોજાને પટાવવા પડયા.

"ચુપરે! ચુપરે! એમ રડીએ નહી." ગુલી પીરોજાને પોતાના ખોળા ઉપર લઇ પટાવવા લાગી. "જોની માયના જીવને ગમતું નથી. પણ તું ના રડ."

"મારા ઠીવનેખી નહી ઠમતું." પીરોજા ડુસ્કાં ખાતી ખાતી બોલી. "મનેખી અંહી ટંઇ ઠાયરા ને અંહીખી ટંઇ ઠાયરા."

પીરોજા માથું અને છાતી દેખાડવા લાગી અને ગુલી સમજી કે તે કોમળ બચ્ચું ખરેખર દુખી હતું. તેના શરીરમાં કાંઈ અડચણ હતી. તે રડી તે માત્ર ભાઈઓના મતફેરથી નહી પણ પોતાના દુઃખથી રડી હતી. ભાઇઓની હોજાતોજીએ તો તેને માત્ર રડવાનું બાહનું આપ્યું હતું.

શું તેનું આ દુઃખ ભુખમરાનું નહી હતું? પેટ ભરતું અથવા મનને ભાવતું ખાવાનું નહી મળવાથી તેનાં બચ્ચાં માંદગીની કિનારીએ જતાં હોય એમ ગુલીને લાગતું હતું, પણ તે શું કરે? તેના હાથમાં ઉપાય શો? બચ્ચાંના કરતાં વધારે ભુખમરો તે સેહવતી હતી. વધારે શું કરી શકે!

---

## પ્રકરણ ૪૪ મું.

## બે આણાની તાણ.

આ ગડબડની વચે વળી કાંઈ નવો બનાવ નિકલી આવ્યો. પોસ્ટનો સિપાઈ કાગળ લાવ્યો. કાગળ બરાબર ગુલીના સરનામાનું હતું. ગુલી ગરીબ સાથ મુંબાઈમાં કાગળ પત્ર ચલાવનાર કોઈ નહી હતા. પણ આ કાગળ ઉપર રંગુનનો છાપ હતો. કાગળ ઘણોભારી હતો.

ફલીએ રંગુનથી પૈસા મોકલ્યા ખરા કે? ગુલીની પત્ર ઉખેડી વાંચવાની ઇંતેજારી વિષે શું પુછવું? પણ પોસ્ટવાળાએ કાગળ આપવા ના પાડી. કાગળ રેજીસ્ટર કરેલો હતો અને તે ઉપર બે આના બીજા જોઈતા હતા. ગુલી પાસે તો કાલે બે દોહડીઆં માત્ર બાકી હતાં. આજે કાંઈ નહી હતું.

ગુલીએ બરજોને મોકલ્યો કે પેલી માસી દાસી, વીલર, જે રાંધણીમાં માકીડાસાંનું રાંધવામાં રોકયલી હતી તેની પાસેથી બે આના ઉછીના લાવે. "વિલર, માય કેહજે બે આના હોય તો ઉછીના આપો, પછી પાછા આપીશ." બરજો માગવા ગયો.

"શું? વિલર કોણ રે? વિલર તારી હોય માય માસી તે! વીરબાઈજી નહી કેહવાતું કે?" માસીદાસી ધારા પ્રમાણે ફફડી પડી. "ચાલ નિકળ મારી આગળથી."

"પણ તે બે આના આપોછ કે નહી?" બરજો ગુચવાડામાં પડી પુછવા ઉભો.

"નહી. નથી આપવાની. મારી પાસ પૈસા નથી. ચાલ નિકળ."

બરજોએ આવીને કહ્યું કે વિલર પૈસા નથી આપતી. ટપાલવાળો ઉતાવળ કરવા લાગ્યો. ગુલીએ તેને થોભાવ્યો અને કાગળ તો રાખવાનોજ એટલે ઉલટભર ઉઘેડી વાંચ્યો.

હા, તે ઉઘેડતાં વારજ તેમાંથી નોટના કટકા નીકળી પડયા. દર રૂ૧૦૦ ની નોટના બે તથા રૂ૨૦ ની નોટનો એક કટકો. ભાડું ચહડેલું તો રૂ ૨૧૦ હતું પણ ફલી જેવા માયાલુ ભાઈએ પોતાની વ્હાલી પણ દુખી બેહનને માટે ૧૦ રૂપિયા વધતા મોકલ્યા હતા. પણ હજી પોસ્ટના સિપાઈને આપવાના બે આના ગુલીની પાસે છુટા નહી હતા.

એજ વખતે ભોગ ચોઘડીએ તેની નજર પેર બાહેર રસતા ઉપર પડી, અને તે જુવેછે તો કોઈજ નહી પણ હોરમજશાહ શેઠ પોતે દાદરના સ્ટેશન તરફ ચાલતા જતા હતા. પછવાડે તેવણની ગાડી હતી. એક ઘડીબી કંઈ વિચાર કીધાવિના ગુલી પોતાની કછોટેલી સાડી સરખી કરી તથા માથુબાનું આગળ તાણીને રસતા ઉપર નીકલી અને હોરમજશાહ શેઠ આવતા હતા તેને સામે જઈ મળી.

"ઓહો, ગુલબાઈ, કેમ છો?" હોરમજશાહેજ તેને પેહલાં બોલાવી. "વળી પેલા મનચેરજી વકીલે તમોને કાંઈ મેહનત આપી કે શું?"

"નહીજી, હું માફ માગીને મારૂં કરજ અદા કરવા આવીછ." હોરમજશાહ શેઠ જે વાત કરવા ઉભા હતા, તેવણને ગુલીએ નમનતાઈથી જવાબ દીધો. "ચહડેલાં ભાડાંના મને રૂપિયા અબઘડીજ મળ્યા અને તે મળતાંવાર મેં સાહેબને દીઠા માટે લાવીછ. હમણાજ લેશોજી?"

"પણ તેની એટલીબધી ઉતાવલ શી!" હોરમજશાહ શાબાશીના છાપ સાથની અચરતીની શિકલે ગુલીના શરમાલ ચેહરા ઉપરનું પાક નિર્દોશપણું નિહાલતાં બોલ્યા. "ગુલબાઈ, હમણા હું રસતા ઉપર તમોને રસીદ કેમ આપી શકીશ?"

તેવણે જોયું કે કરજ કરવાને નાખુશી અને આપવાને તૈયાર જે ઈમાનદાર ગરીબો હોયછે તેમાંની એક ગુલી હતી. પોસ્ટનો સિપાઈ હજી તો પૈસા માગતો ગુલીની પછવાડે આવી ઉભો હતો, અને ગુલીના હાથમાં હજી તો કાગળ તુર્તનું ઉઘેડેલું હતું તે હોરમજશાહને સમજાવનારી નિશાની પુરતી હતી.

"રસીદની ફિકર નથી. પછવાડેથી મોકલજોજી." ગુલીએ ઓહસ કીધી. "પણ આ રૂપિયા તમારા છે જી, તમારે માટેજ મારા ભાઈએ મોકલ્યાછ અને તમેજ લેવો તો સારૂંજી. હું મનચેરજી ઉપર કયાં મોકલવા જાઉં? તેવણ સાથ હું કશો વેહવાર રાખવા માગતી નથી."

"ઠીક છે, લાવો. ભલાં કામમાં ઢીલ કેવી?" હોરમજશાહ હસ્યા. "કેટલા રૂપિઆ છે?"

"બસો ને દસ ચહડેલા છે જી."

"પણ આ નોટ તો બસો ને વીસની છે." હોરમજશાહ નોટ લઈ બોલ્યા. "કોણ જાણે મારી પાસે તમોને બાકીના રૂ ૧૦ આપવા સારૂ છુટા છે કે નહી?"

હોરમજશાહ શેઠે પોતાની થેલી કાહાડી અને સારાં ભાગ્યેગે રૂ૫) ની નોટ તથા રૂ૫) રોકડા નિકળ્યા તે ગુલીને કાહાડી આપ્યા. ગુલીએ તે ઉપકાર માનીને લીધા, પણ હજી તે ઉભી રહી.

"સાહેબ, મારા સામન ઉપર ટાંચ લાગવાનો કાંઈ ખર્ચ થયો હોય તો તેબી કાપી લેવોજી." ગુલીએ અરજ કીધી.

"છટ! છટ! ગુલબાઈ! ખર્ચ શાનો?" શેઠે એ વાત હસી કાહાડી. "એ ખર્ચ કાંઈ તમારે માથે મેં પડવા દીધોજ નથી." એટલે કે આ ખર્ચનો તો હોરમજશાહ શેઠે મનચેરજી વકીલ ઉપર તેની આડી આલને માટે દંડ નાખ્યો હતો.

"તમે સારીપેઠે તો છો, ગુલબાઈ? બચ્ચાં સારી પેઠે છે?" હોરમજશાહે છુટો પડતાં ખબર અંતર પુછી. "હું આશા રાખુંછ કે તમારી ગરીબીનાં સંકટો ઓછાં થતાં હશે."

"સારીપેઠે છું જી. તમારી મેહરબાની છે, એટલું બસ છે જી." ગુલી આંખોમાં પાણી લાવી બોલી. "મેં પેટાંમાં ભાડુત રાખ્યુંછ જી, ને હું ધારૂંછ કે હવેનું ભાડું ચહડવા દઈશ નહીજી."

"ચિંતા નહી. ચહડયું તો શું ફિકર છે?" શેઠ ધીરજ આપ્યા વિના જઈ શકયા નહી. "આમબા ભાડું ભરવા માટે કોઈ રીતે તમે અગવડ ના ખમતાં."

એક ગમથી હોરમજશાહ શેઠ પીઠ ફેરવી ગયા કે બીજી ગમથી જીવી જે પોતાની બારીએથી આ દેખાવ જોતી હતી તે આવીને મળી.

"ગુલીબેહન, આ તારી છેલી ટોપીની ગુથાઇના બાર આના ફાજલ વધેલા હતા તે મારા ફકીરાએ મોકલ્યા તે લે." જીવી પણ ગુલીને માટે છુટું નાણું લઈ આવી બોલી અને તેમાંથી ગુલીએ પોસ્ટનું કરજ અદા કીધું.

"ગુલીબાઈ, તું તો કાંઈ પૈહાવાલી થઇ ગઈ?" જીવી તેને સારાં ભાગ્યની આ વલાણ ઉપર મુબારકબાદી આપવા લાગી. "પણ શેઠને રહતાપર રોકીને આમ ભાડું આપવું નહી હતું. બરાબ લાગે."

"જરા બેઆદબી તો થઈ." ગુલીએ કબુલ કીધું, "પણ તેણી આ ઉતાવળથી મારે વિષે શેઠને સારો વિચાર બેઠો હશે. જીવનાઈ, મારા ભાઇએ મારા માગ્યા કરતાં રૂ૧૦ વધતા મોકલ્યાછ ને તેથી મારી ઘણી કળ વળશે."

"ઓદા તારા ભાઇને હલામત રાખે!" જીવીએ દુવા દીધી. "તમે લોકો કેથાં બધાંજ હારાં માણહ દેખું."

"રતની કેમ છે?" ગુલીએ જતાં ખબર પુછી.

"રતની હારી છે. વળી આજે હોરમજશા શેઠને ત્યાં કહડાયલી. શેઠના દીકરા હાત એને બહુ પરોહ મંડાયલો."

"આવા ભલા શેઠનાં ભલાં કુંટુંબ સાથ તમારી દીકરીને પરોસ મંડાયો હોય તો તમે ખુશી થવું જોઇએ."

"ખુશી ને દલગીર! મારો ફકીરો ખુશી થાય એટલે હું પણ ખુશી છું."

એક ઘેરના મોટા, અગત્ય કરીને મુંબઈના, ખર્ચો આગળ ૧૦ રૂપરડી શી બિસાદમાં? બિછાનાની કુરતનીને માટે ભાડુત માણીકાસાંને જેમ તેમ સમજાવીને ધોબાવ્યાં હતાં, અને તેટલાંમાં જીવીની આપેલી કુરતનીએ ચાલ્યું હતું, પણ હવે જરા પૈસા ફાજલ વધ્યા કે પેહલું કામ ભાડાંની તે ચાલુ આવકને માટે આ દોલત રોકવાનું હતું.

માટે પોતાની આ નાની થાપણ પેહલાં તો ગુલીએ બે નેટની કુરતની ટર્કી રેડની ઝાલર વગેરે સુધાં, બનાવવા ઉપર રોકી, જેમાં તે થાપણના રા રૂપિઆ પેસી ગયા. બાકીની પુંજીને માટે ખર્ચનાં, અને તેબી કેવળ જરૂરનાં ઘણાંક કામો પડેલાં હતાં. છોકરાંનાં બદિયાન અને મોજાં તો રહ્યાં પણ સદરા લેંઘા ફાટીને ક્રીન ક્રીન થયા હતા; નાની પીરોજા સપાટ વગર ઉઘાડે પગે ફરતી હતી; રૂસ્તમ અને સોહરાબના બૂટ હજી કપી માસ્યાથી ચાલે એમ હતું, પણ બરજો પેહરવા ઓઢવામાં ચામડતોડ હતો માટે તેનાં બૂટ તદન ફાટી જવાથી નવાં લેવાનાં હતાં. ઘેરમાં ચાદરો ફાટી ગઇ હતી, અને આવી સખત થંડી-

માં ઓઢવાનું તો એકજ બરનુસ હતું, તે જેમ જેને તાઢ વાગે તેમ તેને માટે વપરાતું હતું.

આ જુદા જુદા ખર્ચોમાં ૧૦ રૂપિઆ "ફાસ ગણતી"માં? ગુલીએ બે રૂપિઆ ઘેરના ખર્ચને માટે "બાલાન્સ" માં ઉંચા કીધા અને માત્ર ૬॥ રૂપીઆમાંથી ઉપલો પરચુરણ ખર્ચ કીધો. બે રૂપિયાનું જાંજરી મલમલનું એક થાન લીધું—લેંઘાને માટે "નાનકલાથ" તો તુર્તવેળા માડી વાળ્યો. બરજોને માટે રૂ૭॥ નું એક ગામઠી બૂટ લીધું. રૂસ્તમ સોહરાબના બૂટને રૂ૧) ખરચીને નવી "સોલ" વગેરે મુકાવી, ઈત્યાદી.

---

## પ્રકરણ ૪૫ મું.

## કેલવણી ભલી કે ચાકરી!

ગુલીની મોટી ચિંતા દીકરાઓને સ્કુલે મોકલવા સંબંધી હતી. આવા દીકરાઓનો આવો કીમતી વખત ઘેરમાં બરબાદ તો નહી, તોપણ "ઇસકોલ નિશાળ" વગર ગુજરી જતો હતો. તેઓને સ્કુલમાં કદાચ મુફ્ત બેસાડી શકાત, ચોપડી સ્લેટ વગેરેનો ખર્ચ આપી શકાત, પણ કોટ યા બાહારકોટ વેર તેમની આવ જાવનો ખર્ચ વગેરે મળીને દહાડે બે પાંચ રૂપિઆનો તો જોઇયે? કોઇબી રીતથી પોતાના દીકરાઓની દોલતને તે કેળવણી કાજે ઉપયોગમાં લેવાને આતુર હતી, અને તોપણ એક મહીનેથી બીજે મહીને જરા પૈસાની સગવડ થાય ત્યાં સુધી પોતાને વાયદા ઉપર વાયદો દઇ એ ઉલટમંદ માતા પોતાનેજ ઠગતી હતી.

પણ જ્યારે તેની ગરીબાઈ ઘટવાને બદલે વધતી ચાલી ત્યારે હવે તો તે બિચારીએ પોતાના દીકરાઓને સ્કુલની કેળવણી આપવાની એક લેએ આશાજ છોડી દીધી. જ્યાં ખાવાના વાખા ત્યાં કેળવણીનો ખર્ચ તે શો આપે?

શું ગુલીના ઘેરમાંજ તેના દીકરાઓને કેળવણી મળતી નહી હતી? કેટલાંક બચ્ચાં એવાં ચંચલ હોયછે કે પોતાની મેજેજ શિખ્યાં જાયછે. ગુલીનાં ફરજંદો તેવાં હતાં. તેઓ સ્કુલમાં શિખે એટલું તો ઘેરમાંજ શિખતાં હતાં, અને વળી તેઓ કામકાજમાં પડી દુનિયાંદારીની કેળવણી લેતાં હતાં તે તો જુદી. તોપણ ગુલીનાં મનમાં આટલું તો ચોકસ હતું કે જો એજ બચ્ચાં સ્કુલે શિખવા જાય તો ઘેર કરતાં હજી વધારે શિખે. ગરીબ બિચારી મા! પોતાની હાલની હાલતમાં એ વિષે કશો રસ્તો જોઇ શકી નહી.

સ્કુલને બદલે તો ગુલીને કાંઇ ઉલટોજ રસ્તો સુજ્યો. બધા નહી તો એકુ દીકરાને કાંઇ નોકરીએ લગાડવાનો અને એ રીતે ગુજરાણનો કાંઇ રસ્તો લેવાનો વિચાર ગુલીના મનમાં ઘણા વખતનો ઘોલાયા કરતો હતો. તે કોઇ આગળ બોલી નહી હતી અને તોપણ પોતાના મનમાં વિચાર કર્યા કરતી હતી કે જો રૂસ્તમ કાંઈ ધંધો પકડે યા નોકરીમાં જાય તો જે દસ વીસ રૂપિઆ મહીને દહાડે કમાય તે કાંઈ નહી તો હાલનો ભુખમરો તો ટાળે?

હાલના સંકટ વચે ગુલીએ અંતે લાગ જોઇને પોતાના વડા દીકરા આગળ એ વાત છેડી.

ગરીબ બિચારો જુવાન! તેણે પોતાના ભવિષ્ય વિષે બીજા ઘણા જુવાનો પેરે કેવી મોટી મોટી ઉમેદો બાંધી હતી! તેણે તો બી. એ. અને એમ. એ., અને એલ. એલ. બી. ની પદવીઓ લેવા ધારી હતી. તે તો

મોટો વિદ્વાન અને મહા ફીલસૂફ થવાની આશા રાખતો હતો. તે તો તવારીખમાં નામ કાહાડવાનો હતો અને મોટાં માન અકામથી પોતાના બાપની કીર્તિ વધારવાનો હતો.

તેને જ્યારે પંદર વીસ રૂપિઆના પગારપર નોકરીએ લગાડવાની તેની માએ વાત કીધી ત્યારે તેણે પોતાને આશા ભંગ હાલતમાં જોયો. તેની માએ સમજાવ્યો કે મેહેનત કરીને કમાયા વગર આપણું ગુજરાન ચાલવાનું નથી અને મેહનત પણ સખત કરવી પડશે.

રૂસ્તમ મેહનત કરવાને નાખુશ નહી હતો. પોતાની મા તથા ભાઈ બેહેનોના ગુજરાનને માટે પોતાથી બનતું કરવાને તે રાજી હતો. પણ તેણે એટલુંજ પુછયું કે "માયજી, મારી કેળવણીનું શું થશે! હું શિખ્યા વગરનો રહી જઈશ. કાંઈ નહી તો મને મૅત્રીક્યુલેટ તો થવા દેવો, માતા!"

"દીકરા, કેળવણીને માટે તારી ખાયશ જોતાં હું કહુંછ કે તું હજીબી શિખશેજ." ગુલાએ પોતાના તે નિરાશ થયલાં જીગરને પોતાના પાસામાં દાબી તથા એક ચુમી લઈ પટાવ્યો. "હમણાની આપણી હાલતમાં તોતારેજ નહી પણ તારા ભાઈઓનુંબી કેળવણી સંબંધી ભવિષ્ય સઘળું શિહા દેખાયછ. શિખવાને વટીક પૈસા જોઈયે. કદાચ તુંને એવીબી નોકરી મળી શકશે કે જેથી તું કામ કરતો જશે અને વળી શિખતો પણ જશે. કદાચ તું નહી શિખશે તો તારા પૈસા કમાવાથી તારા ભાઈઓ તો શિખી શકશે, કે જે હમણા કોઈ પણ ભાઈ નિશાળે જતો નથી તેના કરતાં તો બેહતર થશે."

આ અસરકારક અરજ રૂસ્તમ ઉપર અસર કીધા વિના કેમ રેહ? પણ હજી કોઈ ઉંચા ધંધાને બદલે હલકી ચાકરીની શરમ તેના ચેહરા ઉપર દેખાતી હતી.

"દીકરા, ચાકરીમાં શરમ કેવી!" રૂસ્તમના ચેહરાની ચુપકીદીનો ભેદ પાંમી જઈ ગુલીએ તેને સમજાવાનું ચાલુ રાખ્યું. "કામ પોતે શરમ ભરેલું નથી, પછી જોઈયે તો તે ઉમરાણીનું કામ હોય યા જોઈયે તો ઝાડુ કાહાડવાનું કામ હોય. જ્યાંસુધી આપણે પોતે ઈમાનદાર, સમજુ અને વિવેકી હોઈયે ત્યાં સુધી ચાકરીથી આપણને નામોશી મળવાની નથી."

રૂસ્તમ હજી બોલવાને અશકત હતો તે હજી વિચારમાં હતો, માટે ગુલીએ હજી પણ સમજુતીનું રકૃ ચાલુ રાખ્યું "દીકરા, તારા બેહસ્તી બાપની દોલતથી તું મૅત્રિક્યુલેશન જેટલું તો શિખવા તલક થયોછ. આ વર્ષ તો ગયું, પણ જો તું ચાહશે તો ચાકરી છતાં આવતે વર્ષે મૅત્રિક્યુલેશનમાં જઈ શકશે, અને તેથી તારી ચાકરી તુને એબ નહી લગાડશે પણ ઓર શોભાવશે. તારા શેઠ વટીક જે કોઈ હશે તે ખુશી થશે."

"રૂસ્તમ, વડા ભાઈ દાખલ તારાં અનાથ ભાઈ બેહનને પાળવાનો જોખમ તારે માથે છે." ગુલીએ એક છેલી દલીલ ઉમેરી.

"માયજી, હું કબુલ થાવુંછ." અંતે રૂસ્તમ રાજી થયો. "તમો સર્વેનાં સુખને માટે મારે મારો વિચાર કરવો નહી જોઈયે."

આ નવા ઠરાવ ઉપર ગુલી તેજ સાંજે દીવા કીધા પછી જીવીની સલાહ લેવા તેને ઘેર ગઈ. દરએક બાબતમાં ગુલાને સલાહ આપનાર જીવી, અને વધારે થાય તો ફકીરા સિવાએ બીજું કોઈ નહી હતું.

જીવી આજે ખુશ મિજાજમાં નહી હતી. તે પોતાની લાડકી રતની સાથ ખીજવાયલી હતી.

રતની કાંઈ કેળવણી પાંમેલી છોકરી નહી હતી. તે હજી કેળવણી લેવાને લાયક માત્ર ૧૪ વર્ષની ઉમરની હતી, પણ તેની ગામઠિયણ માને મનથી તેની નિશાળે જવાની ઉમર હવે નહી હતી. રતની માત્ર વાંચવા લખવા શિખી તે બસ ધારીને તેને આજ બે વર્ષથી નિશાળેથી ઉઠાડી મુકી હતી, પણ તેની મસતી ભાંજવા સારૂ તેની મા ઘેરમાં તેને વાંચવા લખવા બેસાડતી હતી.

પણ રત્ની આળસુ હતી. બાપના લાડ-થી છકાવેલી, તેને વાંચવા લખવાનો કંટાળો હતો. અને ગુલી પડોશમાં આવ્યાથી જીવી વધારે ખુશી એટલાજ માટે થઈ કે એ "સુધરેલી પડોહણ" રત્નીને પોતાની પાસે બેસાડીને શિખવ્યા કરશે.

રત્નીને વાંચ્યાના કરતાં છસ્કીનો શોખ વધારે હતો. પોતાના બાલ દેખાડવા, પોતાનું અંગ શણગારવા, પોતાનો પેહરવાસ દીપાવવાનો રત્નીને અતિયંત શોખ હતો. તેની મા તેના એ શોખોની સામે ખીજવાઈને બીટી રેહતી, ત્યારે રત્ની બોહોસની મારી વધારે બાલ હોરતી અને કેશને વધારે કરચલીઓ દેતી હતી. તેની આ ઈસકી રમત ભાંજવા સારૂજ જીવી રત્નીને વાંચવા બેસાડતી, અને રત્નીને ગુલીને ઘેર જવાનો કંટાળો એટલાજ માટે હતો કે "ત્યાં તો બાજું રમવાનું કાંઇ મળે નહી ને વાંચ્યાજ કરવાનું."

મા દીકરી વચેની આજની મારામારી પણ એજ કારણથી થયલી હતી. રત્ની પોતાનાં લાંબા સુંદર શીહા ચોટલા પાછલા પ્રહરના આર વાગતેની હોરવા બેઠેલી હતી તે પાંચ વાગ્યા છતાં પુરા કરી રહી નહી. ગમે એટલા લાંબા બાલ હતા, પણ તે હોરતાં એટલી વાર શાની? રત્ની હોરી તો રહી હતી; પણ તેને આરસીમાં પોતાનો ચેહરો જોયા કરવા અને માથું ખોલ્લું રાખવાનો જબરો શોખ હતો, અને તેથી આ બાહાને વધતીવાર આરસીમાં પોતાના ખુબસુરત ચેહરા ઉપર વડાઈ અને મગરૂરી પામવાને તેણે તક લીધી હતી.

એ ઉપરથી જીવીએ ચીહીરડાઈને તથા નિદારવેર તેનું માથુબાનું બંધાવીને તેને વાંચવા બેસાડી અને પોતે રાંધણીમાં કામે ગઈ.

જ્યાંસુધી જીવી આગળ હતી તેટલીવાર રત્નીએ જાણે કે વાંચ્યા કીધું, પણ માના જવા પછી દીકરી જે ચોપડી વાંચતી નહી હતી પણ અમસ્થું ખાલી જોયા કરતી હતી, તેણે ચોપડી બંધ કીધી અને પોતાનો ભપકો કરવાના શોખ ઉપર તે પાછી મંડી. ચોપડીને પોતાની સામે આડી ટેકી તથા પોતાના ખીસામાંથી એક નાની પણ સુંદર આરસી કાહાડીને તે ચોપડીને ઓથે મુકી અને એક નીખ્યો બ્રશ જે આગળજ હતું તે લઇને આ છોડી પાછી પોતાના સેંટા પાટલી પાડવા મંડી ગઈ.

આરસી સાચી હતી અને જે સુંદર મૂર્તનો પડછાયો આપતી હતી, તે ખરેજ કુદરતના કારીગરે નમુનેદાર નકસ ઉતારેલી એક સુરત હતી. ગરીબ વર્ગોમાં ખરી ખુબસુરતી ઘણી ઢંકાયલી હોય છે, પણ રત્નીનો મનમોહન ચેહેરો સુંદરતાનું એક સ્વરૂપજ હતું. પોતાની આ મીઠી મૂર્તિ જોતાં અને પોતાના બાલ સરખા કરતાં રત્નીનો ઘણો વખત જતો રહ્યો, પણ તે તેને થોડો લાગ્યો; અને પોતાની મા જેને રાંધણીમાંથી એટલી જલદી પાછી ફરવાની તે આશા રાખતી નહી હતી તે જ્યારે પાછી આવી ત્યારે હજી તો રત્નીનો આ ભપકો અધુરો રહેલો હતો.

તેની મા આવીને જોયછે તો રત્નીનું માથુબાનું નિકળી જઇને પછવાડેના અંબોડાના ગાંઠ સાથ ઝુલાઈ પડેલું અને રત્ની ચોપડીમાં વાંચવાને બદલે તેજ ચોપડીનો સેંટા પાટલી પાડવામાં ઓથો કરી બેઠેલી! તેણીએ તેને વાંચવાને બદલે આ અભ્યાસમાં અચબૂચ પકડી અને પછી જોઇ લ્યો જીવીનો માર અને ગાળ.

આપણી ગુલી જીવીના ઘેરમાં મસલતને માટે આવી ત્યારે જીવી ખીજવાયલી હતી અને ગુલી સાથ બરાબર વાત નહી કીધી તેનું કારણ તો કેયું એ હતું.

---

# પ્રકરણ ૪૬ મું.

## રત્નીની આરસી.

જીવી વધારે ઉસકેરાઈ એમ કે આ દુ-ફતી પોતાના ખીસામાં વઠીક તે આરસી લ-ઇને ફરતી હતી.

તે આરસી નહી તેની મા કે નહી તેના બાપની અપાવેલી હતી, અને તોપણ રત્ની ક્યાંથી લાવી તે ખોલાસો કરવાને અ-શક્ત હતી. તે પેહલાં બોલી કે મને એ આરસી રસતામાં જડી, પછી બોલી કે મને હોરમજશાહ શેઠના દીકરા જહાંગીર-શાહે ભેટ આપી, પણ પછી વળી બોલી કે મને બાપાએ ગઈ કાલે ચાંદરાતનો રૂપિઓ આપેલો હતો તેની મેં એ વે-ચાતી લીધી.

જીવીના ઠપકા અને ગાળોના વર્શાદ વચે રત્ની નવધાર આંસુથી રડતી હતી, તેટ-લામાં ફકીરો ચાકરી ઉપરથી આવી લાગ્યો. રત્ની જાણતી હતી કે મા કરતાં બાપનો લાડ વધારે હતો, માટે તુર્ત તે બાપનો આશ્રય લેવા દોડી, અને સરેસતા પ્રમાણે ફકીરાએ વચે પડી રત્નીને મારી અપાવી.

રત્નીએ ગઈ કાલના રૂપિઆની આરસી વેચાતી લીધી હતી એ વાત ફકીરાએ ખરી માની, તેને માટે તેણે દીકરીને ઠપકો આપ્યો, ફરીથી એવી ચાલ નહી ચલાવવાની શિ-ખામણ દીધી, અને હવેથી વાંચવા લખ-વાને વધારે ધ્યાન આપવાની રત્નીની ક-બૂલાતના ભરૂસા ઉપર આ દયાલુ બાપે મા અને દીકરી વચે એકવાર ફરી સુલેહ કરાવી.

"જોજે હં ફકીરા! તું મારી પોરીને બહુ છગાવે હો!" સુલેહ કરતી વેળા જીવી પચાસમી વખત ચેતવણી આપ્યા વિના રહી નહી. "તારા લાડથી આ પોરી બ-ગડી ચાપલી ને તુનેજ ભારી પડહે. જોજે હં! પછવાડુથી તુંજ પસતાહે!"

ગુલી જીવીને મળવા ગઇ ત્યારે જીવી-નો મિજાજ ઉપલાં કારણથી બીગડેલો હતો, પણ સારાં ભાગ્યે ગુલીને સલાહ આપવા માટે ફકીરો હાજર હતો. જીવીએ દુઃખ અને બલાપાની મારી ઝાઝી વાત કીધી નહી–ફકીરાએ ગુલીને વધારે આવકાર દીધો અને વધારે વાત ચલાવી. ગુલીએ પોતાની ધારણા ફકીરાને કહી સંભળાવી.

"ગુલીબાઈ, તું ઠીક વિચાર કરે." ફ-કીરો તેને એકમત થયો. "હવે તું ખફા નહી થાય તો તુને ખરૂં કહું, બાઇ? આ-જવેર તારાં દુઃખોની અમે વાત કરતાં ત્યારે હું વિચારતો કે તારો આવો મજેનો ગ-રીબ ને હાણો ને ઉહીઆર વડો દીકરો તેને તું કેયે ધંધે નહી લગાડતી તે નાદાની કરે. તુને ભલે એ ડહાપણ હુજીયું ને એમજ ક-રવું જોઇયે."

"ત્યારે તમારો એ વિચાર તમે મને અગાઉથીજ સુજ પાડવો હતો." ગુલીએ નાસિપાસી ભરેલો ઠપકો આપ્યો.

"આપણે કેમ બોલીએ, મા?" ફકીરાએ પોતાની ગામડિયા સહી સાદાઈથી પોતાનો બચાવ કીધો. "મારી જીવી કેહજે તમે લોકો હુધરેલાં પયરાં અને તમે તો બ-ચ્ચાંને હિખવવાને કંઈ નહી ચુકો, ત્યારે આપણે જાયણું કે કોણ બોલીને વકર ઓહે? તમારા કેળવણીના વિચારમાં અમે ગામ-ડિયાંએ આડે આવવું નહી જોઇયે. પણ મારી અકલ તો એજ કે ગરીબના દીકરાને જેમ કાંઈ ધંધામાં નાખીએ તેમ હારૂં."

"પણ રૂસ્તમ હજી નાનો છે. હજી તો એને સોલમું વર્ષ ચાલેછ." ગુલીએ પોતા-ની મુશકેલી બતાવી. "એટલી ઉમરમાં તમો ધારોછ કે એનીથી ચાકરી થશે?"

"તે તો જેવી ચાકરી, બાઈ. તારે ગમે તો હું એને કાલે ચાકરી અપાવું. પણ તે એને ગમહે નહી."

"કાલેજ? કાંઈ એને લાયકની ચાકરી તમારા વગમાં છે, ફકીરજી?" ગુલીએ ઉમેદભર પુછયું.

"એને લાયકની કરી પુછેછ, બાઈ, ત્યારે શું હું જાણું?" ફકીરે જરા થોભીને બોલ્યો. "ઉની મારા કારખાનામાં હમણાજ એક જગ્યા ખાલી છે. હોરમજહા હેડને એક પોયરો જોઇતો છે."

"તેનુ કામ શું જી? ને પગાર શું વારૂ?"

"કામ જે હોય તે કરવાનું." ફકીરાએ તુર્તજ ખુલાસો કીધો. "બીજા પોયરાઓ તો તારા રૂહતમ કરતાંબી નાન્હા નાન્હા હેડના કારખાનામાં આવેલા. તારો પોયરો જરા મોટો છે, ને જરા ભણેલો છે. તેને હું જરા વધારે હારાં કામપર મુકાહ, ને વળી હેટને કહીને બેરૂપીઆ વધતા અપાવાહ."

"કેવી મેહરબાની! પણ કામ શું કરવાનું તે જરાક મને કહો.

"અમારે ત્યાં તો પોયરાઓ ઘણાંએ કામો કરતા છે. કચરો વાલવાનું, હામાન લુછવાનું, ચાઠી પત્રી લઈ જવાનું, રંગ મારવાનું, કોલહા ભરવાનું, ઘણુંએ કામ છે. ને તેપર પોયરાઓ રોજના ચચાર આના કામાતા છે."

પોતાના દીકરાને માટે આ કામનું બયાન સાંભળીને ગુલીએ પોતાના દીલ સાથ એક છુપી સર્દ હાય મારી.

"પણ હું કેહતો છુંની બાઈ," ફકીરો તેનું દુઃખ ચેતી જઇ બોલ્યો. "કે તારો દીકરો જરા હીએધો છે, ને તેને જરા હારાં કામપર લગડાવાહ. ઉપલાં કામ પણ તેને નહીજ કરવા પડે એમ હું ભરૂહો આપતો નથી. કદાચ અગત પડે તો હલકામાં હલકું કામબી કરવું પડે, પણ તેથી હું કાંઈ આપણી જાતબુનિયાદ હલકી થઈ કે? જો દીકરી, મારૂં કહેલું યાદ રાખજે કે અમારા કેટલા મોટા મોટીઆર કારખાનાવાલાઓ એજ માફક પેહલાં તે કામથી વધેલા. જો કારખાનામાં વધવું હોય તો પેહલાં હલકામાં હલકાં કામથી શરૂ (શરૂ) કરીને વધવું કે પછી દરએક કામની ખબર પડે અને કામ પાકું દિખાય."

ગુલી મુંગી બેસી રહી. "કેમ બાઈ, તારા દીકરાને મોકલહે?" ફકીરાના એ સવાલનો તુર્ત જવાબ આપવાને વહીક તે અશક્ત હતી. તે જાણતી હતી કે રૂસ્તમને આ કામ ગમશે નહી. "તે તો કોઈ આફીસમાં, કોઈ બેંકમાં, કોઈ વકીલને ત્યાં રાઇટર અથવા કલાર્કની નોકરીનો વિચાર રાખતો હતો."

"તે તો કોણ જાણે બા?" ગુલીનો એ વિચાર સાંભળીને ફકીરાએ કાનપર હાથ મુક્યા. "વકીલ બકીલ ને રાઇટર બાઈટરની વાત તો આપણી જાણે બલા! મેં એકડાપર બગડો લખ્યો હોય તો ઉં હમજું કે? રાઈટરની ચાકરી જોઇતી હોય તો બીજીમેર પુછો."

ફકીરાના આ જવાબની ઢબછબ કહી આપતી કે ગુલીના જવાબથી તે જરા ફફડેલો હતો. હું એના સારાંને વાસતે કહુંછ અને એ આંધળી સમજતી નથી એમ જાણે કે મનમાં વિચારી તેણે અપમાન લીધું હોય એવું ગુલીને લાગ્યું.

"ફકીરજી, તમે તો ચાહીને ઘણી નેક સલાહ આપી." ગુલીએ અંતે સમજ પાડયાને બાહને ગોયા માફી આપી. "પણ આજના છોકરાઓ શિખ્યા એટલે મેહનત મજુરી વિષે આનાકાની કરેછ તે તો તમે જાણોછ. તેમજ મને ભય છે કે રૂસ્તમને જો આફીસમાં મુકશું તો ખુશીથી જશે પણ દાખલો લઇયે તો સુથારની નોકરીમાં છોડાં ફાડવાનું તેને નહી ગમશે."

"પણ દીકરી, તું હમજુ મા છે તો તેને હમજાવની." ફકીરાના મનનો વિચાર તુર્ત નિકળી આવ્યો. "તારા દીકરાને કેહજે કે આફીહમાં ટેબલ ખુરહીએ બેહીને કલમ ઘહડવાનું આબરૂ ભરેલું તો લાગહેજ, પણ એમાં ને એમાં બધો જનમ અટવાઇ જહે

તોભી કાંઇ દીહ્ડા ઉગરવાનો નથી—પછી જોઇયે તો આખો જનમ ટેબલ ખુરશીએ બેશીને કલમનો ઘહડબોરો કરયા કરે. પણ આજે હુતારને ત્યાં છોડાં ફાડવા જહે તો પાંચ વરહ રહીને પોતે હુતાર થાહે, દહ (દસ) વરહ રહીને ઘેર બાંધહે, ને કોઈ દહાડે વાહણ બાંધનાર વાડીઓભી થાહે. વાડીઆ-વાલાઓ પેહલાં કોણ હતા? હુતારજ તો. બવજી વાડીઆ કાંહ માતીકલેટ થવા ગીએલા? ને ગીઆ હોત તો ગોદીના માહતર થઇ રહ્યા હોત! નોકરીના કરતાં ધંધો ભલો. આજે કોઇ ધંધાદારીને તાંહાં હિખાઉ રેહે તો કાલે તેનો હેઠ થાહે."

શું ફકીરાની આ સલાહ ખોટી હતી? આજના વખતના જુવાનોને એમાં શિખવાનું છે. ફકીરો પોતે ક્યાં શિખેલો હતો! અને તોપણ તે આજના શિખેલા જુવાનો કરતાં કામમાં વધારે ખબરદાર અને કમાઇમાં વધારે ચહડતો હતો. આજે તે એક મોટા કારખાનાનો કારભારી હતો તે એજ પ્રમાણે હલકી પદવીએથી વધતાં વધતાં ચહડયો હતો.

કેળવણી અને ઉંચી કેળવણી નહી લેવી એવી આ તકરારની નેમ નથી. હે, જુવાનો! ગમે એટલી કેળવણી લ્યો, જેટલું શિખાય એટલું શિખો, પણ તેટલા માટે સ્વતંત્ર ધંધાઓને ધિકારો ના. કનિષ્ટ ચાકરીથી કદી દહાડો ઉગરવાનો નથી—શ્રેષ્ટ ધંધામાંજ દશા સુધરશે. અભણ હોય તેને ચાકરી કરવી પડે—શિખેલાઓને તો ચાકરી કરતાં ધંધાજ વધારે છાજેછે. અણઘડો ધંધામાં ફાવેછે, તે કરતાં શિખેલાઓ તેજ ધંધામાં વધારે દીપી નિકલેછે.

---

## પ્રકરણ ૪૭ મું

## રૂસ્તમ એક ચાકરડો.

આ સઘળી તકરાર ગુલીએ ઘેર જઇને પોતાના દીકરા રૂસ્તમ આગળ રજુ કીધી અને રૂસ્તમ ઉપર તેની અસર થઈ. તેણે પોતે પણ ક્યાં ચાકરીએ જવું તેના ઘણા વિચારો કીધા હતા, પણ કોઇબી ઠેકાણું તેને માફક આવતું લાગ્યું નહી. તે ઘણો નાનો હતો, શરમાલ હતો, ગરીબ હતો, માટે અજાણી આફીસમાં ઘણા કલાર્કોની વચ્ચે બધા ટીકી ટીકીને જોય તેમ જઇ બેસવાને તે ઘણો બીહતો હતો. તેણે હોરમજશાહ શેઠના કારખાનામાં કામે જવાનું બેહતર ધાર્યું.

ગુલીએ ફકીરા પાસેથી વિચાર કરવાને વખત માગી લીધો હતો અને તેટલા દહાડા કારખાનામાં "પોયરા" ની જગ્યા પુરવી નહી એટલું માગી લીધું હતું. જોકે આ "પોયરા" ની ઉતાવલ હતી, તોપણ ગુલીના "પોયરા" ની ખાતર ફકીરો થોભ્યો હતો. જો આ "પોયરો" આવે તો બીજાને લેવાને તે રાજી નહી હતો—એટલો રૂસ્તમ તેને પસંદ હતો.

માટે બીજે દહાડે ફકીરો કારખાને જવા અગાઉ રૂસ્તમ જઇને પોતાનો જવાબ કહી આવ્યો તેવોજ ફકીરો ખુશી થઈ ગયો. તુર્તજ ડગલી પાઘડી પેહરાવીને તે રૂસ્તમને પોતાની સાથે લઇ ગયો. ગરીબ બિચારો છોકરો! શિખવા ભણવાની ઉમેદો તોડીને એક કારખાનામાં "બોય," એક "ચાકરડા" દાખલ રહેવા ગયો ત્યારે તેને ઘણું લાગ્યું. તેની માને પણ ઘણું લાગ્યું.

"શેઠને હલામ કર!" હોરમજશાહ શેઠ આવ્યા ત્યારે ફકીરાએ તેને રૂસ્તમ પાસ સલામ કરાવી. ફકીરાએ તેને રાખવાની રજા માગી અને શેઠે ખુશીથી રજા આપી. પણ જ્યારે ફકીરાએ કહ્યું કે એ ગુમાસ્તાની ગુલીનો દીકરો થાય, ત્યારે તો શેઠ વધારે ખુશી થયા અને ફકીરાને ફરમાવ્યું કે "એને આ-

પણ કારખાનાનું આસતે આસતે બધું કામ શિખવજે."

જ્યારથી ગુલી પોતા ઉપર આવી પડેલું દુઃખ રડવાને હોરમજશાહને ઘેર ગઈ હતી, અને અગત્ય કરીને જે દહાડે ગુલી પોતાનું ચહડેલું ભાડું રંગુનથી રૂપીઆ આવતાંની-વાર હોરમજશાહને રસતામાં ઉભા રાખીને આપી આવી હતી, ત્યારથી બિચારી ગુલી વિષે, તેની ગરીબાઈ વિષે, તેની ઇમાનદારી વિષે, તેની હિમત અને ધીરજ વિષે, હોરમજશાહ શેઠના મનમાં ઉંચું મત અને દયા ઉપજી હતી. તેથીજ આજે ગુલીના દીકરાને પોતાના કારખાનામાં રાખવાને તેવણ ખુશી થયા.

અગરજો ગુલી બીજાં બૈરાંઓની પેઠે બીહતી હોત, ઘેરમાં ભરાઈ બેઠી હોત, ખોટા શોકને બાહને, ખોટી લાજને માટે, ખોટી નિંદાનો ખોટો ડર કરતી હોત તો શું ગુલીને આટલો ફાયદો થાત વારૂં?

પણ રૂસ્તમને પોતાનું આ નવું કામ કેવું ગમ્યું?

વાંચનાર, તેના કામનો નીચલો હેવાલ વાંચી તમેજ કહો કે જેણે કોઈ મોટો બારિસટર, કોઇ મોટો જડજ, કોઇ મોટો વિદ્વાન, કોઈ મોટો ફીલસૂફ થવાની આશાઓ બાંધેલી તે બિચારાને નિચલાં કામો ઉપર નાખ્યો તે તેને કેમ ગમે?

રૂસ્તમને હોરમજશાહ શેઠના પોતાના ખાસ ચાકર તરીકે રાખ્યો. તેણે શું કામ કરવું તે ફકીરાએ તેને બતાવ્યું. હોરમજશાહ શેઠની "આફીસ". ના ઓરડામાં તે સઘલું કામ હતું. તેજ ઓરડાની પાસે ફકીરાનો ઓરડો હતો, જે બે વચે બારણું હતું, અને શેઠ તથા ફકીરા વચે કામકાજના હુકમો લાવવા લઈ જવા ઉપર રૂસ્તમને રાખ્યો હતો.

રૂસ્તમનું પેહલું કામ એ કે શેઠની "આફીસ" ઉઘાડીને ઓરડો સાફ કરવો, પેહલાં જમીન ઉપર પાણી છાંટીને ઝાડુ કાહાડવી; પછી ટેબલ લુછવી, તથા બીજો સામાન સાફ કરવો; શેઠના લાંપમાં રોજ તેલ પુરવું; પાણીનો કુંજો ભરવો; પણ તેમ કરતાં ફકીરાએ રૂસ્તમને ખુબ તાકીદ કીધી કે શેઠનું—મુકેલું મેલલું સર્વ જેમનું તેમ રેહવા દેવું; કશી ચીજને હાથ લગાડવો નહી; અને ટેબલ સાફ કરવા માટે જે જે ઉંચકવું પડે તે જેમ હતું તેમનું તેમજ પાછું ગોઠવવું.

આ તો સિપાઈનું કામ હતું. અને શું હોરમજશાહ શેઠ સિપાઈ રાખી નહી શકે કે આવું કામ એક પારસીના છોકરા પાસેથી લે? કોણે ના કહી? આ જગ્યા પરમદિનેજ ખાલી થઇ ત્યારે એક ઘાટી પોસ્યો તે કામ કરતો હતો. પણ ઘાટીના પોસ્યા એ કામ કરે તો પારસીના પોસ્યા કાં નહી કરે, એ ફકીરાને મનથી ગુચવાડો હતો. શેઠે તો એક ઘાટીનો પોસ્યો એ જગ્યા ઉપર રાખવા કહ્યો હતો, પણ ફકીરાએ પૈસાને માટે ગુલી ગરીબની તાકીદની ગરજ જોઇને તેની માના ઉપર એક ઉપકાર કરવાની આ તક લીધી હતી, અને પરજાતને બદલે હમજાત મળે તો તેને વધારે પસંદ કીધો હતો. એજ જગ્યા ખાલી હતી અને જો એ જગ્યા રૂસ્તમને નહી આપી હોત તો છેલો હજી નોકરી વિના અને ગુલી ગરીબ પૈસા વિના રખડયા કરત.

પણ રૂસ્તમનું કામ એટલુંજ નહી હતું. એ તો માત્ર સવારનું કામ થયું. શેઠની આફીસ સાફ કીધા પછી બીજું કામ ફકીરાએ રૂસ્તમને સોંપ્યું તે એ કે શેઠ અને ફકીરાના ઓરડા વચે કામકાજના ફેરા આંટી ખાતાં ફુરસદ હોય ત્યારે શેઠની પાસે રેહવું, અને તેવણ કાપડના નમુનાના તાકાનો વજન તોલતા હતા તેમાં તાકા લાવવા લઈ જવા, તોલ જોખ ઉંચક મેલ કરવા, ગોઠવવા ઇત્યાદી. આ કામ અગત્યનું હતું અને તેમાં શેઠનો ઘણો વખત જતો હતો.

પણ રૂસ્તમનું એક બીજુ કામ વધારે અગત્યનું હતું. તે પેહલેથીજ ઉમેદ આપનારૂં હતું. તે એ કે ઉપલુ કામ થઈ રેહવા પછી, જે ફુરસદ મળે તેમાં રૂસ્તમે ફકીરાને પુછીને કારખાનાનું કામ શિખવા જવું,

અને તેટલા માટે છેક છેલા ભાગથી શરૂ કરવું કે જે ભાગ ઉન છુટું પાડવા તથા ધોવાનું ખાતું હતું.

હોરમજશાહ શેઠ રૂસ્તમનું પેહલુંજ કામ જોઈ ખુશી થયા. તેવણ બોલ્યા કાંઈ નહી પણ મનમાં સમજ્યા કે રૂસ્તમ જેટલો એક ઝાડુવાળાના, તેટલોજ પટવાળાના, અને તેટલોજ બીજાં ચહડતાં કામમાં કુશળ હતો. એ ઉપરાંત રૂસ્તમને કામ શિખવા જવાની ફુરસદ મળી ત્યારે તે ઉન ચુંટવા અને ધોવાના ખાતામાં ગયો હતો. ત્યાં જુદાં જુદાં દેશનાં અને જુદી જુદી જાતના ઉન છુટાં પાડવાં, ઢગલા કરવા તથા પછી દરિયામાં ધોવા લઈ જવાનું કામ હતું. તે એક ગંધાખાનું હતું. ત્યાં ઉનના કચરાથી તેનું આખું અંગ ભરાઈ ગયું હતું અને ગંધથી તે તદન કંટાળી ગયો હતો.

પેહલેજ દહાડે સાંજે રૂસ્તમ ઘણા ના-સિપાસ ચેહરે અને ગમખાર દીલે ઘેર ગયો. તેની માએ ખબર અંતર પૂછી તેનો તેણે ઉદાસી ભરેલો જવાબ દીધો. માએ પુછયું કે કામ કેવું ગમેછે, ત્યારે માને દુખી નહી કરવા તેણે ખરો જવાબ ઉડાવ્યો. તેણે તે રાત્રે બરાબર ખાધું નહી, ભાઈ બેહન સાથ તે ઝાઝો હસ્યો બોલ્યો નહી, પણ સોહ-રાબ અને બરજોને લેસન આપવાનાં હતાં તે આપીને પોતાના માળિયા ઉપર સકાળેથી સુવા ગયો, તે એવું બાહાનું કાહાડીને કે સહવારે નોકરી ઉપર જવા માટે તેને સકાળે ઉઠવાનું છે.

પણ તેની શ્યાણી માતા તેના દિલનો ભેદ સમજી ગઈ. તે તુર્ત રૂસ્તમની પા-છળ ગઈ અને તેને બિછાનામાં ગુપચુપ રડતો પકડયો. તે પોતાના પાસામાં તેને પટાવતી બેઠી અને પોતેજ બોલી "મારા દીકરા, મારા દીકરા, એમ બલાપો ના કર. કોઇના પણ ખરાબ દહાડા હંમેશ ચાલુ રેહતા નથી, અને તેમજ તારા ખરાબ દહાડાનો પણ જલદી અંત આવશે."

"ઓ માતા, તમે મને ક્યાં નાખ્યો?" રૂસ્તમ પોતાની માના ખોળામાં ડુસકે ડુસકે રડતું માંથું નાખીને બોલ્યો. "મારી ચો-પડીને બદલે સાવરણી અને મારી લાટિન ને જીયૉમેત્રીને બદલે ઝાડુ એ કેવો ભયંકાર ફેરફાર! ઓ માતા, હું એજ કામને લાય-કનો ઠર્યો?

"નહી દીકરા, એ કામને લાયકનો તું નથી. એ તો તારી શરૂઆતની પરિક્ષા સમજ. હલકી પદવીથી જે માણસ વધતો વધતો ચહડેછે તેજ પછવાડેથી મોટી પદવી પામેછે."

"અરે શું બોલોછ! માયજી, પટાવાળા સિપાઇનું કામ! બિચારા ઘાટી હેલકરીઓ અને હું એક સપાટી ઉપર?"

"એ તો આજે એમ લાગેછે. પણ દીકરા, આપણે ધીરજ ધરવી જોઇયે. એ પટાવા-ળાબી માણસ છે. તેઓ પોતાની સૃજત કેવા સંતોષથી ખમેછે?"

"પણ તે બિચારાઓ શિખ્યા વગરના છે અને તેથી તેઓને પોતાની સૃજત ઉપર સંતોષ પકડવાને કારણ છે."

"તેટલાજ માટે તો આપણે વધારે સં-તોષ પકડવો જોઇયે. રૂસ્તમ, તું દુવા માંગ, દીકરા, કે તું એ બિચારા મુફલેશો જેટલો હીણભાગ્યનો નથી. તે બિચારાઓ કશું સમજતા નથી. આગળ વધવાની તેઓને કશી આશાજ નથી, આશા હોય તોપણ આગળ વધવા માટે તેઓ કશી કેળવણી-થી શક્તિવાન નથી. તુંને તેમ નથી. તુંને તો આગળ વધવાની આશા છે, તું મોટો થવાની કોશેશ કરેછ, અને તારૂં ભવિષ તો હજી ચહડતું છે."

"હોય, પણ માતા, મને કચરાપતિ જેવાં કામ ઉપર રાખ્યા પછી હવે મારૂં ભવિષ ક્યાં રહ્યું?"

"નહી, નહી. એમ ના સમજ, રૂસ્તમ; ઘણા મોટાઓ કચરાપતિની પદવી ઉપરથી વધ્યાછ." હવે ગુલી વધારે ગંભીરાઈથી બોલી. "રૂસ્તમ, આપણી કંગાલ દુર્દશા ઉ-પર હું કેમ સબુરી રાખીને બેઠીછ, તો તું

મારો દીકરો થઇને એમ નાસબર થાય ત્યારે તો જાણે કે મારો દીકરો નહી એમ લાગેછ. હા, મારાં જીગર, આપણે ભુખે મરતાં કંગાલ તો છીયે. આપણું નસીબ જો ચહડતું હોતે તો તારા બાપ આવી કંગાલ હાલતમાં આપણને નાખીને શું કામ મરી જતે? પણ તેમ બન્યું તો હવે શું આપણે અધીરાં થઈ જવું?"

આટલું બોલતાં બોલતાં ગુલીની આંખો-માંથી ગાંધીની વ્હાલી યાદનાં આંસુનો રેલો વેહવા લાગ્યો, અને તે આંસુધારાએ રૂસ્તમની આંખોમાંથીખી પાણીનો પ્રવાહ ખેંચી કાહાડયો. પણ રૂસ્તમનાં આ આંસુ પેહલાં આંસુથી જુદીજ કીસમનાં હતાં. પેહલાં બળાપાનાં આંસુ, બીજાં પ્યારના આંસુ હતાં,

"રૂસ્તમ, આપણા કંગાલ હાલ ઉપર જો તું નાસબર થાય તો હું અધીરી કાં નહી થાવું? અને તુંજ વિચાર કર કે હું અધીરી પડી શોકમાં અને ગમમાં ઝુરયા અને બળ્યા કરૂં તો જલદીથી દોખમે પોંહચું. અને પછી તારૂં, તારા ભાઈ બેહનનું શું થાય? નહીં મારા વ્હાલા સપુત, ખોદાપર વિશ્વાસ રાખ. તારા બાપનાં છેલાં વચન યાદ કર. તેવણે આપણને જે પેલાં દૂરનાં નૂરઉપર નજર રાખવા કહી હતી તેપરથી તારી નજર ના ફેરવ. તે ઉપર નજર રાખી મેળ અને ગમે એટલાં અંધારાં વચે આપણુ રસતો કાપીશું અને અજવાળું મેળવીશું. ધીરજનો બદલો સાહેબ આપશે. જેટલું ખમીશું એટલું જમીશું. જે ખોદાઉપર વિશ્વાસ રાખેછ તેનો ખોદા વિશ્વાસઘાત કરતો નથી. બસ એટલું યાદ રાખ, દીકરા, કે આપણું આ સઘળું સંકટ ખોદા જુવેછ, અને એ સઘળું સંકટ આપણી કોઈ મોટી પરિક્ષાછે. આપણાઉપર કોઈ ડહાપણ ભરેલા ભેદને અર્થે આ સંકટ ગુજરતું હશે, વાસતે એ સહન કરીશું તો એ બિકટ મુસાફરીથી આપણે સેવટે કોઈ સુખના રસતા ઉપર નિકળીશું."

આ ટુક પણ અસરકારક શિખામણથી રૂસ્તમ ઉપર સારી અસર થઈ અને તે પોતાનાં આ "હલકાં" કામ ઉપર દરરોજ ઉલટથી જવા લાગ્યો.

---

## પ્રકરણ ૪૮ મું.

## પગારનો દહાડો.

રૂસ્તમનું હલકું કામ હલકુંજ રહ્યું નહી. આઠજ દહાડામાં હોરમજશાહ શેઠે તેને કચરો વાળવા અને પાણી ભરવાના કામમાંથી છોડવ્યો, અને તે કેવી રીતે?

રૂસ્તમે બે ત્રણ દિવસમાંજ અનુભવ મેળવ્યો કે એક પટાવાલાને તો કારખાનામાં કામની રોકાણ છતાં થોડી થોડી ફુરસદ રેહછે. એટલા માટે તે પોતાની ગણીતની એક ચોપડી અને તેના દાખલા કરવાની સ્લેટ પોતાની સાથે કારખાને લઇ જવા લાગ્યો. બપોરની છુટી વખતે જ્યારે સઘળાં માણસો રમવા જમવા જતાં હતાં ત્યારે રૂસ્તમ શેઠનાજ ઓરડામાં એક ખુણામાં અભ્યાસે બેસતો હતો. પરચુટણ ફુરસદની ઘડીઓ તો તેને અભ્યાસને માટે ઘણી મળતી હતી, પણ આ તો એક કલાક રોજની ચોકસ ફુરસદનો હતો.

એમ આઠ દહાડા જવા પછી હોરમજશાહ શેઠની નજર ખુણામાં બેઠેલા રૂસ્તમ ઉપર પડી. તેને પોતાની આગળ બોલાવવાને બદલે શેઠ પોતેજ તેની આગળ ગયા, અને તેને અચબુચ પકડયો. રૂસ્તમ ગભરાઈ ગયો અને ઝટ સ્લેટ ખુણામાં નાખી, ચોપડી બંધ કરી, કાંઇ ચોરી

ફાચી હોય તેમ લજવાતો ઉભો થયો. "એ શું કરેછ, છોકરા?" શેઠે પુછયું.

"છુટી મળીછ તેટલાં થોડો અભ્યાસ કરૂંછ, સાહેબ." રૂસ્તમે અચકી અચકીને જવાબ દીધો.

"શાનો અભ્યાસ?"

"મૅત્રિક્યુલેશનનો જી."

"તું મૅત્રિક્યુલેશનમાં જવાનો છે?"

"હાજી. હું આ વર્ષે જનાર હતો, પણ મારા બાપના મરણથી અને માના ગરીબાઈથી જઇ નહી શકયો. સાહેબની મેહરબાનીથી મને નોકરી મળીછ, એટલે હવે મારી માની હાલત જરા સુધરશે તો હું ખાનગી અભ્યાસથી આવતે વર્ષે જઈ શકીશ."

"અને આ તું શું અભ્યાસ કરેછ!"

"જીયૉમેટ્રીનો, સાહેબ."

"જોવું, દેખાડ."

રૂસ્તમે સ્લેટ અને ચોપડી કાહાડીને પોતાના કરેલાં "પ્રૉબ્લેમ" બતાવ્યાં, હોરમજશાહ શેઠ પોતે ઠીક કેળવણી પામેલા માણસ હતા. તેવણ પોતે ભૂમીતિ અને ગણિત અને લાટિન અને ઈંગ્રેજી સારૂં શિખેલા હતા. તેવણને રૂસ્તમના દાખલાઓથી અચરતી લાગી, અને તેને તેની સ્લેટ પાછી આપતી વેળા બોલ્યા, "તું તારે ઘેર લેસન કરતો નથી?"

"સહવારના સાત વાગેથી અંહી આવવું પડેછ, સાહેબ, તેટલા માટે સાડા છ વાગતામાં ઘેરથી નિકળવું પડેછ, માટે અભ્યાસને સારૂ સહવારના વખત મળતો નથી સાહેબ."

"તું પાછલી રાતના ઉઠીને અભ્યાસ કરી શકે."

"હું પાછલી રાત્રે ઉઠુંછ સાહેબ, પણ તે વખતે તો મારી ગરીબ માને ઘેરમાં કામ લાગુંછ."

"અને તું સહવારે સકાળથી અંહી આવીને શું કરેછ!"

"સાહેબની આફીસ ઉઘાડુંછ, કચરો વાળુંછ, સામાન સાફ કરૂંછ, પાણી ભરૂંછ."

હોરમજશાહ શેઠ કશું બોલ્યા વગર ચાલી ગયા. પણ સાંજે ફકીરો સલામ કરવા આવ્યો તે વેળા શેઠે યાદ રાખીને ફરમાવ્યું કે "રૂસ્તમ સહવારના ૭ વાગતે કામ ઉપર આવેછ તેની કાંઈ જરૂર નથી. વેહલો આવ્યાથી તે પોતાનો અભ્યાસ ચુકેછ, માટે તેને હવેથી કેહજે કે ૯ વાગતે કારખાને આવે. હું આવું તે વખ્તે એ છોકરો હાજર રેહ તો બસ."

"પણ, હાબ, હવારે એને કેટલુંક કામ કરવું પડેલું તે?" ફકીરો રૂસ્તમનું આમ ભાગ્ય ઉઘડવા માટે ખુશી થયો અને તોપણ તેને પુછવાની ફરજ હતી. "સાફસુફ, પાણી છાણી કોણ કર હે?"

"તે કામને માટે કોઈ બીજો પોર્યો રાખજે." શેઠે તેને છુટ આપી. "સાફસુફ કરવાનું હલકું કામ કોઈબી કરી શકશે. ત્રણ ચાર રૂપિએ કોઈ ઘાટીનો પોર્યો મળશે."

રૂસ્તમને માટે આ ખરેખરી ખુશ ખબર હતી. ફકીરાએ તે રૂસ્તમને કહી અને રૂસ્તમે ખુશી થતો થતો જઈ પોતાની માને આ ખુશ ખબરથી વાકેફ કીધી, અને માએ તેને એટલીજ યાદ આપી કે "કાં દીકરા? ધીરજનો બદલો તે દાદારે આપ્યો તે જોયો? ધીરજ રાખી તો તારાં હલકાં કામનો બોજો તારે માથેથી ઓછો થયો કની?"

પણ રૂસ્તમનો પગાર શો? તુર્તવેળા ફકીરાએ રૂ૧૫) ના પગારની આશા આપી હતી. એ તો મહીનો પુરો થાય ત્યારે નક્કી જણાય. પણ તેની અગાઉ તો રૂસ્તમનું "હલકું" કામ ઓછું કરી જ્યારે એ કામ બજાવવા સારૂ એક ઘાટીના પોર્યાને રૂ૪) ને મહિને બીજો રાખ્યો ત્યારે ફકીરાએ વાજબી ફિકર બતાવી કે એટલો રૂસ્તમનો પગાર ઓછો થશે.

તે થવોજ જોઇયે. કેમકે આગળ જે એક માણસનું કામ હતું તે રૂસ્તમને સીધે શેઠે બે માણસમાં વેહચી નાખ્યું.

શું એથી ફાયદો થયો વારૂં? બિચારી ગુલી ગરીબના ઘેરમાં રૂ૧૫ ને બદલે રૂ૧૧ આવતા થાય, તે મહિને દહાડે રૂ૪ નો ઘટાડો તે ગરીબને મનથી તો આરસોના જેટલો હતો. અને તેબી "હલકું કામ" જે રૂસ્તમથી બને એવું હતું તેની છીટને લીધે?

જે થયું તે તો થયું. રૂસ્તમ પોતે કાંઇ આ કામ ઓછું કરાવા ગયો નહી હતો. બીજા હાથ ઉપર વળી જેમ રૂ૪ ઘેરમાં આવતા ઓછા થાય તેમ રૂસ્તમને અભ્યાસ જારી રાખવાને વખત તો મળ્યો? અને તે પણ નફાજ ગણાય.

પણ કેવી અક્ષેશ! પગારને દહાડે રૂસ્તમ પગાર લાવ્યો અને તે રૂ૧૫ જ પોતાની માના હાથમાં મેલ્યા! ફકીરો માણસોના પગાર ચુકવતો હતો તે વેળા શેઠે આવીને કહ્યું કે રૂસ્તમના પગારમાંથી નવા રાખેલા ઘાટીના પોસ્યાના રૂ૪) કાપી લેવા નહી, પણ રૂસ્તમને તેનો રૂ૧૫ નો પગાર ચાલુ રાખવો.

અને કેવી ખુશાલી! ગુલી હર્ષમાં ને હર્ષમાં પોતાના દીકરાને ભેટી પડી. અને રૂસ્તમને તેનાં ભાઇ બેહનો પણ ગલે વલગ્યાં અને ચુમ્યાં.

એ તો લાયકીનો બદલો! એ તો ઇમાનદારીનું ઇનામ! એનું નામ તે મેહનતનું ફળ!

ગુલી જાણે કે "ગરીબ" નહી કેહવાતી હોય, "ગુલી ગરીબ" નું નામ જાણે કે બોટું પડવાનું હોય એવું તેને લાગ્યું. આજે તેણીએ પોતાને માતબર થતી જોઇ. પોતાના ભર્તારના મુવા પછી આજના જેવી તાલેવંત તે કોઇ દહાડે થઇ નહી હતી.

ગુલી પોતે આ મહીનામાં પોતાનાજ ટોપી ગુંથવાના ધંધાથી ખાસા રૂ૧૫ કમાઇ હતી. જેમ વખત જતો તેમ આ હુનરની ગુલીને હથોથી આવી હતી અને તે બે દહાડે ખાસી ૧ ટોપી ગુંથી આપતી, જે દરએક ટોપીની ગુંથણનો રૂ૧ મળતો હતો અને એક મહિનામાં ૧૫ ટોપી ગુંથયાથી ગુલી ૧૫ રૂપીઆ કમાઇ હતી.

ભાડાંનાં રૂ૩૦, ગુલીની આવક રૂ૧૫, રૂસ્તમનો પગાર રૂ૧૫, મળીને ગુલીના હાથમાં આ પેહેલીજ વાર મહિને રૂ૬૦ ની પેદાસ થઇ. એમાંથી રૂ૩૫ ભાડાંના જતાં, રૂ૨૫ ની આવક ઘેર ખર્ચને માટે ગુલીના હાથમાં રહી, તે ઘણી તો નહી કેહવાય; પણ આગળ જ્યાં બિચારીના હાથમાં માત્ર બે દોકડિયાં વધ્યાં હતાં, આગળ જ્યાં એક દહાડે પોસ્ટના સિપાઇને આપવાના પૈસા નહી હતા, આગળ જ્યાં તાઢી રોટલી અને સુકા બુમલા ઉપર બચ્ચાં ભુખે મરતાં હતાં, તેની મુકાબેલે આ રૂ૨૫ ની આવક તો એક દોલત સમાન હતી.

આજે પગારનો દહાડો છે, એમ રૂસ્તમ પોતાની માને સહવારનું કહી ગયો હતો, માટે આજના દિવસની ખુશાલીમાં ગુલીએ સારૂં બજાર મંગાવ્યું હતું, એટલુંજ નહી, પણ ગોસ્તનાં બે વાનાં પકાવ્યાં હતાં. ગાંધી ગુજરયા પછી આજે પેહલીજ વાર તેના બચ્ચાંને કાંઇ પણ મોજ કરાવા ધારી હતી.

પણ એ તો માત્ર રૂ૧૧ ના પગારની આશાપર હતું. જ્યારે રૂસ્તમ અગ્યારને બદલે પંદર રૂપિઆનો "પુરા" પગાર લાવ્યો ત્યારે જે ખુશાલી ભરેલી અચરતી પેદા થઇ તે માત્ર ગોસ્તનાં બે વાનાંમાંજ નહી પણ મોહડું સમારવાની મીઠાઇમાં પાર પડી. ગુલીએ તે રાત્રે બચ્ચાંનું મોહડું મીઠું કરવા "મહિમનો હલવો" મંગાવ્યો અને એ રીતે આજે તો આ ગરીબ કુટુંબને ખરી મોજ પડી.

---

# પ્રકરણ ૪૫ મું.

## "ઇસકોલ."

એ તો વળી એકજ દીકરાનું, રૂસ્તમનું, ભાગ્ય ઉઘડવાની વાત થઈ. પણ બીજાં બચ્ચાં ઓછાં ભાગ્યવંત નહી હતાં. આ મહિનો પુરો થવા અગાઉ તો ગુલીના બીજા બેહુ દીકરાઓ સ્કુલે જવા લાગ્યા.

પરેલમાં એક મિશનરી સ્કુલ હતી. ગુલીના ઘેરથી તે દૂર નહી હતી. માત્ર દોહડ માઇલ હતી. તે દેશી બાળકોને માટે ખોલ્લી હતી, પણ બચ્ચાં વટલી જવાની બીહીકથી દેશી માબાપો પોતાનાં બચ્ચાંઓને મિશનરીઓની એ સ્કુલમાં મોકલતાં નહી હતાં.

પાદરીઓની આ "ઇસ્કોલ"ને ગાળ દેવામાં મુખ્ય શેઠ મનચેરજી અને બાઈ મેહરબાઈ હતાં. પણ નિશાળનું આ વાયડું નામ આસતે આસતે ઓછું થયું હતું અને એવો પણ વખત આવ્યો કે જ્યારે શેઠ મનચેરજી મોટાભાઈ વકીલ જે ઘણા ધર્મી જરતોશ્તી હતા, અને તેવણનાં પાક પરહેજગાર ધણિયાંણી મેહરબાઈ જે તે કરતાં પણ વધારે ધર્મપર ચુસ્ત હતાં અને જેઓ આજના જમાનાની કેળવણીને, બગાડાને અને તે બગાડો કરનાર સુધારાને ગાળો દેવાને કાંઈ બાકી રાખતાં નહી હતાં, તેઓએ પણ પોતાના દીકરાઓને અંતે એજ "પાદરીની ઇસ્કોલ"માં શિખવા મોકલ્યા હતા.

જ્યારે ગુલી ગરીબ મનચેરશાહ "શેઠબાવા" ને ઘેર મેહરબાઇને પેહલવેહલી મળવા ગઈ હતી, ત્યારે તે માતબર સગીએ બિચારી ગુલીને મીહણું મારયું હતું કે "મારા દીકરાઓ તો તમારા વરને સામા શિખવે એટલા હોશ્યાર છે." તે "નાન્હા શેઠો"ના નમુના વાંચનારે આગળ જોઈ લીધાછે અને હજી પછી આપણે જોવાના છે. તેઓમાંનો એક અદુભાઈ તો પોતાના બાપ વકીલની આફીસમાં બાપનું કામ ચલાવા રહેલો હતો, અને બીજા બે ભીખાભાઈ અને વીકાભાઈ જ્યાં શિખવા જતા હતા તે આજ મિશનરી સ્કુલ હતી.

ગુલીએ પોતાનો વખત જરા સુધરતાં વાર પોતાના દીકરાઓ તરફ પેહલવેહલી જે ફરજ બજાવી તે સોહરાબ અને બરજોને આ સ્કુલમાં શિખવા મોકલવાની હતી, ફકીરાએ અને રૂસ્તમે બેહુએ હોરમજશાહ શેઠને અરજ કીધાથી તેવણે સ્કુલના વડા પાદરી ઉપર આ બેહુ બાળકોને "ફ્રી" દાખલ શિખવવાની ચીઠી લખી આપી, અને તેમને મુફ્ત દાખલ કરવામાં આવ્યા. હોરમજશાહ શેઠને વિષે આ સ્કુલના શિક્ષકોને મોટું માન હતું. આ સ્કુલ તે તરફના ગરીબોને ઘણી ઉપયોગી હતી, અને તેથી એ મિશનરી સ્કુલ હોવા છતાં તેના કેળવણી સંબંધી લાભ તરફ જોઇનેજ હોરમજશાહ શેઠ એ ખાતાંને સારી મદદ આપતા હતા.

એ રીતે જે મહીનામાં રૂસ્તમ નોકરીએ લાગ્યો તેજ મહીનામાં તેના બે ભાઇઓ સ્કુલે બેઠા. તેમનો બાપ માસટર, મા કેળવણી પામેલી, ભાઈ શિખેલો, એટલે તેઓ ઘણુંક શિખીને નિશાળે ગયા હતા અને વળી શિખવામાં એટલા આગળ વધ્યા કે તેમના શિક્ષકો વટીક તેમને ચાહવા લાગ્યા.

હવે એકજ બચ્ચું પીરોજા રહી, તેણે પણ બન્ને બુલંદ થવાની આગાહી આપી. પીરોજાને પેલાં પેરામાંનાં ભાડુત સાથ પડોસ પડયો. માકીડાસાંને બચ્ચાંનો શોખ હતો અને બચ્ચાંથી સોહવાઈ જતું હતું. તેવણ સાંજ સાંજે ખડકીમાં હેઠલ આવીને બેસતાં અને પીરોજાની તોતરી પણ મીઠી બોલીથી પોતે ઘણી રમુજ મેળવતાં. એમ કરતાં માકીડાસાં પીરોજાને પોતાના માળા ઉપર બોલાવવા લાગ્યાં અને આખો આખો દહાડો રાખવા લાગ્યાં.

અને પેલી "માસીદાસી?" તે ગમે એટલી બળિયલ, ચીહરડાઉ, મીજાજી હતી, પણ પીરોજા પ્રત્યે નહી. વીલર તો પીરોજાને પ્યાર કરવામાં માકીડાસાં શાથ ગોયા હરીફાઇ કરતી હતી. બીજાં કોઇ તેને વીલર કેહ અથવા તુંતાંથી વાત કરે તો માસીદાસી સાંખે નહી, પણ પીરોજા પોપટી તેને તેમ હાંક મારે તેથી તે ખુશી થતી હતી.

પીરોજાને એટલી પ્રીત કરવાનું માસીદાસીને એક કારણ પીરોજાએજ પુરૂં પાડયું હતું. માસીદાસી માકીડાસાંનાં કપડાં સીવતી હતી. તે જુવાન દેખાવાનું ડોળ ઘાલતી અને તેથી ચસમો પેહરવાની છીટ કરતી હતી. પણ ચસમા વગર તેનાથી સોયમાં દોરો પોવાતો નહી હતો. બિચારી દસ વખત દોરો પોવા જાય ત્યારે એકજ વખત દોરો સોયના છીદ્રમાં જાય. એથી માસીદાસી કંટાળી જતી અને પોતાના જીવને ગાલ તથા શ્રાપ દેતી. એક દહાડે પીરોજાએ તુર્તજ સોયમાં દોરો પોઇ આપ્યો અને માસીદાસી તેના ઉપર ખુશી ખુશી થઇ ગઇ.

તે દહાડાથી પીરોજા સોયમાં દોરો પોઇ આપવા વીલરને ઘણીજ કામની થઇ પડી. તે વીલરને માટે તૈયાર સોયમાં દોરો પોઈ રાખતી હતી. આ ચાલુ સેવાના બદલામાં માસીદાસી પીરોજાને પોતાની દીકરી પેઠે ચાહવા લાગી. તેને માટે સારૂં સારૂં ખાવાનું ઢાંકીને રાખવા લાગી. પીરોજાને દરરોજ માકીડાસાં પોતાના માળા ઉપર તેડીને મુરગી અને પુડીંગ સુધ્ધાં મીષ્ટપ્રસાદ કરાવતી.

ગુલીને તે ઘણીવાર ગમતું નહી હતું. તે પીરોજાને જવા દેતી નહી હતી. પણ તેનું શું ચાલે? માસીદાસી તફડતી ફડફડતી ખડકીમાં આવતી, ગુલીને ડોળા ઘુરકીને ધમકાવતી અને પીરોજાને કેડપર મારીને ચાલી જતી હતી.

ગુલીનાં બધાં બચ્ચાં લેણાદેવીવાળાં હતાં. પણ પીરોજા સહુથી ભાગ્યવાન હતી.

એમ કરતાં છ મહીના નીકળી ગયા. ગુલી ગરીબની ગરીબાઈ જેમની તેમ રહી, તોપણ જીંદગીની મંજલનો રસતો કપાવા લાગ્યો. પેલાં દૂરનાં નૂર તરફ નજર તાકી રાખ્યાથી મંજલમાંનાં ઘણાં ઢેફાં ઢળિયાં ઉપર પડતાં આડતાંબી રસતો મળ્યો, અને વધારે સાફ રસતો દીસવા લાગ્યો.

ગુલી પોતે ટોપી ગુથવાનાં કામમાં ઘણી ચાલાકી બતાવવા લાગી, અને કામની સફાઈ જોઈ ફકીરો વધારે સારૂં ગુંથવાનું કામ લાવી આપવા લાગ્યો, જેમાં મેહનત વધારે હતી પણ સફાઈબી વધારે જોઈતી હતી, તેથી મજુરી પણ વધારે મળતી હતી. બે મહીનામાં ગુલીને પોતાને આ મજુરીથી રૂ૨૦થી ૨૫ સુધીની માસીક આવક થવા લાગી.

આપણા લોકોમાં ઘણાં બૈરાંઓ સીવી ભરીને પોતાના પેટનું થોડું ઘણું પુરૂં કરેછે. જે લોકો આગલા વખતની પારસણોને વખાણતાં હાલના વખતની પારસણોને વગોવેછે તે લોકોને બતાવવા માટે આ બીના અગત્યની છે કે ગરીબ "કામ કરનારી" પારસણો પોતાના અને પોતાના કુટુંબનાં ગુજરાણને માટે આગળ કરતાં વધારે સારૂં પેદા કરી શકેછે. અને તેબી સારી રીતે.

ગુલી ગરીબ પણ એક "કામ કરનારી" બૈરી કેહવાઈ શકાય. "કામ કરનારી બૈરી" ઓ લોકોને ત્યાં ઝાડુ કાહાડવા અને વાસણો માંજવા તથા એવાંજ હલકાં કામો કરવા જાયછે. ગુલી તે કરતાં વધારે સારાં કામથી પોતાનું ગુજરાણ ચલાવી શકેછે.

કદાચ જરૂર પડે તો ગુલી એ હલકી નોકરીએ પણ જવાને અચકાય નહી. પણ સારાં ભાયગે ગુલીને હજીબી લોકોને ઘેર સુવાવડ કરવા અથવા ધોવાધાવા અને ઝાડુ કરવા જવું પડતું નથી.

---

## પ્રકરણ ૫૦ મું.

# ગુલી એક "કામ કરનારી બૈરી."

ગમે તેમ હોય, પણ બે મહીનાં ગુલીએ આ હલકી ચાકરી પણ બજાવી તે ઘેરની બાહેર નહી પણ ઘેરની અંદર પોતાની ભાડુત માકીડાસાંની નોકરી હતી. તેવણુની "માસી-દાસી" તાપે પડી હતી અને તે વખતે માકીડાસાંએ ગુલીને અરજ કીધી કે તેવણના માળા ઉપર તથા તેવણુની રાંધણીમાં કામ સઘળું ગુલી કરે તો તેના તેવણુ જુદા પૈસા આપે. માકીડાસાં ભાડુત દાખલ આવી રહ્યાથી ગુલીને ખર્ચનો એટલો તો ઉગાળો થયો હતો, વળી માકીડાસાંની સાથે ગુલીનાં બચ્ચાં, અગત્ય કરીને નાની-પીરોજા, એટલાં તો પલોટાઈ ગયાં હતાં, અને આવાં એક ભલાં ભાડુતથી ગરીબ ગુલીને અવારનવાર ભેટસોગાદોથી એટલું સુખ થયું હતું કે ગુલી એકલએ તેવણને આભારી હતી. માટે માકીડાસાંને ત્યાં "કામ કરનારી" દાખલ રેહવાને ગુલીએ નાપાડી નહી હતી.

કેવો સંજોગ! માકીડાસાંને પોતાના પેટાંમાં ભાડુત રાખેલાં, એટલે ગુલી "ઘેરવાળી" સમાન હતી, અને તોપણ ભાડુતને ત્યાં ગુલી ઘેરવાલી "કામ કરનારી" દાખલ રહી. તેણીએ માકીડાસાંને માટે રાંધ્યું અને તેવણનાં બિછાનાં બિછાવ્યાં એટલુંજ નહી, ગુલીએ દરરોજ આ ભલાં ડાસાંના ઓરડાઓમાં ઝાડુ કાહાડી અને તેવણનો સામાન લુછયો એટલુંજ નહી, પણ તેવણના માળા ઉપરની મોરી ધોવા અને માળા ઉપર પાણી ભરવા અને બીજું એવું સઘળું કામ કરવાને ગુલી તત્પર હતી.

એટલો બધો વખત ગુલી ફક્ત એક ચાકરડીના અવતારમાં હતી, ચાકરડી સિવાએ કોઇ પણ રીતે ચહડતી દીસતી નહી હતી. ઉંઘાડ પગે, પોતાની ચીથડ હાલ કાળી સાડી કછોટીને ગુલીની કામ કરવાની ઝડપ અને સફાઇ ઘણી હતી. પણ તેનો તે દેખાવ એક "કામ કરનારી" બૈરીનોજ હતો.

વળી માસીદાસીની માંદગીમાં તેની પોતાની ચાકરી કરવી પડી તે તો જુદી. બાર દહાડા સુધી તો માસીદાસી બિછાનામાં અડીજ ગઇ હતી. તેનાથી ઉઠાતું બેસાતું નહી હતું, અને તેની સઘળી માવજત બિછાનામાં ને બિછાનામાંજ કરવાની તે ગુલીએ કીધી હતી. ગુલીએજ માસી દાસીની તસની તસ ઘાલી હતી અને દરએક હલકું કામ કીધું હતું.

આ સઘળી હલકી મજુરીમાં અલબતાં ગુલીના દીકરાઓ કામના હતા. ગુલી ડાસાંનું "કામ કારનારી" થઈ ત્યારે ગુલીના દીકરાઓ ગુલીને ઘેર "કામ કરનાર" જેવા હતા. તેઓ ઝાડુ કાહાડતા અને વાસણ માંજતા અને રાંધવામાં ગુલીને કામ લાગતા; વળી તે છતાં ગુલીના બજાર લાવનાર કારભારી પણ તેના દીકરાઓ હતા.

અને એ સઘળી રોકાણો છતાં શિખવા ભણવામાં ચંચલ પણ તેજ દીકરાઓ હતા. આ રોકાણો છતાં જેમ ગુલી પોતાના ટોપીઓ ગુંથવાના કામમાં પછાત પડતી નહી હતી તેમજ તેના દીકરાઓ પોતાની કેળવણીને માટે અવકાશ વગરના નહી હતા. કેળવણીનો અને ઘેરના વહિવટનો ઘણોક બાર પોતાને માથે ઉપાડી લેવા છતાં રૂસ્તમ હોરમજશાહ શેઠના કારખાંનામાં પોતાની નોકરી ઉપર કદી ગેરહજર યા મોડા નહી હતો.

અને આટલી દલદેશારી છતાં ગુલીને પોતાની "કામ કરનારી" દાખલ જ્યારે માકીદાસાંએ મહીનો પુરો થવા બાદ પાંચ રૂપિયાનો પગાર આપવા કાહાડયો ત્યારે તે ગુલીએ લેવાને ના પાડી. માકીડાસાં પેહલાં સમજ્યાં કે ગુલીને એ પગાર ઓછો પડયોછ, માટે બે રૂપિયા ઉમેરીને સાત કીધા. પણ થોડીવારમાં ડાસાંની ખાતરી થઇ કે ગુલીએ

તેવણના ઘેરનું આ રડોરૂં પૈસાની લાલચ ઉપર કીધું નહી હતું.

"શાબાસરે માય તમોને" ગુલી માશીડાસાંને ઠપકો આપી બોલી "એટલું બધું તમારા ઘેરનું કામ મેં શું કીધું કે હું તેના પૈસા લઉં? બે તપીલી ઉતારી ને ચહડાવી, મારે ઘેરની રોટલી સાથ તમારી અડધી ટીપરી આટાની રોટલી થાપી, ને ૧ સેરના ચોખા રોજ રાંધી આપ્યા ને તમારૂં આ પાણી કીધું તેમાં પગાર કેવો? એ તો અરસપરસનું છે માય. શું અમોને તમારી ગરજ નથી પડવાની?"

પણ માશીડાસાં સમજ્યાં નહી. "વાય વાય! આટલું બધું વહિવું કીધું ને તે વળી મફત? નહી માય, મારા સમ, મને રડ જો. ત્યારે તો હું ફરીથી કામ નહી સોંપરા. લેવો એટલા રૂપિયા લેવો. બચ્ચાંને દુધ પાજો. બજાર વધતું મંગાવજો. જોઇયે તો ધરમ ખાતે આપી દેજો, પણ હું તો પૈસા આપ્યા વગર નહી રેહવાની. ત્યારે તો હું બીજું માણસ રાખશ. ભઠિયારખાનામાં રંધાવશ. તમારૂં નામ નહી લેવશ. નહી તો કે પૈસો લેવો."

આ બોંહસમાં "માસીદાસી" પણ પોતાની સરેસ્તાની તોછડાઇથી સામેલ થઈ. "ઓહે? એમ કાંઈ બને કે વાય? જો વળી, ક્યારની નહી બોલવી તે થકી? ગરીબ માણસને એટલો બધો મરડાટ કેવો? શું કાંઈ મફત કામ કીધું કે? શું મારાં બાઈ કાંઈ દુશમન પૈસાવગરના છે કે? શું કાંઈ અમોને ભીખભીખ આપોછ કે? લે લે, ગુલી, પછી લાહેરી કરજે. બિચારાં બચ્ચાંની હાયદાય જોવાતી નથી, ને માય વળી સખી થવા નિકળીછ."

આ પાછલી તકરાર ગુલીથી રદ નહી કરાય એવી હતી, અને ગુલીએ પોતાની ફરજ સમજીને રૂપિયા કબુલ કીધા.

અને એ પ્રમાણે છ મહીના નિકલી ગયા. આગલા દિવસો ઉપર બિચારી ગુલીને દોહડિયાં દોહડિયાંની વેહલા પડતી હતી અને બચ્ચાં ભુખે મરવા લાગ્યાં હતાં તે આંહી વેર કે દાલ ને સુકા બુમલા વડે રોટલી અથવા પાંઉ ને કેળાં ઉપર ગુજારો ચલાવવો પડતો હતો, તે વખત તો હવે વહીજ ગયો. ગુલીની પોતાની આવકથી અને રૂસ્તમના પગારથી ઘણી કળ વળી, ચહડેલું ભાડું અપાઇ ગયું અને હવે દર માસે ચહડે ચહડયું ભાડું પગાર થવા લાગ્યું. ખાવા પીવાનું ગરીબ સંસારે બચ્ચાંને થોડું ઘણું સુખ થયું અને "અડી ભીડી" ને માટે ગુલી દર મહિને પાંચ રૂપિયા ફાજલ પાડી બચાવતી પણ રહી.

સોહરાબ અને બરજો વળી પરેલ આતેની પેલી મિશન સ્કુલમાં શિખવામાં ઘણા આગલ ચાલવા લાગ્યા. સોહરાબ જે બરજો કરતાં બે વર્ષ વડો હતો તે જાનેવારી મહિનાની પરિક્ષામાં પોતાના વર્ગમાં પેહલો આવ્યો અને તે દર મહિને રૂ ૫)ની સ્કાલરશીપમાં પસાર થયો. માટે ગુલીને પોતાના દીકરાની કેળવણી ભારી પડી નહી. કેળવણીના ખર્ચનો માને માથે બોજો નાખ્યો— કે જે શુભ બોજો ખમવાને મા ખુશી હતી— તેને બદલે સોહરાબ શિખતો ગયો અને સામો પગાર પણ લાવતો ગયો.

બરજોને સોહરાબ કરતાં બે વર્ગ નીચે બેસાડયો હતો તે પણ જાનેવારીમાં એકદમ ચહડીને એકજ વર્ગ નીચે આવ્યો. બરજો વધારે નાનો હતો, પણ સર્વેથી ચંચલમાં ખપતો હતો. તેની ચાલાકીથી તે સઘળા શિક્ષકોની ચાહેના પામ્યો હતો. તેને અને તેના ભાઇને નિશાળમાં નાપસંદ કરનારા અને ધિક્કારનારા માત્ર બે જણ હતા તે મનચેરજી "શેઠ બાવા"ના મેલા "નાન્લા શેઠ" ભીખાભાઈ અને વીકાભાઈ હતા.

તેઓ પૈસાવાળાના લાડકા દીકરા હતા, એટલે શિખવામાં ઘણા પછાત હતા, અને તોપણ તેઓએ પોતાની આસપાસ પોતાને વખાણનારા ભાઇબંધ નિશાળિયાઓની એક નાની ટોળી ભેગી કીધી હતી. સોહરાબ

અને બરજોને ભીખાભાઈ અને વીકાભાઈ ધિક્કારતા હતા અને તેમના વગ વશિલાથી તેમના જોડિઆ નિશાળિયાઓ પણ આ "કામ કરનારી બૈરી"ના ગરીબ પોસ્રાઓને ધિક્કારતા હતા.

રૂસ્તમ વલી હોરમજશાહ શેઠના કારખાનામાં પણ એજ પ્રમાણે આગળ વધતો આવ્યો હતો. હોરમજશાહ શેઠે આ છ મહીનામાં છ વખતબી રૂસ્તમ સાથ વાત કીધી નહી હતી. રૂસ્તમને લાગતું હતું કે આ શેઠ તેને ગુનું કોઈ આપતા નથી. પણ તેને ખબર નહી હતી કે હોરમજશાહ શેઠ દૂરથી તેના ઉપર ચોકાશી ભરેલી નજર રાખતા હતા. તેવણ પોતે ફરતાં હરતાં અને ફકીરાને પુછતાં પરછતાં પોતાની ખાતરી કરતા હતા કે રૂસ્તમ બરાબર હાજરી આપતો હતો, અને કામપર ઘણું ધ્યાન આપતો હતો.

છ મહીનામાં તો તે કારખાનાનું ઘણું કામ શિખી ગયો હતો, અને તે છતાં આવતી મૅટ્રિક્યુલેશનમાં જવા માટે પોતાની તૈયારીમાં તે ઓછો મશગૂલ નહી હતો.

"ગરીબનાં નસીબ ગરીબ" કેહેવાયછે. શું એ કેહવત ખરી છે? શું ગરીબ સદા ગરીબજ રેહેછે? ગુલીનો આ છ મહીનાનો હેવાલજ શું એ કેહવતને ઓટી પાડતો નથી? અથવા હવે પછી ઓટી પાડવાની આશા આપતો નથી?

---

## પ્રકરણ ૫૧ મું.

## એક કાગળની કાહણી.

"રૂસ્તમ, રૂસ્તમ!" એક દહાડે સાંજે કારખાનું બંધ થતાં હોરમજશાહ શેઠે રૂસ્તમને હાંક મારી.

"પોયરા હાંભલે કે?" આસપાસના ઘોંગાટમાં રૂસ્તમને સંભળાયું નહી ત્યારે ફકીરાએ ધમકાવીને તેનુ ધ્યાન ખેચ્યું. "પેલા હેડ હાંક મારેને? દોડ."

ફરીથી "રૂસ્તમ" કરીને શેઠની હાક સાંભળતાંજ રૂસ્તમ પોતાના ખરડાઈ ગયલાં કપડાં જરા સાફસુફ કરી શેઠની આફીસવાળા ઓરડામાં સલામ કરી ઉભો.

"રૂસ્તમ, માણસો બધાં ગયાં કે?" શેઠે એક કાગળ લખેલો બીડતાં પુછયું.

"હા સાહેબ. બધાંએ જવા માડયુંછ."

"માધુ સિપાઈ ગયો કે?" માધુ સિપાઈ શેઠનો ખાસ પટાવાળો હતો. તે આજે રજા લઈ સકાળે ગયો હતો.

"ફકીરા સિવાએ બધા ગયાછેજી."

"તું મેહમની પોસ્ટ આફીસ જાણેછ?"

"હાજી. અંહી વરલીથી મેહમના અગરને રસતે જતાં સવળ પડછ."

"ત્યારે લે ને જલદી જા. પા વાગેલાછે. ૬ા વાગતે મેલ બંધ થાયછ, તે અગાઉ પોંહચી જજે ને બરાબર તારે હાથો હાથ કાગળ નાખીને પછી ઘેર જજે."

રૂસ્તમ કાગળ પોતાના ગજવામાં મુકીને પોતાની ડગલી પેહરી એકદમ નિકળી આવ્યો. એપ્રિલ મહીનાની આખરીનો વખત હતો. ૫) વાગી જવા છતાં જાણે ચાર વાગ્યા હોય એટલો સુરજ ઉંચે હતો, અને તે અસત પામવાને ૧ા કલાકની વાર હતી. ઉનાળામાં લાંબા દિવસને લીધે નિશાળેથી છુટેલા છોકરાઓ રસતમાં રમતા રમતા ઘેર મોડે આવી શકેછે. આજે પરલની સ્કૂલમાં છોકરાઓને મોડી છુટી મળી હતી, અને રૂસ્તમ જ્યારે વરલીથી અગરનો રસ્તો વળાવીને મેહમના રસ્તા ઉપર વળ્યો ત્યારે ઉપલા નિશાળીઆઓ લાંબે રસતે રમતા અને મસતી કરતા આવતા હતા.

"ઓહો ! જોવો જોવો. પેલો ચાન ! પેલો નગીનો ! આ વળી એક બીજો ગુમાસ-વાળો ચાલ્યો !" રૂસ્તમને જોઇને એક છો-કરાએ તેની મશકરી ચલાવી. "કદાચ હવે એ ચાનબી આપણી સ્કુલમાં આપણે માથે ચહડી બેસવા આવવાનો હશે. બે ગુમાસ્તાવાળાઓ ઓછા હોય તેમ વળી એક ત્રીજો વધશે. એબી હોશ્યારમાં ખપેછ જો, ને છાવો છે તો હોરમજશાહ શેઠના કારખાનામાં કામન ધાટીના કામ કરયા પર !"

"જોની, એનો મરડાટ તો જો." બીજો છોકરો બોલ્યો "જાણે કે નવલશાહ ગોરી. વળી આપણને ડોળા ધુરકેછ. જાણે કે લંકાની લડાઈ જીતી આવ્યો ! ને જાણે કે ગવરનરનોજ દીકરો. ભીખારીની જાતને દમામ કેટલો ? હે ! હી ! કાકા કોઠાં ભાપ !"

રૂસ્તમ જે શેઠનો કાગળ પોસ્ટમાં ના-ખવા અગત્યાનાં કામપર હતો તે આ છોક-રાઓના અપમાન ભરેલી ચેષ્ટાઓ છતાં ઝ-ડપમાં ચાલી જતો હતો. "કાકા, કયાં ચા-લ્યા કાકા ?" છોકરાઓ તેની પુઠે દોડીને તેને હજી પણ છેડતા ચાલ્યા. "કાકા કાનજી, ચોપાટી જાવોછ કે કોલાબે ? એ રસ્તો નહી. આવો તમોનો કેલાબાનો રસ્તો બતાવીયે."

આ છેડતી શોધનારાઓમાં મુખ્ય શેઠ મનચેરજી મોટભાઇ વકીલના દીકરાઓ ભીખો અને વીકો હતા. તેઓ હમેશ તો સ્કૂલમાંથી ઘેર ગાડીમાં જતા હતા. પણ ભોગ જોગે આજે ભઇબંધ નિશાળ-યાઓ સાથ ચાલતા નિકળ્યા હતા. મેહરબા-ઇના દીકરાઓ ગુલીના દીકરાઓ કરતાં અલબતાં ઉમરે વડા હતા. વાંચનાર જાણેછે કે જ્યારે મેહરબાઇ "શેઠ બાવા" ને પરણી હતી ત્યારે ગાંધી કુમારો હતો. અને પોતાના મામા રૂસ્તમજી ડુબાસને ત્યાંજ રેહતો હતો. ગાંધી ત્યાર પછી કેટ-લેક વર્ષે ગુલીને પરણ્યો, તે વખતે મેહર-બાઇ બે બચ્ચાંની મા થયલી હતી.

માટે મેહબાઇના દીકરાઓ ગુલીના દી-કરાઓ કરતાં ત્રણ ત્રણ ચાર ચાર વર્ષ વડા હતા. વડો દીકરો અકુભાઇ જે બા-પના વકીલના ધંધામાં "આસીસ્ટ" કરતો હતો તે રૂસ્તમ કરતાં વડો હતો, અને તેજ પ્રમાણે ભીખાભાઇ અને વીકાભાઇ પણ સોહરાબ અને બરજો કરતાં વડા હતા. વળી મેહરબાઇના છોકરાઓ સુખમાં ઉછ-રેલા એટલે ગુલીના દીકરાઓ કરતાં તન-દરોસ્ત, જોરાવર અને કદાવર હતા, જોકે શિખવામાં તો ત્રણે લોથ હતા. વડો કદી શિખે નહી એવું દીસ્યાથીજ તેને તેના બાપે પોતાની આફીસમાં બેસાડયો હતો. અને બીજા "નાન્લા શેઠો" ને શિખવાની જરૂરજ નહી હતી, કેમકે મેહરબાઇ તેઓને એટલા વિદ્વાન સમજતી હતી કે સામા બેહસતી ગાંધીને એ છોકરાઓ શિખવી શકે.

રૂસ્તમ આ છોકરાઓના અને તેમની ઉશ્કેરણીથી બીજા નિશાળિયાઓના ચાળા ચેષ્ટા ઉપર ધ્યાન ન આપતાં ચાલી જતો હતો; પણ અંતે અચબુચ ઉભો રહ્યો અને તેને ઉભો રેહવાનું કારણ હતું.

"હે ? હે ? છોકરા મોહડું સંભાળ. કો-ણને કહેછ ? એ મારો ભાઈ થાયછ." આમ નાનો સોહરાબ ભીખા તથા વિકાની વચેથી નીકળી આવી રૂસ્તમની તરફથી બોલવા લાગ્યો અને નિશાળેથી પાછા ફરતાં આ નિશાળિયાઓમાં પોતાના ભાઈઓને આ પૈસાદારના છોકરાઓ શાથ અથડી પડતાં સાંભળી રૂસ્તમને ઉભો રેહવું પડયું.

"જા, જા, નીચ કુતરા સાધો સાધો ચાલ્યો જા." ભીખાજી સોહરાબના અંગપર ધસી આવીને બોલ્યો. "ભીખારી તારા ભાઇનું તને લાગેછ, તો મર તેની સાથે. તું કુતરો છે ને તે ગધો છે. હવે શું કેહેછ ?" એમ બોલીને ભીખાજી સોહરાબની અડાઅડ મા-રામારીને માટે તૈયાર હોય તેમ ઉભો રહયો.

"તું કુતરો છે ને તારો ભાઈ વીકો ગધો છે." સોહરાબે તાણથી જવાબ દીધો. આ જવાબ સાંભળતાંજ રૂસ્તમે જોયું કે ભી-ખાએ એક આંચકો મારી બિચારા સોહ-રાબને જમીન ઉપર ચતોપાટ નાખ્યો અને

બહુ "નાનલા શેઠ"જ નહી પણ તેમના નિશાળિયા પુછડાંઓ તેમને લાત મુકી લગાવતા રહ્યા.

"ઓ હીચકાગઓ! ધિક્કાર છે તમને." રૂસ્તમ તુર્તજ આગળ દોડી જઈ બોલ્યો. "તમો આવા હપતા ખપતાઓને એક બચ્ચાંને આમ માર મરતાં શરમ નથી લાગતી?"

"એ બચ્ચું છે તો ચાલ હવે તું મોટો આવ અમારી સામે જોઈયે." એમ બોલી હવે છોકરાઓ સોહરાબને છોડી રૂસ્તમ ઉપર ઉલટયા. તેઓએ તેને ધકો મારી જમીનઉપર નાખી દીધો અને સોહરાબના કરતાંબી રૂસ્તમના વધારે માઠા હાલ કીધા. બૂટ મુધાંની બે ચાર લાતો બિચારા રૂસ્તમને આડીટીડી લાગી ગઈ, તેના કપડાં ફાટીને ચાક થયાં, અને તે માંથાથી પગ સુધી કીચલ અને ધુળમાં લપેટાઈ ગયો.

રૂસ્તમનો ગુંદેરેટલો વધારે થાત, પણ દૂરથી છોકરાઓનો એક શિક્ષક આવતો જણાયો. "માસ્ટર આવેછ! માસ્ટર આવેછ! પોલ! પોલ! ફુટ થાવો" એમ બીજા છોકરાઓએ ચેતવણી પોકારતાંજ સઘળાઓ રૂસ્તમ તથા સોહરાબને "ખાન ખાતા" નાખીને નાસી ગયા. એકલો ભીખો જે રૂસ્તમની છાતી ઉપર ચહડી બેસી તેને મારતો હતો તેને ઉભો થતાં અને નાહાસી જતાં વાર લાગી.

"ભીખા, તું એક નીચ હીચકારો છે?" ભીખો ઉઠીને ચાલવા જતો હતો, તેટલામાં બાજુએની ગલીમાંથી એક ટટુ સવારે નીકલી આવી આ નાન્લા શેઠના માર્ગની વચમાં ઉભો રહીને તેને અટકાવ્યો.

એક પારસી જુવાનિયો ટટુ ઉપર સવાર થયલો આસતે આસતે ટટુ ચલાવી જતો હતો, તે આ મારામારી જોઈ ઉભો રહી ગયો. એ પણ એક છોકરોજ હતો. બીજા બધા છોકરાઓની સમવયનો હતો. રૂસ્તમ કરતાં એક વર્ષ વડો હતો. તે દેખાવે ખુબસુરત અને પોશાકમાં શોભિતો હતો. માથે લાલ ટોપી રેશમી ફુમટાં સાથની હતી, અંગમાં એક ઉચી બનાતનો ડગલો હતો, પગમાં સફેદ પાટલુન અને રેગાતનાં બૂટ હતાં, હાથમાં રૂપેરી મુઠવાળો એક મોંઘો ચાબુક હતો. ટટુની રોનક, તે ઉપરના સાજની શોભા, અને તે ઉપર બેસનાર આ જુવાન બાળકનો ઠાઠ કોઈ મોટે ઘેરની ઇધાણી આપતો હતો.

બચીત આ કોઈ ગુલી ગરીબના મુફલેશ દીકરાઓ જેવો નહી હતો. તેમજ વળી આ કોઈ પેલી મેહરબાઈના છકાવી મુકેલા છોકરાઓમાંનો પણ નહી હતો. બિચારા રૂસ્તમના અંગમાં જાડી ડ્રીલની એક ડગલી તથા તે ઉપરના કાળાં કારખાનામાં કામ કરતાં લાગેલા મેસના ધાબાં, સોહરાબના ફાટેલાં બૂટ ઉપરની બબે ઠીંગડી અને બરજોના તો ફાટેલાં બૂટમાંથી બાહેર નીકલીને દેખાતાં પગના આંગલાં, એ સર્વેની મુકાબેલ આ જુવાન ટટુ-સવારની હાલત, ઘણી માતબર હતી. તે જેમ દેખાવમાં સોહામણો તેમજ ખાસીયતમમાં ભલો જણાતો હતો.

પણ એ જુવાનબી મેહરબાઈના ચપરબંધા દીકરાઓ કરતાં શરીરે નબળો હતો— તેનું અંગ કંતાયલું હતું, તેના પગ પાતળા અને ઠીલા હતા, તે ટટુની પીઠ ઉપર સીધો ને તરો બેઠેલો નહી પણ વાંકો વળી ગયલો હતો, તે ટટુને દોડાવવાને અશકત હતો, અને દીસતું હતું કે તે ટટુને ચલાવતો નહી હતો પણ પાળેલું ગરીબ ટટુ સામુ તેને ચલાવી લઈ જતું હતું. બેરાબર બોલીયે તો આ ટટુ-સવારના ગુડાજ નહી હતા. તે ચાલવાને અશકત હતો અને તેથી કરીને ટટુ ઉપર તેને બેસાડીને લઈ જવામાં આવતો હતો.

"ઓહો? તું છે કે જાંહગીરશા?" આ ટટુ સવારે તેને હીચકારો કેહવાના જવાબમાં ભીખુબાઈ બોલ્યો. "તું પૈસાવાળો છે તે તારે ઘેરનો! હીચકરો કોણને કેહછ? તુને બોલાવ્યોછ કોણે? ચાલ્યો જા, તારા માર્ગસર."

"તારે જોઈયે તો મને ગાળ દે," જાંહગીરશાહે હસીને જવાબ દીધો. "પણ હું જે બોલ્યોછ તે ખરૂં છે. શરમ છે તુંને, કે તારા કરતાં બે વર્ષ નાના અને બે મુઠ ઉતરતા છોકરાને જમીનપર નાખી અને તેના ઉપર ચહડી બેસી તેને મારવા લાગ્યો! હું કહુંછ કે તું હીચકારો હજામ છે, તારા બાપદાદે હીચકારો છે."

"હીચકારો તું છે. જાંહગીરશાહ, હીચકારો તારો બાપ હોરમજશાહ છે. ભીખાએ બીજાજ બોલી દીધો. "તારા બાપને બધા શેઠ કેહછ, પણ તે હજામ છે અને તું તેનો દીકરો છે એટલે હીચકારા હજામ કરતાં તું ચહડતો નથી. તું તારા મનમાં શી આ પીપેછ? ભલાં કાજે તું પગે લંગડો છે, અને ટેટમીયાં ટટુપર બેસીને ચેંચી ચલાવેછ, તેજતો. તું જાણેછ કે એક લપડાકમાં તું જમીનદોસ્ત થાય અને તુને કોઈ હાથ લગાડે તો ખુનના બદ્દામાં આવી જાય, તેથી તુને કોઈ હાથ લગાડતું નથી અને તેથી તુને ચેંચી ચલાવવાને ફાવતું પાયછ, બચ્ચા લંગડા?"

"હું લંગડો છું તોપણ નબળાંની દયાણી દાદ લેવામાં તું ડબડાના કરતાં વધારે તૈયારછું." હોરમજશાહ શેઠના દીકરાએ તેને તોડયો. "બિચારો નાનો ભાઈ પોતાના વડા ભાઈની તરફેણથી જરા બોલ્યો તો તેટલા સારૂં તેં તેને કેટલો માર માર્યો?"

"તે ભાઈની તરફથી શું બોલ્યો તે તું સાંભળવા ગયો હતો કે?" ભીખાએ બચાવમાં સવાલ પુછયો.

"હા. હા. મેં બધું સાભળ્યુંછ ને બધો તમાસો જોયોછ. બિચારા બે ભાઈઓને તેં નાહક સતાવ્યાછ."

"તેઓ હલકા પીંજારડા છે.બીજું શું?"

"તેઓ ગમે તે હોય. જોઇયે તો ડેડ કે ચમાર કાં નહી હોય? તોપણ તેથી તારૂં હીચકારાપણું ઓછું થતું નથી. હું તુંને કહુંછ, ભીખા, કે તું કદી સુધરવાનો નથી. તું સદાકાલ જેવોને તેવો હીચકારો રેહવાનો. હું શું કરૂં, કે મારા ગુડામાં જોર નથી, નહી તો કે ટટુ ઉપરથી ઉતરીને તારા હીચકારાપણાંનો સ્વાદ તુને ચખાડતે."

"વાત તેજ છે તો કે તારામાં જોર નથી નહી તો કે હુંબી તુંને બતાવતે. બચ્ચા લંગડા. વાસ્તે તારા જેવા એક લંગડા લુલા વકટ લેણ સાથે વાત કીધામાં કાંઈ માલ નહી."

આમ બોલી ભીખો જાહાંગીરને ચીડવીને ચાલી ગયો.

હોરમજશાહ શેઠના અને મનચેરજી શેઠના દીકરાઓ વચે આ તડાતડી ઘણી ઝડપથી ચાલી હતી, માટે તેમા કાંઈ વાર લાગી નહી, અને તેથી જ્યારે જાંહગીર પોતાનું ટટુ ફેરવીને ગુલીના દીકરાઓ આગળ ગયો ત્યારે હજી તો બિચારો રૂસ્તમ જમીન ઉપરથી તુર્તનોજ ઉઠીને પોતાનાં કપડાં પઓડતો હતો, અને પોતાના માથામાં એક બુટની એડી લાગ્યાથી લોહી નિકળેલું તે લુછતો હતો.

"તમોને ઘણું વાગ્યુંછ કે?" સોહારાબ રૂસ્તમની સારવાર કરતો હતો તેની આગળ જઈ જાંગીરશાહે પોતાના ટટુ ઉપરજ બેસીને બેહુ ભાઇઓને પુછયું.

"નહી. કાંઈ નહી. થેંકયું" રૂસ્તમે પોતાના અંગ ઉપરનો કાદવ લુછતાં કહ્યું. "એ છોકરો કોઇ હીચકારો હોવો જોઈયે, પછી તે ગમે એવા મોટા લોકનો દીકરો કાં નહી હોય?"

"એ તો મનચેરજી વકીલનો દીકારો ભીખાજી છે." સોહરાબે રૂસ્તમને પેહલવેહલીજ ખબર આપી.

"હા એજ ભીખુભાઇ" જાંહગીરશાહે ટેકો આપ્યો. "હું એને કેહેવાજ ઉભો હતો કે તે હીચકારો છે. એ મારી મા તરફથી સગો થાયછ તેથી મને વધારે શરમ ઉપજેછ. પણ હું ખુશી છું કે તમોને વાગ્યું નથી, સાહેબજી."

આમ દીલાસો દઈ જાંહગીર ટટુ ફેરવી

આસતે આસતે હાંકી ગયો અને રૂસ્તમ અને સોહરાબ પણ હવે ઘેર જવા ઉઠયા.

રૂસ્તમને તેની માતાએ સાંજે ઘેર આવતી વખતે થોડોક પરચુટણ સોદો લેતો આવવા કહેલું હતું તેની સોહરાબે યાદ દેવાડવાથી રૂસ્તમ તે લેવા ગયો અને તેટલાં સોહરાબ ઘેર ગયો.

રૂસ્તમને શેઠે અગત્યનું કાગળ પોસ્ટમાં નાખવા આપેલું તે આ ગડબડમાં તદ્દન ભૂલી ગયો.

---

## પ્રકરણ પર મું.

## વાંકનો વાંક ને શાબાશીની શાબાશી.

રૂસ્તમ પોતાની માનો મંગાવેલો પરચુટણ સામાન ખરીદ કરી પાધરો ઘેરજ ગયો, તે વેળા ૭ વાગી ગયલા હતા.

રૂસ્તમની અગાઉ સોહરાબે જઇને મનચેરજી શેઠના બે દીકરાઓનો ગુજારેલો સિતમ પોતાની માને જાહેર કીધો, અને સોરાબે બીહને તથા ગભરાઈને કહેલી વિગતો મુજબ ગુલી પોતાના વડા દીકરાને ભાગેલાં માંથા સાથ અધમુઈ અને લોહીલુહાન હાલતમાં ભેટવાની ધાસ્તી રાખતી હતી.

રૂસ્તમને ઘણું વાગ્યુ હતું. મારામારીની જગાએથી તે ગયો તે વેળા પેહલાં તેને ફેર આવતા હોય એમ લાગતું હતું, તેના હાથ કંપતા અને પગ કળતા હતા. તે ધીમે ધીમે ચાલીને સામાન લેવા ગયો, અને ધીરે ધીરે ઘેર પાછો ફરયો તેથી તેને વાધારે વાર લાગી.

તોપણ ગુલી તેને વધારે સારીપેઠે જોઇને ખુશી થઇ. રૂસ્તમ પોતા ઉપર જે કાંઈ વીત્યુ તેથી જરા પણ બીધેલો કે રડેલો નહી હતો. લુછાઓથી ગરીબોને એ તો ખમવાનું હોય, એમ તે સમજતો હતો, અને તેની માએ એમજ સમજાવીને તેને ધીરજ આપેલી હતી. સેજવારમાં સઘળી વાત વીસરાઇ ગઇ અને સરેસ્તાના ખુસ સ્વભાવથી મા દીકારાં સર્વે જમ્યા.

સુવાનો વખત થયો ત્યારે રૂસ્તમને હોરમજશાહ શેઠનો કાગળ અચબુચ યાદ આવ્યો. તેને સાંભર્યું કે શેઠે કાગળ ટપાલમાં નાખવા કહ્યો હતો અને તે ઘણો અગત્યનો હતો માટે ૯॥ વાગતે ટપાલ બંધ થાય તે અગાઉ કાગળ પોસ્ટ કરવા તેને ઉતાવળથી દોડાવ્યો હતો. પણ રૂસ્તમે એક વીજળીનો ઝટકો લાગ્યો હોય તેવા અચંબાથી યાદ કીધું કે તે કાગળ તેના ગજવામાંજ રહી ગયો હતો.

જેવી યાદ આવી તેવોજ તે ઝટ ઉઠયો, ખુંટી ઉપર પોતાનો ડગલો ઓળવેલો હતો ત્યાં દોડયો, ડગલાનું ગજવું દાબી જોયું તેમાં તે કાગળ પડેલો હતો. તુર્ત તે કાહડી લઇ પોતાની માને ઉતાવળ અને ગભરાટમા બે ચાર બોલ કહીને બદિયાન ભરજ પોતાના ઘેરની બાહાર નિકળી ગયો અને માહીમના રસ્તા ઉપર દોડયો.

હવે તો અસુરૂં થઇ ગયું હતું, એટલે ઉતાવળમાં કાંઈ ફાયદો નહી હતો, તોપણ રૂસ્તમ દોડતો ગયો અને ઝપાટામાં પોસ્ટ આફીસે પોંહચી તેના "લેટર બાક્ષ" નાચીરામાં શેઠનો કાગળ નાખ્યા પછીજ તે જરાબી આરાઓશ લેવા ઉભો. ટપાલના બે સિપાઇઓ આફીસના ઓટલા ઉપર સુવાની તૈયારી કરતા હતા, તેઓથી રૂસ્તમે પોતાની ભારી નાસિપાસી વચે સાંભળ્યું કે સુરતનો મેલ તો ૯॥ વાગતેનો બંધ થયલો હતો, અને આ કાગળ જે મેલ ત્રેનમાં છેક ઉતરે પંજાબ ભણીનો હતો તે હવે તો આફીસમાં એક દહાડો સુધી પડી રેહશે અને કાલે રવાના થશે.

પ્રમાણિક અને કામના ખંતી માણસને

એક કામ અધુરૂં રેહવા માટે પસતાવો જબરો લાગેછે. રૂસ્તમને તે દહાડે ઉંઘ આવી નહી. તે ઘેર પાછો ફર્યો ત્યારે તેની મા અને ભાઇ બેહનો અડધાં ઉંઘેલાં હતાં. ગુલી કાંઈ બીજી માઓની પેઠે પોતાના દીકરાઓ ઉપર એટલો અવિશ્વાસ રાખતી નહી હતી કે તેઓ ઘેર પાછા ક્યારે ફરે તે વિષે ફિકર કર્યા કરે. તે જાણતી હતી કે તેનો દીકરો આફીસનો કાગળ પોસ્ટ કરવા ગયોછે તે કામ કરીને પાછો બેરજ આવશે. એમ નિશ્ચીંતપણે તે સુવા ગઇ હતી, અને તેટલામાં તો રૂસ્તમ ઘેરમાંના કોઇ જાગે નહી તેમ હળવે પગલે પોતાનાં કારતરિયાં ઉપર સુવા ગયો, તેની ગુલીને જાણ થયલી હતી.

આ ભુલનું પરિણામ કેવું આવશે? રખે હોરમજશાહ શેઠ ગુસે થાય, રખે તેને કાહડી મેળે, રખે તેનો પગાર કપાય, અને એ સઘળી શેઠનો કીમતી કાગળ ટપાલમાં નાખવાને ભૂલી જવાનું પરિણામ હતું, એ ફિકરેથી રૂસ્તમ પશ્ચાતાપનો ભરેલો પોઢી ગયો.

સહવારે ઉઠતાંનીવાર તે પોતાની મા, જે રાંધણીમાં કામે વળગેલી હતી, તેની પાસે જઇ કાલના બનાવની હકિકત કહી. "હવે આપણે શું કરીશું માયજી? હવે મારે શું કરવું?" તેણે પોતાની માની સલાહ પુછી.

"નહી દીકરા. એ સવાલ પેહલાં તું પોતે પોતાને પુછ." ગુલી જે ચુહલો ઉએડી તથા રસોડાંનો કચરો વાળી કળશિયા ઉજાળવા બેઠેલી હતી તે વાસણ માંજતી માંજતી બોલી. "તારે શું કરવું તે પેહલાં તુંજ વિચાર કર."

"હું ધારૂછ કે મારે હોરમજશાહ શેઠને કેહવું જોઇયે."

"ધારૂછ કરીને ના બોલ. એ તો તારી ફરજ છે. શેઠને સઘળું કેહેવું જોઇયે."

"હા માયજી. મારે સઘળું કબૂલ કરવું જોઇયે, પણ એ કેવું અણગમતુંછે!"

"રૂસ્તમ, આપણને આ દુનિયામાં ઘણીક અણગમતી ફરજો બજાવવી પડેછ." ગુલીએ તેને ધીરજ આપી. "પણ એક ઓસીકું કામ પેહલાં જેટલું ઓસીકું લાગેછ તેટલું પછી લાગતું નથી. એક નાખુશ ફરજ બજાવવાનો એક વખત ઠરાવ કીધો કે પછી આપણને લાગેછ કે તે કરવાનુજ અને તેમાં બીજો કાંઈ ઉપાય નથી."

હોરમજશાહ શેઠ તે દાહડે કારખાનામાં સરેસ્તાની વખતે આવ્યા. આવતાંની વાર તેવણે ટપાલના કાગળો વાંચ્યા. પછી ફકીરા સાથે એક કલાક સુધી વરદીઓ આપવામાં રોકાયા. સહવારના ૧૧ વાગતે તેવણ એકલા પડયા પછી રૂસ્તમ બીહતો બીહતો તેવણની પાસે ગયો.

"કેમ?" હોરમજશાહે લખતાં લખતાં તેને જોતાં વાર પુછયું, પણ રૂસ્તમ જવાબ દઈ શકયો નહી. તે ડઘઇને ઉભો રહ્યો. તેના ચેહરા ઉપરનો રંગ ઉડી ગયો હતો અને પસતાવા તથા શરમીંદગીથી સાવજ જેવો દીસવા લાગ્યો. હોરમજશાહે ફરીથી પુછયું: "કેમ રે? શું છે? શું થયું?"

"નહીજી—એતો પેલું સાહેબ—હું માફ માગુછ સાહેબ—પેલાં કાગળને વાસતે આવ્યોછ."

"કાગળ? કાગળ શાનો? મેં કાલે તુને પોસ્ટ કરવા આપ્યો તે તો નહી?"

"તેજ સાહેબ. હું તે પોસ્ટમાં નાખતાં ભૂલી ગયો."

"ભુલી ગયો?" હોરમજશાહ ચીહીરડાઇને પોકારી ઉઠયા. "કેવી મોટી ગફલત કીધી! મારો કાગળ ઘણો અગતનો હતો. તે કયાં છે?"

"મારી પાસે તે નથી સાહેબ. પણ મોડથી રાત્રે મેં પોસ્ટમાં નાખ્યોછ. રાતવેર હું તે ભુલી ગયો, પણ જેવી યાદ આવી તેવોજ તે હું નાખવા દોડયો. હું મારી તકસીર કબૂલ કરૂંછ સાહેબ અને માફ માગવા આવ્યોછ."

"કેમ કરતાં ભુલી ગયો? મેં તુને અંહીથી પાધરોજ પોસ્ટ આફીસમાં મોકલ્યો હતો."

"અને હું પાધરોજ ચાલી ગયો હતો જી પણ——"

"જો તું પાધરો ગયો હોય તો ભૂલી કેમ જાય?"

"પણ સાહેબ રસ્તામાં મને એક હરકત નડી. કેટલાક છોકરાઓ મારા નાના-બાઇને ખીજવતા તથા મારતા હતા, તેની તરફથી હું વચે પડયો, ત્યારે તેઓ મારી ઉપર ઉલટયા, મને ઘણોક માર માર્યો, અને તેની ગડબડમાં હું સાહેબનો કાગળ પોસ્ટ કરવાને ભૂલી ગયો."

હોરમજશાહ શેઠે જવાબ દીધો નહી. તેવણે પોતાના દીકરા જાંહગીરથી કાલ સાંજની મારામારીનો હેવાલ સાંભળ્યો હતો, પણ તે માર રૂસ્તમપર પડેલો એવી તેવણને ખબર નહી હતી.

"સાહેબ, કાગળ કાંઈ ઘણો અગતનો હતો?" રૂસ્તમે પુછયું. "મારી ભૂલથી સાહેબને કાંઈ નુકસાનતો નહી થાય?"

"કદાચ થાય. પણ હવે ઉપાય શું? ફરીથી એવો વાંક ના કરતો."

"નહી કરીશ સાહેબ."

હોરમજશાહ શેઠ પાછું લખવા બેઠા, પણ રૂસ્તમ ગયો નહી. તે હજી આંસુ ભરી આંખે અને આજીજી ભર્યા દેખાવે ઉભેરહ્યો.

"કેમ હજી ઉભોછ?" થોડીકવારે શેઠે લખવામાંથી નજર ઊંચી કીધી ત્યારે તેને ઉભેલો જોઈ પુછયું.

"સાહેબ, મને માફ કરશો! મને ચાકરી ઉપરથી કાહાડી નહી મેલશો?"

"નહી." શેઠે ધીરજ આપી "આ તારો પેહલોજ વાંક થયોછ, તોપણ હું તુને કાહાડી મેળત; પણ હું તુને બામબા રાખુંછ તેનુ કારણ એજ કે તેં આવીને મારી આગળ ખરેખરો વાંક કબુલ કીધોછ. એમાં હું જોઉંછ કે તું બીજા છોકરાઓ કરતાં વધારે ઇમાનદાર છે. તેં જે વાંક કીધોછ તે તું છુપાવી શકતે તો ચાલતે એમ હતું કેમકે તેં કાગળ વખતસર પોસ્ટ કીધેલું હું તો સમજતે અને તેમ નહી કરેલું તે હું કદી પણ જાણી શકતે નહી. એટલું છતાં એક પકડી નહી શકાય એવો વાંક તેં ચાનતદારીથી કબુલ કીધો તેથી હું ખુશીછું અને તુંને બરતરફ નથી કરતો. જા તારાં કામપર."

રૂસ્તમ ખુશી થતો ગયો. વાંકને વાંક થયો અને ઉપરથી વળી શાબાસીને શાબાસી મળી!

બીજા હાથ ઉપર હોરમજશાહ ખુશી થયા કે છોકરો છે તો ગરીબનો અને તોપણ કેવી અછી તરબીયત પામેલોછે!

---

## પ્રકરણ ૫૩ મું.

## રૂસ્તમનું લાટિન.

હોરમજશાહ શેઠના કારખાનામાં સઘળાં પારસી માણસોને સાંજની ચાને વખતે શેઠને ખર્ચે ખાસ ચા મળતી હતી, જે કારણસર તેમને ૦। કલાકની છુટી થતી હતી.

રૂસ્તમ બીજા ગરીબ પારસી કામદારો સાથ ચા પીવાના ઓરડામાં ગયો હતો, જ્યાં તેઓ ખુશાલી ભરેલા સંતોષ સાથ ટોળટપા ચલાવતા હતા, તેટલામાં ફકીરો રૂસ્તમને પુછતો આવ્યો. શેઠનાં ઘેર જવાપછી કોઈ અગત્યનાં કામસર એક અગત્યનું ગ્રાહક આવ્યું. શેઠની ગેરહાજરીમાં ફકીરો કામ કરી શકતો હતો, પણ ફકીરાએ વાત કીધા પછી એવું થયું કે શેઠને પુછયા વગર ગ્રાહકને નકી જવાબ દઈ શકાય નહી. શેઠને ચીઠી લખી પુછાવવું જોઇયે. ફકીરાએ તુર્તજ પોતાની ગામડીયાસહી ભાષામાં ચીઠી

લખી કાહડી અને તે ઉતાવલની હતી તે રૂસ્તમને આપી મોકલવા માગી.

"રૂસ્તમ, જલદી પાઘડી પેહેર અને શેઠને ત્યાં, બંગલે આ ચીઠી લઇ જાતો થા." ફકીરો ચા પીવાના ઓરડામાં આવી રૂસ્તમને ફરમાવા લાગ્યો. "કામ અગત્યનું છે, હઉવે! વળી ભુલતો રખે! શેઠને હાતો હાત ચીઠી આપજે ને શેઠ જવાબ આપે ત્યાં લગીન થોભજે, ને જવાબ લેતો આવજે. હમજ્યો કે?"

"હાજી સમજ્યો. બીજીવાર હું ભુલ નહી કરીશ."

રૂસ્તમ માથે પાઘડી મુકી આવ્યો. તે જે પેહરતો હતો તે પાઘડી કેહવાય કે નહી? તે એક ફેંટો હતો. પારસીઓની બેડોલ અને વગર અર્થની પાઘડીને બદલે તેઓમાં જે બીજા ઓછા બેડોલ અને ઓછા વગર અર્થના ફેંટા દાખલ થયાછે તેમાંનો આ એક હતો. પણ પાઘડી કરતાં ફેંટો સસ્તો પડેછે, માટે ગુલીએ પોતના વડા દીકરાના માથા ઉપર ફેંટો પેહરાવ્યો હતો. તેના બીજા બે દીકરા હજી ટોપી ઉપરજ નિશાળે જઈ શકયા હતા.

મનચેરજી "શેઠ બાવા" ના "નાન્લા શેઠો" અજબતાં પાઘડી પેહરતા હતા; અને તેબી ઉભા પેજની અણીદાર "ચાંચ" તથા પડારેકાં "ઠાઠાં" સાથની, જેનું સુપરાં જેવું પોહલું અને સપાટ છાપરૂં ચળકતા મોહરાને લીધે તડકામાં આરસીપેરે ઓળા પાડતું હતું. મેહરબાઇને મનથી દીકરાઓ માટીડા થયા, અને તેઓ બાંધેલી પાઘડી પેહરે તોજ આબરૂદારમાં ખપે.

રૂસ્તમ માથે ફેંટો મુકી ફકીરાની ચીઠી સાથ દોડયો. તે અડધા કલાકમાં શેઠને બંગલે પોંહચ્યો. પાંચ વાગી ગયલા હતા, તડકો નમી ગયો હતો, સૂરજ દિવસની ગરમી આપતાં ગોયા થાકી ગયો હોય અને ઉકળાટો આપેલાં લોકો ઉપર દયા કરતો હોય તેમ ગરમીનો ગોળો હોયજ નહી તેવી રીતે થંડો પ્રકાશતો હતો.

"શેઠ છે કે?" રૂસ્તમે બાહેર બેઠેલા રામોશીને પુછયું. જ્યારે હાનો જવાબ મળ્યો ત્યારે પુછયું કે "ચીઠી આપવાની છે, હું જાવું કે?" હોરમજશાહ શેઠના બંગલામાં કોઇને પણ અંદર જવાનો અટકાવ નહી હતો. અટકાવતાં મનચેરજી શેઠ વકીલને ત્યાં, મેહરબાઇનો ફરમાવેલો હતો. ત્યાંતો જેઓ ગાડીમાં આવે તેઓ સડસડાટ અંદર આવી શકે —જેઓ ચાલતાં આવે તેઓ શેઠ યા બાઇના હુકમ વગર ઘરમાં જઈ શકતા નહી હતા.

હોરમજશાહ શેઠ પોતાના દિવાનખાનામાંજ એક છેડેથી બીજે છેડે ફરતા હતા. જાહાંગીર, તેવણનો દીકરો તેજ દિવાનખાનામાં સામેને છેડે પોતાનું લેસન કરવા બેઠેલો હતો. દિવાનખાનું મોટું, સુંદર, શણગારેલું, આરાસ્તા કરેલું હતું. મનચેરજી શેઠનાં ઘરમાં મેહરબાઇએ એક દુકાનની પેરે સઘળું "ફનેટર" સીંચેલું હતું તેમ જથાબંધ હાંડી, ગુમર અને બીજો સામાન અંહી સીંચેલો નહી હતો—થોડોજ પણ સુંદર સામાન ઘણા સુઘરેલા શોખથી આણીમેર પેલીમેર ગોઠવેલો હતો. અને તોપણ મનચેરજી "શેઠ" નું દિવાનખાનું મેહરબાઈ બારી બારણા બંધ કરીને વાપરયા વગર નાખી મેળતી, તેમ અંહી નહી હતું. હોરમજશાહ શેઠનું દિવાનખાનું સઘળી બાજુએથી ઉઘાડું, ખુલ્લું અને વપરાતું હતું.

ઓટલા ઉપરથી જતાંજ દિવાનખાનું આવતું. દિવાનખાનાને બીજે છેડે એક બીજો ઓટલો અને ગ્યાલરી હતી. રૂસ્તમ ઓટલા ઉપર ચહડયો ત્યારે જાહાંગીર તે ખુલ્લા, હવાવાળા છેડા ઉપર એક મોટી ટેબલને ઓથે શિખવા બેઠેલો હતો, ને શેઠ પોતે ફરતા ફરતા ઓટલાના છેડા તરફ આવેલા હતા. રૂસ્તમ ઉપર જતાંની વારજ શેઠની નજર પડી.

"કેમ રૂસ્તમ? અત્યારે અંહી કયાંથી?" હોરમજશાહે પોતાના દિવાનખાનાંની અંદરજ ઉભા રહી, રૂસ્તમ ઓટલા ઉપર જોડા કાહડી અંદર જતો હતો તેને કહ્યું. "જોડા ના કાહાડ

બૂટ સુધાંજ• અંદર આવ, કાંઈ નહી."

"ફકીરજીએ આ ચીઠી આપીછ સાહેબ." રૂસ્તમ આટલાની બાહાર કાથાના 'રગ' ઉપર પોતાના જોડા લુછી તુર્તજ દાખલ થઈ ચીઠી આપતાં બોલ્યો.

"પણ તું કેટલો હાંફેછ છોકરા? દોડતો આવ્યો કે શું? બેસ, બેસી જા." તેને ઘણો હાંફતો જોઇને શેઠે બેસાડયો.

"ફકીરજી શેઠે કહ્યું કે ચીઠી અગત્યના કામની છે, માટે બીજીવાર ભૂલી જવું નહી, ને તાબડતોબ હાથો હાથ પોંહચાડી સાહેબનો જવાબ લીધા વગર પાછો ફરવું નહી."

હોરમજશાહે ચીઠી વાંચી અને તુર્ત જવાબ લખવા લખવાના ઓરડામાં ગયા. પણ રૂસ્તમને બેસવા ફરમાવી ગયા કે "તું બેસ, હું જવાબ લખીને લાવુંછ, તેટલાં અંહી હવામાં જરા થાક લે."

રૂસ્તમે આવું સુંદર દિવાનખાનું આજે પેહલીજવાર જોયું. ખુશી અને અચરતી વચે તે ઘણી આનાકાની સાથ બેઠો, પણ ખરેખર થાકી ગયલો હતો માટે તેને બેસવીની ફરજ પડી. તેણે જ્યાં જોયું ત્યાં સઘળુ નરમ નરમ, પોચું પોચું, સુવાલું સુવાલું, થંડું થંડું, તેને લાગ્યું. પગની હેઠલ પોચા પોચા ગાલીચા હતા. તેણે એક કોચ ઉપર હાથ ટેક્યો તો તે સુંવાળી, રેશમી, પીલી દુમાશનો પોચો પોચો કોચ હતો. પોતાના કારખાનામાં કામ કરતાં ખરડાયલાં, પસીનાથી ભીંજાયલાં મેલાં કપડાં સાથ તેને આવી કીમતી બેઠક ઉપર બેસતાં આનાકાની લાગી. કેંથે નેતરની ખુરસી, કેંથે લાકડાંનો બાજટ નજર પડતો તે બેસવા માટે તેણે જોયો. પણ આખાં દિવાનખાનામાં જ્યાં જોય ત્યાં કીમતીજ ફરનીચર હતું. આટલા ઉપર તે બેઠો હોત, પણ ત્યાંથી લખવાનો ઓરડો સામે હતો, અને શેઠ લખવા બેઠલા તે દેખાતું હતું, અને શેઠ જોય તેમ સાંમે બેસવાને તે શરમાતો હતો, માટે અંતે એક દુમાસની ખુરસી ઉપર તે બેઠો.

આસપાસ જોતાં રૂસ્તમની નજર છેડે લેસન કરવા બેઠેલા છોકરા ઉપર પડી. રૂસ્તમ અજબ થયો. કાલ સાંજની મારા મારીમાં એક છોકરો ટટુ ઉપર બેસીને આવી લાગ્યો હતો તથા રૂસ્તમને મારનાર ભીખાભાઈને ઠપકો દઈ અને રૂસ્તમને દિલાશો દઇ ગયો હતો તે એજ છોકરો હતો. તે હોરમજશાહ શેઠનો દીકરો હતો,એ તો રૂસ્તમે આજેજ જાણ્યું.

જાંહગીરશાહે પણ રૂસ્તમને જોયો અને પિછાણ્યો. કાલે મનચેરશાહ શેઠના મસ્તીખોર દીકરાઓને હાથે જેણે માર ખાધો તે તો તેના બાપના કારખાનામાં એક પટાવાલાની નોકરીપર અને ચીઠી પત્રી લાવવા લઈ જવાના કામપર હતો એ તેણે હમણાજ જોયું.

બેહુ છોકરાઓ એકેકને જોઇને જેમના તેમ બેસી રહ્યા. જાંહગીર પોતાના લેસન કરવામાં વધારે રોકાયલો હતો અને રૂસ્તમ બોલાવ્યા વગર તેની પાસે જાય એવી તે બિચારાની પદવી નહી હતી. પણ રૂસ્તમ જોતો હતો કે શેઠનો દીકરો સંતોશી નહી હતો. તે કોઈ પણ કારણથી ખીજવાયલો હતો. તે ધવડ ખવડમાં પડેલો હતો. તેને કીડ કવચ લાગતી હતી. તે કાંઈ મનમાં બડબડતો ભડભડતો બેઠો હતો.

જાંહગીરના લંગડા પગનો થાપો આજે દુખતો હતો. તેથી તે પોતાના લેસન ઉપર ખીજવાતો હતો. તે લાટિનના ક્રિયાપદનાવિભક્તિઓ મોહડે કરવા બેઠેલો હતો. હોરમજશાહ શેઠ તેને શિખવામાં મદદ આપતા હતા, તે રૂસ્તમ ચીઠી લઈ આવ્યાથી તેને શિખવવાનું છોડીને જતા રહ્યા, અને જાંહગીર પોતાની વિભક્તિઓ અને પોતાના દાખલાઓ ઉપર ગુચવાતો હતો.

"એ તે શો જુલમ?" જાંહગીર પોતાની મા ખરશેદબાઈ આવી તેની આગળ બડબડયો. "જ્યારેથી હું ગુચવણ ભરેલું શિખવા બેસુ ને બાવા મારો ગુચવાડો ટાળવા બેસે ત્યારે કાંઈ હરકત નડતી ને નડતીજ. પંદર મિનિટમાં હું આ લાટિનના કંટાળા-

માંથી ઉઠી ગયો હતે, પણ આ છોકરાએ આવીને બાવાને કાંઈ ચીઠી આપી ને તેવણ મને માથું ફોડતા મુકીને ચાલી ગયા. હવે મને સમજ નથી પડતી કે આ પદમાં મારે તૃત્યા વિભક્તિ મુકવી કે ચતુર્થી? એટલાંને વાસતે બાવા આવે ત્યાંસુધી હું બેસી રહીશ કે?"

"બેસી રહ્યો તો શું? ક્યાં લંકાની લાટીએ જવાનો છે, જાંહગીર, કે એટલો ઉતાવલો થઈ ગયો? તારા બાવા કાંઈ કામકાજ કરે કે તુંનેજ પકડીને બેસી રેહ વારુ? હમણા આવશે. દીકરા તું અધીરો ના થા."

ખરશેદબાઈ આ શિખામણ આપીને ગઈ, અને જાંહગીરશાહ જરા મન રાખીને પાછો વિભક્તિઓ કરવા બેઠો. પણ નહી, જરાવારમાં તે પાછો ખીજવાઇ ગયો, તેણે ચોપડી ઉરાડી નાખી અને સ્લેટ ઉંધી વાળી.

"હું તમોને સમજાવું ભાઈ?" રૂસ્તમે આગળ જઇને પુછવાની હિમત કીધી. છોકરાઓની કુદરતી જીજ્ઞાસા પ્રમાણે રૂસ્તમ જરા જરા ખીસ્તો ખીસ્તો જાંહગીરની છેક પાસે ગયો હતો, તે શેઠના દીકરાને એકલો અને લાઈલાજ જોઇને વચે પડયો. "હું તમોને સમજાવીને તમારો ગુચવાડો ટાળી આપું?"

"કોણ? છોકરા તું? તું મને શું સમજાવા માગેછ?" જાંહગીરે અચરત થઇ પુછયું.

"લાટિનની વિભક્તિઓ."

"લાટિન? તુંને આવડેછ?" જાંહગીરશાહની તાજુબી હજી ભાગી નહી.

"હાજી. તમે જ્યાં છો તે કરતાં હું આગળ શિખેલોછું. મારી ભાઇ સોહરાબ તમારા જેટલુંજ જાણેછ. તમે અંહી ચતુર્થી વિભક્તિ મુકીછ તે ભૂલ છે, તેથી તમે ગુચવાઓછ. અંહીતો દ્વિત્યા વિભક્તિમાં કર્મણી પ્રયોગ જોઇયે."

જાંહગીરે તેમ કીધું અને તેનો પાઠ ખરો માલમ પડયો. તેણે રૂસ્તમને પોતાની પાસે બેસવા કહ્યું પણ રૂસ્તમ ઉભો રહ્યો, અને જાંહગીરશાહનું લેસન પોતે કરી આપ્યું નહી પણ તેના કામમાં તેને મદદ આપી.

"છોકરા, તુંને કોણે શિખવ્યું?" જાંહગીરે હજી વિસ્મયતા બતાવી.

"મારા બેહસ્તી મુરબ્બીએ. તેવણ મને લાટિન શિખવવા પર ઘણી મેહનત લેતા હતા." રૂસ્તમ જાંહગીરના પાના ફેરવીને તેના લખેલા પાઠ જોતાં જોતાં બોલ્યો. "પણ અંહી બીજીબી એક ભૂલ છે, શેઠ. અંહી તમે તૃત્યા વિભક્તિમાં મુકયુંછ, પણ અહીં તો સંબોધન જોઇયેછ."

"ત્યારે તો એ ઠેકાણે તું ભુલેછ." જાંહગીરશાહ હવે રૂસ્તમ ઉપર જરા ચીહીરડાઇને બોલ્યો. "તું હવે છેકજ હોશ્યારી બતાવા જાયછ. પણ એ લેસન તો મારા બાવાએ શિખવેલુંછે તે ખોટું કેમ હોય? ને તારાજ કેહવાથી તે ખોટું પડશે કે? મારા બાવા લાટિનમાં ઘણા હોશ્યાર છે."

"હા જી. પણ તોબી અંહી સંબોધન જોઈએ અને તૃત્યા વિભક્તિ મુકીછ તે ભૂલ છે." રૂસ્તમે નમનતાઈ સાથે બોહસ લીધી.

"પણ હું નથી સુધારવાનો. હવે એ વાત માડી વાળ છોકરા." જાંહગીરે અખાડા કરાવ્યા. "મારા બાવાનું શિખવેલું ઉંધું વાળવાની વાત ના કર, પણ આગળ ચાલ. આ શું? આ કેઈ વિભક્તિ!"

રૂસ્તમ જાંહગીરને લખાવતો હતો તેટલામાં હોરમજશાહ શેઠ ફકીરાની ચીઠીનો જવાબ લખી લાવ્યા અને તે આપીને રૂસ્તમને એકદમ વિદાય કીધો.

"બાવા, બાવા, પેલો પોર્યો તો લાટીન જાણેછ?" રૂસ્તમના જવા પછી થોડેક વારે પોતાનો પાઠ પુરો કરી જાંહગીરશાહ પોતાના બાપ આગળ અચરતી બતાવવા લાગ્યો.

"કીયો પોર્યો?"

"આ પેલોજ તો. હમણા તમારાં કારખાનામાંથી ચીઠી લાવ્યો હતો તે. તમે લખવા ગયા પછી બાકીની વિભક્તીઓ એ છોકરાએ મને બતાવી."

હોરમજશાહ શેઠે લખેલું હાથમાં લઈ તપાસ્યું અને તે બરાબર હતું. તેવણ સ-

મળ્યા કે બીજાની મદદ વગર તેવણનો દીકરો એ વિભકિત કરી શકત નહી.

"પણ બાવા, વળી તે બોલ્યો કે તેના બેહસ્તી મુરબ્બીએ તેને લાટિન શિખવી હતી." જાંહગીરે વધુ હેવાલ કહ્યો, "કેવો છોકરો! બિચારો છેતો ઘાટીનાં કામપર અને તોપણ કેટલો હોશ્યાર! બોલવાનો મીઠાશ કેવો! પોતાના બાપને મુરબ્બી સિવા કેહતો નથી."

"જાંહગીર, તું બેઅદબ નાથા. એ ગરીબ છોકરો હાલ ઘાટીનાં કામપર છે, પણ તેથી તેને બીજા હલકા છોકરાઓના સરખો સમજવો નહી જોઇયે. જેમ તું તેમજ એ છોકરો પણ સારી રીતે ઉછરેલોછે."

"હશે ખરૂ. કેમકે બાવાજી તમે મને બેઅદબ કહોછો, અને મેં જોયું કે મારી પેરે ઉછરેલો આ છોકરો પણ મારા જેવોજ બેઅદબ છે." જાંહગીરે પોતાના બાપને તાનો માર્યો.

"વળી એટલી વારમાં એ બેઅદબબી થયો કે?" તેના બાપે પુછયું.

"હા. જુવોની આ તમારાં આપેલાં લેસનમાં પણ તેણે ભુલ કાહડી." જાંહાંગીર આગલો પાઠ દેખાડીને બોલ્યો. "એ કેહેછે અંહી સંબોધન વિભકિત જોઇયે."

"બરાબર છે." હોરમજશાહ તપાસી જોઇને બોલ્યા.

"પણ તમે મને તૃત્યા કહી હતી."

"મેં નહી કહી હોય. તારી સમજવામાં ભુલ હશે. કદાચ હું ભૂલ્યો હોઉં તો શું? પણ એ રૂસ્તમ ભૂલ્યો નથી."

"વાહ! ત્યારે તો એ તમારા જેટલો અથવા તમારા કરતાં હોશ્યાર હોવો જોઇયે." જાંહગીરશાહે ખુશી અને દયા બતાવી. "કેવા અફસોસની વાત છે કે આવો લાટિનમાં ભણેલો છોકરો તમારા ઉનના કારખાનામાં સબડવા પડયો."

"અફસોસ એટલોજ છે કે એ બિચારો એટલા નાનપણથી નોકરીમાં જોતરાયોછ. બાકી એ લાટિન ભણેલો છે તેથી મારા કારખાનાને એબ લાગતી નથી, તેમજ એ કારખાનામાં પડયોછ તેથી એના લાટિનને પણ એબ લાગતી નથી."

"કારખાનું એ કાંઇ મોટી આબરૂનું કામ ગણાય?"

"કાં નહી? જાંહગીર તું ભૂલેછ કે હુંબી એક કારખાનાવાળો છું."

"હા. પણ મનચેરજી શેઠ અને તેવણની મેહરબાઇ કેહછ કે કારખાનાવાળાની કાંઇ મોટી આબરૂ હોય નહી." જાંહગીરે પોતાની સતા બોલી કહી દીધી. "ડાકટર, વકીલ, બારિસટર, જડજ એવા ધંધામાં આબરૂ છે. શેઠ બાવાના દીકરાઓ પણ એમજ કેહછ."

"અગરજો મનચેરજી અને તેની મેહરબાઇ અથવા તેમના છકાવી મુકેલા છોકરાઓના ઘેલા ગાંડા વિચારો તું માનશે તો હું તુંને તેઓને ત્યાં જતો બંધ પાડીશ, જાંહગીર." હોરમજશાહ શેઠ ગંભીરાઇથી બોલ્યા. "એ લોકોની મૂર્ખાઇઓ તું એઓનેજ ત્યાં રેહવા દે. કારખાનાનો ધંધો હલકો છે, તેથીજ એ લોકોનો દીકરો ભીખાજી આપણાજ કારખાનામાં આવવાનો હશે?"

"ભીખુભાઇ આપણા કારખાનામાં આવે?" જાંહગીરે શક બતાવ્યો.

"હા આવશે. અને ત્યારે એજ મનચેરજી વકીલ અને એજ મેહરબાઇ એ ધંધાને હલકો નહી વિચારશે."

"પણ બાવા, કાલે રસતા ઉપર ભીખુભાઇએ જે છોકરાને સખત મારમારવાની મેં તમારી આગળ વાત કીધી કની તે તો બિચારો આ રૂસ્તમ હતો. મેં તેને અંહી જોયો ત્યારેજ ઓળખ્યો. રખે તે ભીઓ આપણાં કારખાનામાં બિચારા એ રૂસ્તમ સાથ મારામારી કરવાજ આવતો હોય?"

શેઠે જવાબ દીધો નહી.

---

## પ્રકરણ ૫૪ મું.

## પીરોજાની વર્ષગાંઠ.

વખત જતાં ગુલીને "સારૂં થયું." ઉપલી વાતને બીજા ચાર પાંચ મહીના વીતી ગયા પછીનો વખત લ્યો. રૂસ્તમ કારખાનામાં વધારે કામ કરવા શિખ્યો, એક ખાતાંમાંથી બીજાં ખાતાંમાં વધ્યો, તેથી તેનો પગાર વધ્યો. ગુલીની પણ આવક વધી. સોહરાબ નિશાળમાં સ્કાલરશિપ લાવતો થયો. એ સઘળાંથી ગુલીને નહી શું સારૂં થાય?

ભાડાંની આવક રૂ૩૦, રૂસ્તમનો પગાર રૂ૨૫, ગુલીની આવક રૂ૨૦, સોહરાબની સ્કાલરશિપ રૂ૫) મળીને ગુલીને ૮૦ રૂપિઆનો પગાર પડવા લાગ્યો. એમાંથી ૩૫ ભાડાંનાં જતાં ઘેર ખર્ચને માટે રૂ૪૫ ગુલીને નકી વધવા લાગ્યા. જ્યાં મહીને દહાડે રૂ૫) નીખી આશા નહી ત્યાં રૂ૪૫ તો દોલત થઈ. ગુલીનો બજારનો ખર્ચ રોજનો ૦ાા થી ૦ાાા રૂપિઆનો હતો, તેમ ગણતાંબી ગુલી થોડું બચાવી શકવાની હાલતમાં આવી.

બચાવાનું તો રહ્યું, પણ ઘેરમાં સુખતો થયું? બચ્ચાં વેવલાં વીણતાં તો બંધ પડયાં? તેઓ તદન ચીઠરે હાલ ફરતાં તે તો બંધ થયાં? તેઓ ડગલા ઉપર મોટાં મોટાં થીગડાં મારીને પેહરી ફરતાં હતાં, બુટમાંથી તેમના આંગળાં બાહેર નિકળી આવેલાં દેખાતાં હતાં, તેનો તો અટકાવ થયો!

સઘળું એક મહીનામાં તો થઈ શકેજ નહી. પણ દર મહીને થોડું થોડું કરતાં ઘણું સુખ સાચવી શકાયું. એક મહીને ચાદરો થઈ ચુકી હતી તે લીધી, તો બીજે મહીને છોકરાંના બદિયાનો ફાટીને ચાક ચાક થયાં હતાં તેને માટે છીટ લીધી. એક મહીને ચોખા ભર્યા, તો બીજે મહીને ઘી અને બતાસા ભર્યા. એમ કરીને ગુલી ગરીબે પોતાના ગરીબ ઘેરની ઘણી કળ વાળી.

હજી ગુલી રેસમ અને મખમલમાં મઝા મારવા જેટલી માતબર થઈ નહી હતી. બિચારી પોતે હજી સુતરાઉ સાડી અને સુતરાઉ ઇજાર પેહરતી હતી. બિછાનાની કુરતની, જેને માટે માકી ડાસાં ઘેર જોવા આવ્યાં ત્યારથી ધ્યાન ખેંચાયું હતું, તે સુખ હજી ગુલી પોતાનાં બચ્ચાંને પુરૂં પાડી શકી નહી હતી; તોપણ આગલી હાલત સાથ સરખાવતાં ગુલી ઘણી સુખી હતી.

અને એ સઘળો સુધારો એક વર્ષમાં થયો. જે દિને મનચેરજી શેઠના દીકરાઓએ ગુલીના દીકરાઓને સતાવ્યા તે દિને આપણે ઉનાળો જોયો હતો. ત્યાર પછી હમણા આપણે ચાર પાંચ મહીનાની વાત કરીયે છીયે, એટલે કે નજદીક અકટોબર મહીના ઉપર, શિયાળાની શરૂઆત ઉપર આપણ આવ્યા છીયે.

બેહેસ્તી ગાંધીની વરશી વીતી ગઇછ. ડાસલાં તેની અગાઉનાં ગયાંછ. એ સઘળાં તિર્થો ગુલીએ કેવી રીતે પાળ્યાં? તેણે ડાસલાં માંડયાં કે? વરશીના ખાના પીના કીધાં કે? દીસીને દહાડે ચપટાં અને ખરા "દહાડાને દહાડે" મીઠાઈ કીધી કે? નાનિયા જમાડયા કે? અને ઘણાક ભોજનો મોહલે મોહલે વેહચ્યાં અને ઘેરે ઘેર રખડાવ્યાં કે?

નહી. ગુલીએ ડાસલાંના દસ દહાડા પોતાને હાથે ચોખું રાંધી તથા થોડી માગજ મંગાવીને બપોર રાત બેહસ્તીની નૈયતે સોબાન મુકયું હતું તેજ. વરશી ઉપર પણ તેટલુંજ. વાંચનાર પુછશે કે ગુલી પાસે હતું શું કે કરે? પણ જે લોકો ગોરાણીઓ અને અંધયારૂઓને તદન ચોખાં ગણેછે અને તેમને પૈસા આપીને ભાડુતી ક્રિયા કરાવવામાં પોતાને યા પોતાના રવાનને બેહસ્ત મળતું માનેછે તે લોકો પાસે પૈસા હોયતો

શું અને નહી હોય તો શું? બેહુ સરખા. જેઓ, પૈસા નથી હોતા તેઓ કરજ કરીને એ વેહમો પાળેછ.

ગુલીએ તેમ નહી કીધું તે ફકત ગરીબાઇને લીધેજ નહી. તે જાણતી હતી કે એ સઘળા વેહમો છે. તે જાણતી હતી કે આ વેહમી ક્રિયાઓ ઉપર તેના બેહસ્તી ખાવિંદને પોતાને કશો વિશ્વાસ નહી હતો. તે સમજતી હતી કે આ બાહુતી ક્રિયાઓ પછવાડે ખર્ચ કીધાથી બેહસતીનું રવાન ખુશી થવાને બદલે ઓર દિલગીર થશે. "બેહસ્તી તરફ મારી ખરી ફરજ બજાવવાનીતો, માય, એટલીજ કે તેના બાપ વગરનાં બચ્ચાંઓને સારી પેઠે પાળવાં, ઉછેરવાં અને કેળવવાં." ગુલીએ માકીડાસાં આગળ પોતાનો બચાવ કીધો હતો.

પણ વખત જતાં એક ખર્ચ ગુલીને જરૂરનો લાગ્યો, અને તે ઘેરમાં એક કામ કરનારા માણસનો ખર્ચ હતો. ગુલીને હમણાતો મહિને દાહડે ૮૦ રૂપીઆ મળેછે, પણ જ્યારથી તેને માત્ર ૫૦—૫૫ રૂપીઆ મળતા થયા ત્યારથી પોતાની મા ઝાડુ કાહાડવા અને બીજાં હલકાં કામોમાં રોકાતી તેમાંથી તેને છોડવવાની તેના છોકરાઓ આંહસ કરતા હતા. જોકે દીકરાઓ પોતે પોતાની માના આ સઘળાં હલકાં કામમાં ભાગ લેતા હતા, તોપણ પોતાની માને એક ભંગીયણ કે પરવારીનુ જરાખી કામ કરવું પડે તે તેના દીકરાઓ જરાખી સાંખી શકતા નહી હતા.

પેહલાંતો ગુલીએ આ તકરાર માની નહી, પણ પછી વખત જતાં તેને ૩૪ ના પગારપર એક કામ કરનારો પોસ્રો રાખવાની ફરજ પડી, તે પોતાના દીકરાઓની ખાતરજ. ગુલી જોતી હતી કે તેના દીકરાઓ ઘેરનાં વહિત્રાંમાં જેટલા રોકાતા તેટલા તેઓનો શિખવાનો વખત ચોરાતો હતો. અમલ કરીને રૂસ્તમને શિખવાની ફુરસદ આપવી જોઇયે, કેમકે તે આ વર્ષે માત્રિકયુલેશનમાં જવાનો હતો, અને તેને માટે જેમ વખત પાસે આવ્યો હતો તેમ તે ઘણી મેહનત કરતો હતો. તેથી પોતાની ખાતર કરતાં બચ્ચાંઓની ખાતર ગુલીએ ફકીરાને ગામથી આવેલા ભીખિઆ નામના લાલિયાના પોસ્રાને પોતાની ચાકરીમાં રાખ્યો.

સઘળાં હલકાં કામથી પરવાર મળવાને લીધે ગુલીના દીકરાઓને અભ્યાસનો વધુ વખત મલ્યો, એટલુંજ નહી પણ ગુલીને પોતાને પરવાર મળી. સાંજ સાંજના તે પોતાના કંપાઊંડમાં ફરતી થઈ, અને વળી એ સઘળો વખત પોતાનું ગુંથવાનું કામ કર્યા કરતી; એટલે પોસ્રાના ૩૪ ના પગાર કરતાં ગુલીને વધતી આવકથી બદલો મળી રહ્યો.

એક સાંજે, પીરોજાની વર્ષ ગાંઠનીજ સાંજે, ગુલી પોતાના દરવાજા ઉપર જીવી સાથે વાત કરતી ઉભેલી હતી, તેટલાં અચચુચ હોરમજશાહ શેઠ પાસે આવી લાગ્યા. બીહીકણ જીવી તો નહાસી ગઈ, પણ ગુલીને તેમ કરવું ઠીક લાગ્યું નહી. ઘટતી મર્યાદાથી શેઠની નજરથી દૂર જવાત તો કદાચ ગુલી તેવણનાં માનને માટે ખીસતી જાત; પણ તેવણને સામું અપમાન લગાડયા વગર અને પોતાનામાં નાલાયક બીહીકણપણું બતાવ્યા વગર ગુલીથી ખીસાય એમ નહી હતું, માટે તે દરવાજા ઉપરજ ઉભી રહી. ગુલી કાંઈ ગુનાહ કરતી નહી હતી અને હોરમજશાહ શેઠ કાંઈ મારવાના નહી હતા.

"કેમ છો ગુલબાઈ?" હોરમજશાહ શેઠ પાસે આવતાંજ ગુલીએ તેને ડાકું નમાવી આવકાર દીધાથી શેઠે તેની ખબર પુછી. "કેમ છો? બચ્ચાં કેમ છે? સહુ સારી પેઠે છે!"

"હાજી. તમારી કુવાથી અને તમારી મેહરબાનીથી અમે સુખી છીયેજી." હોરમજશાહ શેઠ જરા ઉભા રહ્યા. તેવણને

ગુલીએ વાત કરાવી. "જી, આજે રૂસ્તમ પાસે મેં ભાડું મોકલાવ્યું તે પુગ્યું?"

"હા પુગ્યું બેહન. પણ ઉતાવળ શી હતી?"

"મહીને મહીને ચહડે ચહડ્યું આપવાનો મેં ધારો રાખ્યોછજી. પણ તમોને દર મહીને તસદી પડેછ તેથી દલગીર છું અને માફ માગુછ. મારે ભાડું પાધરેપાધરું મનચેરજી શેઠને ભરી દેવું જોઇયે; પણ તેવણ સાથ કશું કામ પાડતાં મારૂં દિલ દુખાયછ, માટે તમોને તસદી આપુછ તેટલી માફ કરશો."

"ફિકર નહી. તમારા સગા મનચેરજીને બદલે મારી ઉપર મોકલશો તોબી ચાલશે. પણ એટલું યાદ રાખજો, ગુલબાઈ, કે હું કાંઈ તમારા ભાડાં વગર બેસી રહ્યો નથી, અને તમોને અગવડ બમીને એટલાં ચોકસ થવાની કાંઈ અગત નથી."

આમ છુટ આપી હોરમજશાહ શેઠ ચાલી જતા હતા, પણ ગુલીના એક સવાલથી તેવણ પાછા ઉભા રહ્યા.

"જી મારો રૂસ્તમ કેમ ચાલેછ? સાહેબ એ છોકરાથી રાજીતો છોની?"

"ઘણોજ રાજી, ગુલબાઈ. હું કાંઈ મારા માણસોનું દરરોજનુ કામ તપાસી શકતો નથી, પણ ફકીરો બરાબર તપાસ રાખેછ અને તે મને કેહછ કે તમારો રૂસ્તમ મજાનો ચાલેછ. મને એના ઉપર ઘણો વિશ્વાસ છે."

"મારો દીકરો કદી તમો સાહેબનો વિશ્વાસઘાત કરશે નહી." ગુલીએ મગરૂરીથી જવાબ દીધો. "રૂસ્તમને કારખાનાનું કામ હવે ઘણું ગમેછ."

"હવે, એટલે? શું પેહલાં નહી ગમતુ તું?"

"જરા એમજ હતુંજી. બિચારો કારખાનાની મજુરીથી કંટાળીને ઘણો દુઃખી અને નાસિપાસ થતો હતો. ક્યાં માત્રિક્યુલેશન અને ક્યાં મજુરી? ક્યાં યુનીવર્સિટીની પદવી અને ક્યાં ઘાટીના પોર્યાનું કામ? મારો રૂસ્તમ પોતાની જીંદગીમાં આ ફેરફારથી ઘણો મુંજાતો હતો અને માન ભરેલા ધંધાઓ ઉપર દુનિયામાં વધવાની પોતાની ઉમેદો તુટી જવાથી બિચારો કચવાતો હતો, તે હમણા હમણાજ દુઃખ ભૂલવા લાગ્યોછજી."

"પણ એણે અભ્યાસતો ચાલુ રાખ્યોછની?" શેઠે પોતાની ખાતરી કરવા માગી.

"હાજી. પોતાની બધી ફુરસદ અભ્યાસમાંજ રોકેછ."

"એ આ વર્ષ માત્રિકયુલેશનમાં જવાનો છે?"

"હા સાહેબ. પણ મને ભય લાગેછ કે સખત મેહનતથી એ રખે સીક થઈ જાય."

"એટલો સખત અભ્યાસ કરવા ના દેવો, ગુલબાઈ. તમારો દીકરો જાતેજ હોશ્યાર છે. માત્રિકયુલેશન કરતાં તો વધારે જાણેછ, માટે એ મેહનત વગર પાસ થશે."

"તે કેમ કેહવાઈ શકાયજી? અગરજો બિચારાને દિવસમાં કારખાનાની મજુરી નહી હોય તો અભ્યાસ કરવાની ફુરસદ મળે અને થોડી મેહનતે એ પાસ થાય. પણ કારખાનાની મેહનત માથે પડયાથી અભ્યાસની મેહનત તેને બમણી થાકવી નાખેછ."

"તે છતાં હું કહુંછ ગુલબાઈ કે તમારો દીકરો પાસ થશે." હોરમજશાહ શેઠ જતાં જતાં ધીરજ આપી ગયા. "જે બચ્ચાં પોતાની મેહનત ઉપર આધાર રાખેછ, પોતાની મેળે શીખેછ, અને પોતે પોતાનો રસતો શોધી કાહડેછ તે બચ્ચાં આવતા વખતને માટે આશા આપનારાં હોયછ. તમે તમારા દીકરાઓને એવીજ રીતે ઉછેરોછ અને યાદ રાખજો કે એ તમારા દીકરાઓ દુનિયાંમાં દીપી નીકળશે. તમે બચ્ચાંનું સુખ જોશો, અને તમારાં ફરજંદોજ તમારો દહાડો વાળી આપશે.

રાત્રે ગુલી સઘળાં છોકરાંઓ સાથ જમવા બેઠેલી હતી તેવામાં અચબુચ કોઈના પગલાં સંભળાયાં. તે કોઈ નહી પણ ભલો પડોશી ફકીરો હતો. તે હોરમજશાહ શેઠ તરફથી ખુશ ખબર લાવ્યો હતો.

"બેહી રેહ, બેહી રેહ, જમ્યા કર" રૂસ્તમ જમતો જમતો ઉઠવા જતો હતો તેને અટકાવીને ફ્રીરી બોલ્યો, "હું તમારે માટે વધાઈની ખબર લાયવોચ્છું. ગુલીબાઇ, આજે તુંને હોરમજ્જહા હેટ હાતે તારા રૂહતમ હારૂં કાંઈ વાત થયલી બેહન ?"

"હાજી."

"ત્યારે એ ઉપરથી હેટે મને કેહવા મોકલેલો કે રૂહતમ આ વરહ પેલી પરખ્યામાં જવાનોની ? કેઈ પરીખ્યા ? માતરી, માતરીકુ, હું ? મને તો નામ નહી આવડેલું—"

"માઠરીકયુલેકણ" પીરોજાએ તોતરી બોલીમાં યાદ આપી.

"હઉવે, તે પરીખ્યાને હારૂં રૂહતમ તૈયારી કરતો દેખું, તેથી હોરમજ્જહા હેટે કેહવડાવેલું કે એણે પરીખ્યાને એક મહીનો રહેલો દેખું ત્યાંહુધી કારખાનામાં અડધોજ દહાડો આવવું અને અડધો દહાડો ઘેર રહીને હારીપેઠે હિખવાની તૈયારી કરવી. પગાર જેમનો તેમજ ચાલહે."

આહા ! રૂસ્તમનેજ માટે નહી પણ બીજાં સર્વને માટે આ કેવી ખુશ ખબર ? ગુલીએ હોરમજશાહ શેઠને દુવા દીધી અને સર્વે બચ્ચાંએ ખુશાલીનો હુરરે કીધો.

આજે પીરોજાની વર્ષગાંઠ હતી, અને તે દિવસ ખરેખર મુબારક થયો.

---

## પ્રકરણ ૫૫ મું.

## માસીદાસીની ફિકર.

પીરોજાની વર્ષગાંઠ ઘેરનાં કરતાં ઘેરની બાહાર વધારે ગુજરી હતી. "ઘેર" તે અંહી કુટુંબ-મંડળ જાણવું—"ઘેરની બાહેર" એટલે બીજાં ઘેરમાં નહી, પણ પોતાની મા અને પોતાના ભાઇઓના કુટુંબમંડળથી હેલાયદી પીરોજાએ વર્ષગાંઠ પાળી હતી.

તે ક્યાં ? એજ ઘેરમાં, પણ માકીડાસાંના માળા ઉપર. પીરોજાતો બસ માકીડાસાં અને તેવણની માસીદાસી સાથ એટલી પલોટાઈ ગઈ હતી કે તેનું ખાવું પીવું, ઉઠવું બેસવું અને છેલે સુવાનું પણ ત્યાંજ હતું. માકીડાસાંને પીરોજા વગર ચાલતું નહીં હતું, અને માસીદાસી પણ પીરોજાને પોતાનાં બચ્ચાંની પેઠે ચાહવા લાગી હતી.

વર્ષગાંઠની બીજે દહાડે સાંજે ગુલીના દીકરાઓ સ્કુલમાંથી આવવાના હતા, માકીડાસાં પીરોજાને લઈને માળા ઉપરની ગ્યાલરીની હવા ઘેરતાં હતાં, અને ગુલી પોતાનાં દિવાનખાનામાં એકલી ગુંથવા બેઠેલી હતી, તેવામાં માસીદાસી "ગુલી, ગુલી, ક્યાં છે ?" કરીને હાંક મારતી આવી અને ગુલીની સામે એક ભાગેલી પીઠની ખુરસી ઉપર જોરથી બેસી ગઈ.

ગુલી સમજી ગઈ કે માસીદાસી કાંઈ ખુશ મિજાજમાં નહી હતી. પણ તે હસતી કદાચજ હતી, અને હમેશાની બળિયલ હતી, એટલે તેનું દુઃખ ખરૂં હતું કે ખોટું તે ગુલી સમજી શકી નહી. તે એટલુંજ જાણતી હતી કે માસી હંમેશ સહરાગાત કરી કાગનો વાઘ બનાવતી હતી.

"આવો માય શું છે ? વળી માથાંના માંગતાંને કોણે કુહુરવ્યાં, માસી." ગુલીએ નમનતાઈ સાથ પુછયું.

"મુઈ માસી ! રોગ જાણેરે ! હુંતો હવે કંટાળી ગઈ ? મુવું એક દુઃખ હોયતો એકજ કહીને રહીયે. સાત પાંચની લાકડી ને એકનો ભાર તેમાંની વાત છે."

"પણ વળી શું છે માસી ? જરા સમજણતો પાડો."

"મરરે ! બલા જાણેરે ? મુવું બધાંનું હેત મનેજ કાં લાગતું હશે ? એવું જાણતે તો થોડા દહાડાને વાસ્તે હું માયાજ નહી લગાડતે.

પણ હું શું જાણું કે એમ થવાનું છે?"

"શું થવાનું છે માસી? જરા સમજતો પાડો." ગુલી આ ભેદ ભરેલા બોલ્યાનો કશો અર્થ સમજી શકી નહી. "તમે કોણને વાસતે બોલોછ, માસી?"

"કોણ વળી? આ તારી દીકરી પીરોજા."

"તેને શું છે? તેણે વળી તમુને કુરુ-રચ્યાં કે માસી? હું કહુંછની કે તેને તમે ઘણો લાહરો આપોછ અને લાડ લડાવીને બિગાડોછ."

"લાડની લડાવતી મરે? ને બગાડતાં દોજખમાં જાય. આવ બલા પકડા ગલા, તેમ ગુલી તું બિચારાં બચ્ચાંને ગળે શું પડેછ? હું તેનો વાંક બાંક કાહાડુંછ કે?"

"પણ તમે તેને વાસતે કંટાળી બોલોછ તે?"

"કંટાળતી નથી, પણ બળાપાની મારી બોલુંછ. કેવી મજેની દીકરી ને તું તેનાથી કેવી નભરવસ બેઠીછ? તું કાંઈ જાણેછ? પીરોજાને શું છે તે તું સમજેછ!"

"શું છે? શું છે?"

"સામબુ મને પુછેછ? વળી હુંજ મુવેલી જાણતી હોતે તો તુંને પુછતેબી? હું નથી જાણતી તેથી તો પુછુંછ કે એ બિચારીને શું થયુંછ?"

"કાંઈ નહી. એ તો સારીપેઠે છે."

"સારીપએ છે? હં, સારીપએ છે?" માસીદાસી ચેષ્ટા કરવા લાગી. "મરેરે? ખોદાયજીએ આંખ નહી આપેલી હોય તો તેમ કહીયે, પણ છતી આંખે તમે લોકો દુશમન આંધળાં જેવાં થઇને ફરો ત્યારે હું તે શું કરૂં? તુંને નથી દેખાતું ને બાઈ-નેબી નથી દેખાતું, પણ હું કહુંછ કે પીરોજા સારીપેઠે નથી. એ મરી જવાની."

"અરે નહી રે વિલર? મારી દીકરીને એમ ના બોલ." ગુલી ગભરાટમાં બોલી ઉઠી.

"વાય વાય? જરા મોહડું સંભાળીને બોલ, ગુલી." વિલરને અપમાન લાગ્યું. "વીલર કોણ? વીરબાઈજી નહી કેહવાતું કે?"

"હું માફ માગુંછ. બાઈ વારેઘડીયે તમોને વિલર વિલર કેહછ તે ઉપરથી મારીથી પણ તેમ બોલાઈ ગયું."

"બાઈ તે બાઈ ને બીજાં તે બીજાં. હું શું કાંઈ હલકી ચાકરડી બાકરડી છું કે બધાં મને વિલર વિલર કેહ? હવે ફરીથી એમ ના કેહતી. પણ, મરેરે! મારી ગડબડમાં બિચારી પીરોજાની વાત વીસરી ગઈ. જો હું તુંને ચેતવણી આપવા આવીછ કે એના ચેન ચાળા સારા નથી. એના ગાલ જરાજરામાં લાલ થઈ આવેછ, હાથની હથેલી ગરમની ગરમ રેહછ, ને એ બચ્ચું સુઈ સુઈ રેહછ, તે ઠીક નથી."

"એ તો ગરમીથી હોય માસી. અકટોબર મહિનાની ગરમી એવીજ હોય."

"લે. વળી આ ડાહી ડાકણ નિકળી આવી! અકલ હુતી તેટલી ખરચી દીધી! સુઈ બધામાંજ ગરમીનું કારણ? બીજું કાંઈ આવડે નહી ત્યારે ગરમીને બદનામ કરે? જા જા નાદાન, જરા હોશ્યારી રાખ. હું કહુંછ કે તારૂં બચ્ચું લાંબા દાહાડા નહી જીવશે."

ગુલીને આ વાતથી હેભત પડી. તેનો દમ બંધાઇ જતો હોય એમ તેને લાગ્યું.

"જોતી નથી ગુલી? રાતના એના કપાલપર પતલો પરસેવ પડેછ?" માસી દાસીએ આ બીહીવડાવનારી ખબર ચાલુ રાખી. "પીરોજાની ખાંસી વળી ખરાબ છે. એનો સંચો કાંઈ પણ બિગડલો છે ખરો."

"તબી શરદીથીજ છે. તમે માનો માસી." ગુલીએ કાંઈ પણ ખરાબી માનવાની આનાકાનીમાં હજી પણ સારોજ વિચાર બાંધ્યો. "છેલા વરાવાને દાહાડે ફરારાની રતની મારી પીરોજાને આપણાં પછવાડેના ખેત્રમાં ફરવા લઈ ગઈ હતી, ત્યાં બેહુ જણીઓ વર્શાદમાં ભીંજાઈ અને ત્યારથી પીરોજાને સેજ ખાસી થઈછ, તે શરદીનીજછે."

"ગમે તે હોય, પણ મને મારો શક છે, તે ડાકટરને દેખાડયા વગર દુર થવાનો નથી." માસીદાસીની ખાતરી થઇ નહી.

"હું ફરીથી ચરનીવાડી જવશ ત્યારે એ છોકરીને મારી સાથે લઈ જવશ, અને કાવશજી ડાકટરને દેખાડશ. કાવશજી ડાકટર કેહેશે કે એ મારી દીકરીને કાંઈ નથી તોજ હું માનશ, ને જો કાવશજી એટું કેહશે તો હું એ ડાકટરની મમાઈ બપાઇનો જીવ લેવશ."

"વારૂ જરા પીરોજાને હેડેતો મોકલો હું જોવું" ગુલીએ અરજ કીધી. "એને જરા સીવવાનું કામ આપીને મારી પાસે બેસાડીશ તો એની સુસ્તી દૂર થશે."

"નહી મોકલાવાય. હમણા નહી મોકલવાય." પીરોજાને કાંઇ પણ કામ સોંપવાનો ખ્યાલજ માસીદાસીએ ધિક્કારી કાહાડયો. "વાય વાય! કોઈ આવીબી નાતરસ મા હોશે કે આજારી બચ્ચાંને સીવવા બેસાડે?"

"આજારી હોય તો કે?" ગુલીએ તકરાર લીધી. "અને તે કરતાં એ કાંઇ સીવવાનું કે? અમસથા જરા રૂમાલ દોરાટી આપે તો એનું મન વેરાય."

"નહી. બપોરના દાલમાં મરધી ને બદામદરાખનું ધાન બાઇએ રંધાવ્યું તે ખાધુંછે. ને હમણાં સાંજે ચાહે સાથ કરકરિયાં ખાધાંછ—"

"તમે એમ ખવાડી ખવાડીને તેને આળસુ કરી નાખોછ, ને પછી ફરિયાદ કરોછ કે એ આજારી છે."

"ખવાડતી ધરેરે! શું મોટું ખવાડયું? એની કાયનાત પ્રમાણે એણે ખાધું. મરધીની એક કરચ ને ધાનના ચાર પાંચ તનના ચંચેરીને છઠી ગેઈ. ને ચાહેની સાથે એક કરકરિયું ખાધું તેમાં શું મોટી ધાડ મારી?"

"પણ ત્યારે હેડે મોકલવાને અડચણ શું?"

"બાઇ પોતેજ એને હમણા આવવા નહી દેશે. ખાઈપીને બાઈ કોચપર લેટયાંછ ને પીરોજાને પોતાની સાંએ ખુરસીપર લેટાડીછ. તો એવણ વાત કોણ સાથ કરે? પણ પીરોજા પોતે લેટવાને ખુશી રેહછ તે પરથી હું કહુંછ કે એ સારી નિશાની નથી. જ્યારે બચ્ચાં તનદરોસ્ત હોયછ ત્યારે તેઓના પગ જમીનપર એક ધડીબી ઠરતા નથી. તેઓ જમવા સિવાય બેસવા માંગતાંજ નથી, અને જમતી વખતબી હોલ્યાં ઉભાં ઉભાં જમવાનાં એવાં તેઓ ચપલ હોયછ. જ્યારે તેઓ આજારી હોય ત્યારેજ તેઓ સુઈ રેહછ અને આરાઓરા લેયછ."

માટે ગુલીએ હમણા તો પીરોજાને તેના માળા ઉપરના સુખમાંજ રેહવા દીધી, અને રૂમાલને ટેભો ભરવા તથા દોરાટી આપવા માગતી હતી તે કામ તે બચ્ચાંને બદલે માસીદાસીએ બોહસ કરીને, સમસોગંદ ખાઇને બજાવી આપ્યું.

પીરોજા નાની હતી, તેની કાયનાત પ્રમાણે તેને પણ ગુલીએ થોડું થોડું શિખવવા માડયુ હતું, અને તે મુજબ આ બાળક ગુજરાતી બે ચોપડી વાંચી જાણતી હતી, સીવવામાં દોરાટવાનુ કામ જાણતી હતી, મધુર ગીત ગાતી હતી, અને ઈંગ્રેજી બોલો પોતાની મા તથા ભાઇઓને વાત કરતાં સાંભળીને શિખી ગઇ હતી.

---

## પ્રકરણ ૫૬ મું.

## કપટાન સોહરાબ.

નાની પીરોજા ગુલીનાં બધાં બચ્ચાંઓમાં સર્વેથી હોશ્યાર હતી, તેવાં એક બાળક વિષે માસીદાસીએ આપેલી ધાસ્તીથી ગુલીને ઘણી ફિકર લાગી. સાંજના દીવાના વખત સુધી તે આ ફિકરમાં ને ફિકરમાં અફસોસ કરતી, પોતાના દુખી કિસમતને બદનામ કરતી અને મરણ પામીને વધારે સુખી થયલા પોતાના ધણીને યાદ કરતી બેસી રહી હતી.

સોહરાબ અને બરજો સ્કુલેથી આવ્યા પછી ગુલી આ અંદેશામાંથી ફારગ થઈ. છોકરાઓ રોજના સરેસતા કરતાં આજે

વધારે ગડબડ કરતા આવ્યા હતા, અને તેઓના આવાજથી ગુલી ગોયા જાગી ઉઠી હોય તેમ દીવા કરવા અને દીકરાઓની આ કરવા ગઈ.

સોહરાબ આજે "કપટાન" ની પદવી લઈ આવ્યો તેની આ સર્વ ગડબડ હતી. બેહુ ભાઈઓ નિશાળેથી હર્ષ પામતા અને તેથી ગડબડ કરતા આવ્યા હતા.

પાદરીઓની જે સ્કુલમાં આ છોકરાઓ શિખવા જતા હતા, તેમાં વર્ષો વર્ષ ક્રીકેટની એક માટચ રમાતી હતી, તે માટચમાં જે છોકરો સહુથી વધતા "રણ" એટલે કે દોડવાના ફેરા કરે તેને કેપટન કેહેતા, અને તેને ચોકસ રકમનુ એક ઈનામ મળતું હતું.

એ ઈનામ આખી નિશાળમાં એક નાના ઉઘરાણાથી ભરાતું હતું, અને તેમાં ૭૫ થી ૧૦૦ રૂપિઆની રકમ થતી. તે ઈનામની એક "પર્સ" જીતનારા છોકરાને મળતી, અને આવતે વર્ષ બીજી માટચ રમાય તથા બીજો જીતનારો કેપટન થાય ત્યાં સુધી એ જીતનાર આખું વર્ષસુધી ક્રીકેટના કલાસનો કેપટન ગણાતો હતો. ૫) મા અને ૬ ઠા સ્ટાનડર્ડના છોકરાઓ વચેજ આ સરત રમાતી હતી. ૭ મો સ્ટાનડર્ડ માત્રિકયુલેશનનો હતો, માટે એ ધોરણના છોકરાઓ અભ્યાસમાં વધુ રોકાતા તેમને રોકાવા દઈ બાકીના બે ચહડતાં ધોરણના વિદ્યારથીઓ વચે આ વર્ષો વર્ષની શરત રમાતી હતી.

આ વર્ષના ઉઘરાણામાં નિશાળિયા દાખલ મનચેરજી "શેઠ" ના દીકરાઓએ સરેસતા કરતાં મોટી રકમ ભરી હતી. તેઓ "શેઠિયા" ના દીકરામાં ખપતા એટલે વડાઇને માટે તેમની મા તેમના બાપ પાસે વધુ રકમ ભરાવતી. પણ આ વર્ષ વળી ભીખુભાઈ અને વીકાભાઇએ માને સમજાવી હતી કે અમે બે ભાઇઓ ક્રીકેટમાં સર્વેથી હોશ્યાર છીયે માટે અમે બેમાંનો એક કેપટન થઈશું. "ત્યારે તો આપણે જેટલા રૂપિઆ ભરશું તેટલા આપણાજ ઘેરમાં પાછા આવશે." એવી લાલચ ઉપર મેહરબાઇએ પોતાના વરને સમજાવીને બેહુ દીકરાઓને નામે દસ દસ રૂપિઆ ભરાવ્યા હતા.

આ વર્ષની શરતમાં ઈનામની મોટી રકમને લીધે આખી નિશાળને ઉલટ ઘણી હતી. ભીખુભાઈ અને વીકાભાઈ ભારી ઉલટથી રમ્યા અને પોતે જીતશે એમ પોતાના ગોઠિયાઓ વચે આગમચથી શરત બકી ચુક્યા હતા. પણ ભીખુભાઈના તો માત્ર ૧૦ "રન" થયા એટલામાં દડો જીલાઈ જવાથી "આઉટ" થયા. વીકો ઘણીવાર સુધી ટકયો અને જ્યારે તેના ૨૫ "રન" થયા ત્યારે તે જીતશે એમ ઘણાઓને લાગ્યું. પણ નહી; નસીબે ગુલીના ગરીબ દીકરાને યારી આપી. સોહરાબે ૩૫ રન કીધા અને તે સર્વેથી વધતા હોવાથી સોહરાબ કેપટન થયો અને ઈનામ તેને મળ્યું.

શિક્ષકો, જેઓનાં ઉપરીપણાં હેઠલ આ માટચ રમાતી હતી, તેઓમાંના વડાએ જ્યારે કેપટન સોહરાબના હાથમાં રૂ૧૦૦ ની થેલી મુકી, ત્યારે શાબાસી અને મુબારકબાદીના તેણે કહેલા વચનોને ભેગી મળેલી નિશાળે ખુશાલીની જોસ ભર તાળીથી ટેકો આપ્યો. આ ખુશાલીમાં માત્ર બેજ જણ સામેલ નહી હતા, તે બળાપાની આગથી બળીને રાખ થનારા કોણ તે તો વાંચનાર જાણેછ.

"ભીખારી તે ભીખારીજ! જુઓની વેહેલો વેહલો હાથ કેવો ઓળવા દોડયો! ઘેરમાં વાંસ ફરેતો હાંલ્લું નહી જડે તેના હાથમાં ૧૦૦ રૂપિઆ!" સોહરાબ ઈનામ લેવા ગયો ત્યારે ભીખાભાઇ બળતરા કાહાડવા લાગ્યા. "શું જમાનો આવ્યોછ! ભલા ભલાઓ જ્યાં પછાત રેહછ ત્યાં ચીથડિયા કંગાલોને છક્કાં પડેછ."

"એ કેવા નીચ વર્ણના કંગાલો છે તે હેડ માસ્ટરને કેહવું જોઇતું હતું." વીકાભાઇએ પોતાની અકલ ચલાવી. "આવો ચીથડિયો ભીખારી આખું વર્ષ કેપટન થાય એ તો આખી સ્કુલને અપમાન છે."

"શું એ છોકરા એટલાબધા ગરીબ છે?" એક નવા નિશાળિયાએ અચરતીથી પુછયું. "એ ગુમાસ્તા ભાઇઓ રેહછ ક્યાં?"

"મેહમના અગર પછવાડેની ગલીમાં." ભીખાભાઇને આ સવાલથી પોતાની નિંદા ચલાવવાને જોગવાઈ મળી. "છાવાઓ ઘેરમાં કચરો વાળેછ ને પાણી ભરેછ જો! ઘેરમાં એક ચાકર નહી મળે. જ્યારે જોઇયે ત્યારે પગે રખડતા, ગાડીમાં બેસવાના પૈસા હોયતો ગાડી ઘોડે ફરે કે? ને તેવો ચીથડિયો તે આપણો કેપટન!"

"ને છાવાની મા એટલી ભુખે મરતી છે કે ભાડું ચહડાવ્યું તે આપેજ નહી, પણ અંતે જ્યારે મારા શેઠ બાવાએ ટાંચ મુકી ત્યારે ભીખ માગીને કેટલે મહીને જેમ તેમ પૈસા લાવી ભાડું ચુકવ્યું." વીકાભાઇ ભીખાભાઇને મળતા થયા. "ને વળી આપણા એ કેપટનનો વડો ભાઇ, તે કોણ છે? હોરમજશાહના કારખાનામાં કામન બોય!"

સ્કુલમાંથી "શેઠ બાવા" ના આ "નાન્લા શેઠો" ને ઘેર લઇ જવા માટે સરેસતા પ્રમાણે ગાડી આવી હતી. આજે "મારા ભીખુભાઈ કપટાન થવાનાછે" એવી હોંશમાં ને હોંશમાં મેહરબાઈ એ બામખા પોતાના દીકરાઓને માટે પોતાની સરસમાં સરસ બે ઘોડાની ચારટ મોકલી હતી. પણ "નાન્લા શેઠો" ગાડી પાછી વાળી ચાલતા ગયા. શું તેઓ પોતાની આજની નામોશી ભરેલી હારને લીધે ગાડીમાં બેસવાને લજવાયા? નહી. તેઓની મતલબ જુદીજ હતી.

ગુલીના ભાગ્યશાળી દીકરાઓને આજે રસતામાં ઘેરવા, તેમને છેડવા, બનેતો તેમને ધીપવા, વધારે જોગવાઇ બને તો તેમનુ ઈનામ લુટી લેવાડવાની તેમની મતલબ હતી. તેઓ દાદરનું સ્ટેશન મુકી માહીમના અગરવાળાં પેહલાંજ પીઠાંની પછવાડેની ગલીમાં એક ઝાડના ઓથા તળે પોતાના બે ભાડુતી સાથીઓને લઈને સંતાઈ રહ્યા હતા.

પણ તેઓ નાસિપાસ થયા. સોહરાબની આજની ફતેહની ખુશાલીમાં ઘણાક છોકરાઓ સોહરાબ તથા બરજોની સાથે તેને ઘેર વેર મુકવા આવ્યા હતા. માટે ભીખુભાઈ અને વીકાભાઈનું કાંઈ વળ્યું નહી. તેઓએ માત્ર પછવાડેથી છુપાઇને "પેં! પુ!" "કોઠા બાપ," "લેવડી" એમ બોચ માત્ર પાડી. "બાપના જનમમાં ૧૦૦ રૂપિઆ જોયાતા કે?"—"સંભાલજો, માયજીને હડકવા નહી થાય!"—"૧૦૦ રૂપિઆનું શું કરશો?"—"કપડાં સીવરાવજો!"—"ચાકર રાખજો!"—"હાથે ઝાડુ ના કાહાડતો!"—"પાણી ના ભરતો!"—"વડા ભાઇને કોઈ ઠેડી સાથ પરણાવી દેજો!"—એવા એવા તરેહવાર ટાહુકાથી આ બે ગરીબ ભાઇઓને ચીડીડવવા સિવાએ તેઓ બીજું કશું કરી શક્યા નહી.

ઘેરમાં ગુલી પોતાના દીકરાઓને કેવા હર્ષ સાથ ભેટી અને ૧૦૦ રૂપિઆનું આ સુંદર ઈનામ તેણીએ કેવી ઉલટથી ઉંચું કીધું તે કેહવાની જરૂર નથી. તે દાહડો વળી ગુલી ગરીબના ગરીબ ઘેરમાં ખાસ ખુશાલીનો ગુજર્યો. પણ સઘળી ખુશાલી વચે મનચેરજી "શેઠ" ના દીકરાઓની માહી ચાલની જ્યારે સોહરાબે અને બરજોએ રાવ કીધી ત્યારે ગુલી તેમને દિલાસો આપ્યાં વિના રહી નહી કે—

"મારા દીકરાઓ, આ દુનિયાંજ હારજીતની છે. કોઈ જીતે ને કોઇ હારે, અને જીતનારા ખુશી થાય ત્યારેં હારનારા બળે એ દુનિયાંનો ધારો છે. હલકાઓ ઊંચાઓની અદેખાઇ કરે એ તો બીજા હલકાઓ ઉપર આપણે સરસાઈ મેળવવાનો દંડ છે, પણ આપણી ચહડતીના બદલામાં એ દંડ ભારી પડતો નથી."

બીજા હાથ ઉપર "શેઠ બાવા" ના ઘેરમાં તે દાહડે દિલગીરી હતી. મનચેરજી "શેઠ" પોતે તો વાડી ગયલા હતા. પણ ભીખાભાઈ અને વીકાભાઇ બંનેએ ઉદા-

સીમાં પડી પોતાની માને પણ ઉદાસીમાં નાખી. આ ઇનામ હાથમાંથી ખોહવાના બળાપામાં વીકાએ ભીખાનો વાંક કાહાડયો અને અદુભાઇએ ભીખાને ધમકાવ્યો.

આ ઉપરથી ભાઈ ભાઈઓ વચે સળગ્યું અને તેઓ મારામારી કરી પડયા. એકેકનાં કોડાં રંગ્યા પછી તેઓ ભુખ્યા સુઈ ગયા; અને પોતાનો દીકરો "કપટાન" નહી થયો તે બળાપો તો હતોજ, તેમાં વળી ગુલીનો દીકરો "કપટાન" થયો તેથી મેહરબાઇને જે બમણો બળાપો થયો તે બળાપાના ગમમાં તે પણ રાતનું ખાધા વગર સુઈ ગઈ.

---

## પ્રકરણ ૫૭ મું.

## ગરીબના "કુકતા" ને મોટાંના "દીકરા."

એક છ માસનો ગાળો વળી વીતી ગયા પછી આપણે તપાસ કરીયે. એ અંતરમાં ગુલીની હાલત ઘણી સુધરી. આપણુ કહીશું કે હવે ગુલી ગરીબ અને તેનાં બચ્ચાં ખરેખર સુખના અને સુધારાના રસતા ઉપર ચાલ્યાં. શિયાળો વીતી ગયો અને હોળીનો હિંગામ આવ્યો, પણ ગયાં વર્ષના શિયાળા કરતાં આ વર્ષમાં થંડી વધારે સારી ખમાઈ. શિયાળામાં જોઈતાં સુખો અને સગવડો પુરાં પાડવાને પોર કરતાં હોણ ગુલી વધારે શક્તિવાન થઇ.

વર્ષની શરૂઆતમાં બિચારી ગુલીને ખાવાના વાખા હતા—ઘેરમાં ભુખમરો ચાલતો હતો, વર્ષની આખરી સુધીમાં તો ગુલીને ઘેર પાંચ પૈસા એટલા ફરતા થયા કે તે થોડું સુકુંપાકું, ફળફળાદી, બચ્ચાંનુ મોહડું સમારવાનું રાખવાને શક્તિવાન થઈ. ઉનાળામાં ગુલીએ અચાર ભર્યા, ચોમાસાંમાં દાલ અને કાંદા ભર્યા, શિયાલામાં કરીરાને ત્યાં તરી તેજાનાં થયાં તેમાંથી ગુલી પણ પોતાના બચ્ચાંને માટે રૂપિઆ રૂપિઆનો ઇડાંપાક અને સુવાપાક લઈ રાકી.

જેમ ખોરાક તેમજ બીજાં સુખ થોડાં થોડાં વધેલાં જાણવાં. કપડાં સંબંધી પોતાનાં ચીથડાં વીણતાં ફરજંદોની હાજતો ગુલી થોડી થોડી પુરી પાડી શકી. રૂસ્તમના ડગલી ડગલા ઉપર હવે મોટાં મોટાં ઠીગડાંનાં ધાબાં જણાતાં નથી. સોહરાબ અને બરજોરના બુટમાંથી હવે આંગળાં બાહાર નિકલી આવેલાં દેખાતાં નથી. "ખોદા રાખે" છોકરાઓનો ઉધરભાવ પણ સારો છે. રૂસ્તમ સતર વર્ષની ઉમરે એક જુવાન, લઠ્ઠ છોકરાપેઠે ખીલી નીકળ્યોછ.

સોહરાબનો ઉધરભાવ રૂસ્તમ કરતાં ઉમર પ્રમાણે જોતાં ચહડતો છે. બરજોર કદાવર કરતાં શોભિતો વધારે છે. અને પીરોજા હવે આઠ વર્ષની ઉમરમાં, કદે પતલી પણ દેખાવે એક પરી જેવી લાગેછે. પીરોજાના ગાલ ઉપરનો કુદરતી ગોલાબ અને હોટાનો કુદરતી રતાશ જો કે માસીદાસીની આગલી ફિકરોને વધારી આપેછે, તોપણ ગુલીના બચ્ચાં ખીલતાં અને ઉગતાં જાયછે એ વિષે બાહારના દેખાવથી તો કશો શક લાગતો નથી.

પણ વળી તનના ઉધરભાવ કરતાં મનના ઉધરભાવમાં, ચાલાકી અને જ્ઞાનમાં ગુલીનાં બચ્ચાંઓનું ખીલવું શું પુછવું? રૂસ્તમે માત્રિકયુલેશન પસાર કીધીછે. હોરમજશાહ શેઠે તેને અભ્યાસને માટે કારખાનામાં આવવાનો વખત દરરોજ અડધો દાહાડો ઘટાડી આપ્યો તેનો રૂસ્તમે પુરતો લાભ લીધો; અને પરિણામ એ નીપજયું કે જે વર્ષ રૂસ્તમ માત્રિકયુલેટ થવા ગયો તેજ વર્ષ થઈ આવ્યો. બરાબર બોલીએ તો તે ગયાં વર્ષનોજ તૈયાર હતો, અને જો ગુલીની દુખદાયક ગરીબાઈ વચે નડી

નહી હોત તો તે ગએ વર્ષેનોજ પસાર થયો હોત. સોહરાબ અને બરજો પણ પોતાની સ્કુલમાં કલાસ ચહડયા હતા. "કેપટન સોહરાબ" આવતે વર્ષ માત્રિકયુલેશનમાં જાય એટલું શિખ્યો હતો, બરજો ૫) માં ધોરણમાં હતો.

મનચેરજી શેઠ અને મેહરબાઈ "શ્રુડાણી" ના દીકરાઓનો ઉધરભાવ પણ સારો હતો. પણ ગુલીના દીકરાઓ કરતાં મેહરબાઈના દીકરાઓ સઘળા ઉમરે વડા હતા. વાંચનાર યાદ કરશે કે જ્યારે મેહરબાઈ પરણી હતી ત્યારે ગાંધી પોતાના મામાને ત્યાંજ રેહતો હતો અને ત્યારપછી ઘણે વર્ષે ગાંધી અમદાવાદમાં ગુલી સાથ પરણ્યો હતો. તેજ પ્રમાણે સંસારની સરતમાં પણ ગુલી મેહરબાઈથી પછાત હતી. તેનો વડો દીકરો અદુ રૂસ્તમ કરતાં દસ વર્ષ વડો હતો, ભીખાની ઉમર વીસ વર્ષ હતી, વીકો સતર વર્ષનો હતો અને મેહરબાઇનો ચોથો દીકરો હીરજી હતો તે આજ ચૌદ વર્ષનો હતો.

સઘળા દીકરાઓ ખાઈપીને પૈસાના માતેલા અને ચપરખંદા હતા. તે દાહડે અગરના રસ્તા ઉપર ભીખાભાઇ અને વીકાભાઈ નાના સોહરાબ ઉપરજ નહી પણ રૂસ્તમ ઉપર મારમારવામાં ફાવી ગયા તે ફકત પોતાનાં વધતાં કદને લીધે ફાવી ગયા હતા. ભીખો લાંબા તાડ જેવો સાટકો હતો, તે લાંબા લાંબા હાથથી કોઈ પણ પોતાના હરીફને મારામારીમાં દૂરનેદૂર રાખી શકતો હતો. બાકી આખી સ્કુલમાં આ વર્ષ ગુલીનો દીકરો સોહરાબ "કેપટન" થયો એજ બતાવેછે કે જેમ કેળવણીમાં તેમજ કરારતમાં તો ગુલીના દીકરાઓ વધારે હોશ્યાર હતા.

"શેઠ બાવા" ના "નાન્હા શેઠો" નું કદમાં ખીલી નિકળવું જેટલું જણાઇ આવ્યું હતું તે કરતાં કેળવણીમાં પછાત પડવું વધારે જણાઈ આવ્યું હતું. આવડા છોકરાઓમાંથી એક હજી માત્રિકયુલેટ થયો નહી, એથી બીજાઓ તેમને ચીહીડવતા હતા, સગાં વ્હાલાંઓ હસતાં હતાં અને તેમની મા મેહરબાઇને પોતાને પણ બળાપો થતો હતો. પોતાની સ્કુલમાં સોહરાબ "કપટાન" થયો તેનો મેહરબાઇને જે બળાપો હતો તે કરતાં રૂસ્તમ માત્રિકયુલેટ થયો તે બળાપો ઘણો જીયાદા થઈ પડયો.

કારખાનામાં મજુરી કરતો એક "કામન બૉય" માત્ર ઘાટીનુ કામ કરનારો એક "પોસ્યો," એવા એલકાબથી મેહરબાઈ જે છોકરાને ધિક્કારતી હતી અને પોતાના દીકરાઓને ધિક્કારતાં શિખવતી હતી, જે છોકરો પોતાના ઘેરમાં માની વતી કચરો વાળતો અને આફીસમાં શેઠની ટેબલ લુછતો એમ મેહરબાઈ હસતી, તે છોકરો મેહરબાઈના દીકરાઓ કરતાં ઘણો નાની ઉમરનો છતાં માત્રિકયુલેટ થયો, ત્યારે મેહરબાઇનો વડો દીકરો અદુતો રહ્યો પણ વચલા દીકરા ભીખાને વઠીક માત્રિકયુલેટ થતાં હજી બે વર્ષની વાર છે—એ બીના મેહરબાઈના દીકરાઓ ઉપરના ગમે એટલા પ્યાર છતાં તેની મગરૂરીને જખ્મ કીધા વગર રહી નહી.

ગુલી મેહરબાઈને કોઈ પણ રીતે આડે આવનારી નહી હતી. નહી ગુલી કે નહી તેના દીકરાઓ કોઈ દહાડે મેહરબાઈની વાત કરતા કે નહી તેના દીકરાઓની નિંદા કરતા હતા. તોપણ મેહરબાઇને મનથી ગુલી એક વેરસી મુદઈ, એક નડતા પથરના જેવી હતી. ગુલી અતરે રેહવા આવી ત્યારથીજ મેહરબાઈ ભડકી હતી, બલકે ઘણી બીધી હતી. તે "પાપ"ને અંહીથી કાહાડવાના તેણીએ ઉપાયો લીધા લેવડાવ્યા હતા, તેમાં નિશફળ થઈ અને ગુલી તો અંહીજ રહી ત્યારે મેહરબાઈ ઘણી દુખી થઇ હતી. પણ હવે તો એવું સંકડામણ આવ્યું કે જે નિશાળમાં મેહરબાઈના દીકરાઓ શિખતા હતા તેજ નિશાળમાં ગુલીના દીકરાઓ પણ શિખવા આવ્યા. વડા દીકરાઓ તો બેહુના નિશાળની બાહેર નો-

કરીએ હતા—અને ત્યાં વટીક ગુલીના "દુકતા" ઓ મેહરબાઈના "દીકરાઓ" ને નડયા તેથી એ પૈસાવાળી માનો મિજાજ વધારે બગડી ગયો.

મેહરબાઇને પોતાના દીકરાઓની હાલત ઉપર માત્ર બળાપો થયો, પણ મનચેરજી શેઠને તો ગુસો ઉપજ્યો. મનચેરજી વકીલ સ્વભાવના ઘણા આકળા અને મિજાજના પાજી હતા. તેવણુને પોતાની બાયડીના ખર્ચ ખુટણનો અને પોતાના દીકરાઓને તે લાડ લડાવતી તેનો સદા બળાપો હતો. તેવણ મેહરબાઇને તેનો વાંક મોહપર ને મોહપર કહી આપતા હતા, તે તો વાંચનાર જાણેછે.

"મુવો તું શિખતો ને ભણતો?" રૂસ્તમ માત્રિકયુલેશનમાં પાસ થવાનું પરિણામ જાણ્યું તે દાહડે "શેઠ બાવા" બીજવાઇને પોતાના દીકરા ભીખાભાઈ ઉપર ઉખડયા. "મુવો તું કેળવાતો ને પાસ થતો! જો પેલી ગુલીનો છોકરો તારા કરતાં ચાર વર્ષ નાનો છે, તે નિશાળે જતો નથી, ને કારખાનામાં મજુરી કરેછ, તે છતાં માત્રિકયુલેટ થયો, ત્યારે તું ઉંટડા જેવો વધી જવા છતાં હજી બે કલાસ ઉતરતો છે. તારી પછવાડે જેટલી મેહનત લેવાયછ તેટલી મેહનતે એક ગધેડાબી શીખે, પણ તું ગધો નહી શીખે?"

"ઓવારૂરે? જા બા મનચેરજી?" મેહરબાઈ પોતાના દીકરાના બચાવમાં નિકળી. "મારા સુનાજેવા દીકરાને ધધરતી સાંજી વખતે ગાલ ના દેવો. મુઈ કોણ નેહેસ્ત ને હીબ્રિછીબ્રિના સાથે મારા દીકરાઓને સરખાવોછ? સાંજી વખતે રાન કોણ નાપાકનુ નામ દીધું? ઓવારી નાખીરે રાન તેને ને તેના દીકરાઓને મારા દીકરાઓ પરથી!"

"મુગી મર, રાન હેરનસા બોરસની! મુગી મર!" મનચેરજી શેઠે મેહરબાઈપર ગુસ્સો કાહાડયો. "નઠારા દુકતાઓનો ખોટો બચાવ ના કર. રાન મૂર્ખને કેહતાં કેહતાં બંધો જનમારો ગુજરી ગયો કે તું એ છોકરાઓને લાડ લાડ બગાડીને ધૂળ કરી નાખેછ ને અંતે તે ખરૂં પડયું. આ ગધેડાના કરતાં નાનાઓ માત્રિકયુલેટ થયા ત્યારે એ હજામડો હજી તો માત્રિકયુલેશનમાં જવાને તૈયાર પણ નથી."

"હોશે! હોશે! પાસ થાય, નહી થાય તે સહુ નંસીબની વાત છે!" મેહરબાઈની હજી ખાતરી થઈ નહી કે તેના દીકરાનોજ વાંક છે. "બધાંજ પાસ થતાં હશે? પાસ થવા હજારો છોકરા જાયછ ને સો બસેં પાસ થાયછ ત્યારે બાકીના છોકરાઓ બધા હજામડા કે? લાવોની, જીભરૂં મારો દીકરો શિખવા પછવાડે મેહનત નથી કરતો? મેહનત નહી કરે તો હું એને તમાચો મારૂં. પણ મેહનત કીધા છતાં નહી વધાતું ત્યારે અપઈ રહ્યો એ શું કરે? મરી ગઈ, મુઈ, નસાબંદી પેલી ગુલીએ આવીને કોણ જાણે મારા દીકરાઓને શું નજરબંદી લગાવીછ કે બસ હીરા મોતી જેવા મારા દીકરાઓ જેમ જેમ મોટા થતા જાયછ તેમ તેમ દુશ્મન સુહુના સાવજ થતા જાયછ."

"એ ઢોંગ છે. બધા તારા ઢોંગ છે મેહરી. તું એમ બોલીને વળી આ પોસ્યાઓને વધારે બગાડે છે."

"ઢોંગ શાના? નકી એ ભ્હાલાં મુઈ ગુલીએ મારા દીકરાઓને મુઠ મારીછ. બીજું શું?"

"હં! જા જા? મુઠ ઉતરાવા જા. બામણ સેવડા કરવા જા? એટલું વળી બાકી શું કામ રાખેછ? પણ યાદ રાખજે, હું અવલથી કેહતો આવુંછ તે, કે આમ દીકરાઓને બિગાડવામાં તુંનેજ કોઈ દહાડે પસતાવો થશે ને તુંજ મોહડે માથે ધૂલ ભરીને બેસશે."

"ઓવારૂં! જાબા. પણ મનચેરજી હું કહું તેમ કરો." મેહરબાઇએ ઉપાય બતાવ્યો. "આ ભીખુભાઈ અપઈ રહ્યો મોટો થયોછ, તેને ઇસ્કોલમાં જતાં શરમ લાગેછ. એને તમારી આફીસમાં લઈ જઇને બેસાડો. જે દાહડથી રાન પેલી દોજખમાં ગેઇએ પોતાના દુકતાઓને ઇસ્કોલમાં મુક્યા અને

જે દહાડથી એ નરકમાં ગેઇનો મુવો પેલો દુકતો કપટાન થયો તે દહાડથી આપણા ભીખુભાઇનું દિલ વધારે ખાટું થયુંછ. માય મરે તે દહાડે જનમ્યો નહી એટલુંજ વિચારોની? વાસ્તે મારૂં કહ્યું માનો તો એ જે શિખ્યોછ તેજ બસ છે, ને હવે એને તમે આફીસમાં લઈ જાવો.

મેહરબાઇની આ જંગલી સમજણ સાથ "શેઠબાવા" મુદલ એકમત નહી હતા. તોપણ તેણીએ કાહાડેલા સાર સાથ તેવણ મળતા થયા કે ભીઓ હવે વધારે શિખવાનો નથી. "વડા દીકરા અદુને આફીસમાં બેસાડયો તે હવે ધોરીને ઠચ કરેછ કે આ બીજાને લઈ જાઉં." મનચેરજી શેઠ બડબડયા, અને તોપણ ભીખાજીને આફીસમાં લઈ જવા સિવા બીજો ઉપાય નહી હતો. માટે ખ્રિસ્ટમસ પછી મેહરબાઇએ ભીખુભાઈને સ્કુલેથી ઉઠાડી મેલ્યો અને હમણા જે હોલીના હિંગામ ઉપર આપણ લખીયે છીયે તે વેળા એ દીકરો પણ બાપની આફીસમાં નવો જુનો થઈ ગયોછે.

સ્કુલેથી ઉઠીને દીકરો આફીસમાં ગયો તે તો મેહરબાઇને મનસે ખુશાલખ્તી થઈ. તેને સ્કુલેથી કાં ઉઠાડી મેલ્યો એ વાત તો તે ભૂલીજ ગઈ. બસ દીકરો આફીસે જતો થયો, એટલે મેહરબાઇને મનથી તે શિખી રહ્યો અને પદવીએ ચહડયો. હવે તેના બેજ નાના દીકરાઓ વીકો અને હીરજી સ્કુલે જતા થયા.

એજ હિંગામમાં વળી હોરમજશાહ શેઠની "મિલ" માં રૂસ્તમની પદવી વધી. તે માત્રિકયુલેટ થવાની ખુશાલીમાં હોરમજશાહા શેઠે તેના માગ્યા વગર તેનો પગાર વધાર્યો. રૂસ્તમને ૩૪૦ ના પગાર ઉપર ફકીરાનો "આસીસ્ટંટ" બનાવ્યો. શેઠ હવે તો તેને ઓલ્લી રીતથી ચહાવા લાગ્યા અને "મી૦ રૂસ્તમ" કરીને માન સિવાએ તેને હાંક મારતા નહી હતા.

---

## પ્રકરણ ૫૮ મું.

## હોળી અને હીલ્લ.

હોળીને દાહડે મનચેરજી શેઠના ઘેરમાં ધામધુમ હતી. "શેઠબાવા" પોતે ઘેરમાં કોઈ દાહડે ખુશી ને હસતા નહી હતા, તેવણ પણ આજે ખુશીમાં હતા. "નાન્લા શેઠો" પોત પોતા વચે પ્યાર અને મમતાથી એકેકને ચાહનાર કદાચજ હતા, તેઓ પણ આજે ઘેરની ખુશાલખ્તીમાં એકમત હતા. મેહરબાઇનો જીવ તો આજે અડધો બેહસ્તમાં ગયો હતો. આજે તે એવી ખુશી ભોગવતી હવી કે જે ખુશી, તે સમજતી કે, ગુલીના તો ભાગ્યમાંજ નહી હોય—એ ખુશાલી તો પૈસાવાળાઓની સૃજત ગણાય.

એ ખુશાલી સાદી શમરાનીની, લગન વેહાની, વેહાવાજનની હતી. ગુલીને પોતાના દીકારા દીકરીઓ અદરાવાનો કદી ખ્યાલજ નહી હતો, પણ મેહરબાઈ તો એ ખ્યાલમાં અડધી ઘેલી હતી. "અખઈ રહ્યા" અદુભાઈ તો પરણી ચુકેલા હતા—છવીસ વર્ષની ઉમરનું મેહરબાઇનું કોઈ ફરજંદ તો પરણ્યા વગરનું રહી શકેજ નહી. એજ પ્રમાણે મેહરબાઇની વડી દીકરી આંલી પણ પરણીને બે બચ્ચાંની મા થઈ ચુકેલી હતી. તે ૨૨ વર્ષની એક જુવાન બાઈ હતી. વચલા દીકરા "જી ભરાયા" ભીખાને પરણાવીને ભલાઈ લેવાની મેહરબાઇને ઘણી ઉમેદ હતી, પણ તે "કારમબા" કોણજાણે શું છે, તે પરણવાને ના કેહતો હતો.

ત્યારે આજે હોળીપર વેહાવાજનની ખુશાલખ્તી શાની હતી? મેહરબાઇની બીજી દીકરી હીરાંબાઈ, ભીખુભાઇ અને વીકાભાઇને પુઠની

પંદર વર્ષની બચ્ચાં જેવી હતી. તેના અદરાવાની એ ખુશબખ્તી હતી. આજે હોલીને દાહડે હીલ્લુ ઘેર તેડયાના કપડાં પેહરી આવી હતી, તેથી શેઠબાવાના ઘેરમાં ખુશાલી ચાલી હતી.

શેઠબાવાના નાન્હા શેઠ ઉપર કહ્યા તે ચાર દીકરા હતા અને ત્રણ દીકરીઓ હતી. વડો દીકરો અને વડી દીકરી પરણેલાં હતાં. અને મેહરબાઇની ઘણી આતુરતા દીકરાના કરતાં દીકરીઓને જલદી પરણાવી દેવાની હતી. દીકરીઓ પરણ્યા વગર રહી જાય તે મેહરબાઇને મોટી "ફિકર" ની વાત હતી. બીજો પરણવા લાયક દીકરો ભીખો હતો, તે પરણવા ના કેહતો તો મેહરબાઇને તે કશું લાગતું નહી હતું. પણ બીજી દીકરી હીલ્લુનું કોઇબી રીતે જલદી ઠેકાણું શોધી કાહાડવા માટે મેહરબાઇ રાત ને દાહડો આરજુમંદ હતી, અને તે આરજુ આજે પાર પડી હતી.

બાકીની એક દીકરી સુનાબાઇ જો કે ઉમરે નાની, માત્ર અગ્યાર વર્ષની હતી, તો તે પણ મેહરબાઇને મનથી ઘણી મોટી થયલી હતી, અને તેનું માથું ધોઈ નાખવાને પણ મેહરબાઇ ચિંતાતુર હતી. દીકરીઓને અદરાવા પરણાવાની ફિકરમાં તેની ભુખ મરી ગઇ હતી અને રાત્રે તે ઉંઘે ઉંઘતી નહી હતી. કાં વારૂ? કારણ સમજાવવાને તે અશક્ત હતી, પણ દીકરીઓ મોટી થઇ એટલે તેમને માટે મેહરબાઇને ફિકર પડવીજ જોઇએ.

"પણ શાની ફિકર?" મનચેરજી શેઠ તેની એ રાત દીસની ધનતેજારી નરમ પાડવા માટે પુછતા. "દીકરી મોટી થઇ તો ખુશી થા. શું બચ્ચાં નાની નાની વયના બેસી રહે? ને મોટાં થયાં તો ફિકર સાની?"

"આવાએ વળી ફિકર નહી?" મેહરબાઈ તકરાર લેતી. "દાહડેનું બચ્ચું થયું ને તેને વાસતે ફિકર નહી લાગે? દીકરીની જાત, વધી જતાં વાર નહી લાગે, ને તેને જલદી અદરાવીયે પરણાવીયે નહીતો પછી ફિકર લાગ્યા વગર કાંઈ સુખું રેહવાય?"

"જો મેહરી, દીકરીને વિષે તું આ ફિકરો બતાવેછ તે કોઇ પણ માતાને લાયક નથી." મનચેરજી શેઠે તેની શુધ્ધિ ઠેકાણે લાવવાને તેને ઘણીબી સમજાવી. "તુને, મને ને તારી દીકરીઓને પોતાને એ ફિકરથી ઘણું નરસ લાગેછ. એ ફિકરનો અર્થ એટલોજ થાયછ કે દીકરી જરા પણ ઉમરની થઈ કે તેને જલદી પરણાવીયે નહીતો તે બિગડી જાય. એટલે કે આપણાં બચ્ચાં, અને તેબી બેટીઓ, એટલી નઠારી છે કે તેઓ જો નહી પરણેતો બિગડયા વગર રહે નહી. એટલે કે તેઓની નીતિ એવી ખરાબ છે કે પરણ્યા વગર તેઓ અનીતિના માર્ગ ઉપર ચાલી જાય. તારી દીકરીને પરણાવાની તારી ઉતાવલ અને અધીરાઈનો સાર એજ નીકળેછ. પણ શું એ સાર તેમની નીતિને કલંક લગાડનારો નથી? એથી તો આપણ દીકરીઓની આબરૂને આપણે હાથે કરીને નરસ લગાડીએછ. એ જાતની ફિકરથી દીકરીની પાક દામાનને ડાઘ લાગેછ. એથી આપણી દીકરીઓને આપણે ખરાબ કેળવણી આપી હોય એવી રીતે આપણી કેળવણી ઉપર સખુન જાયછ."

પણ એ સઘળી તકરાર તો પથરપર પાણી હતું. બરાબર બોલીએ તો મેહેરબાઇ એ સઘળી તકરાર સમજવાને અશક્ત હતી. ખરી વાત એટલીજ કે આવતાં જતાં સગાં વ્હાલાં હીલ્લુને પંદર વર્ષની ખીલતી જોબનવંત બેઠી જોઇને તેને પરણાવાની ઉતાવળ કરતાં. "માય તમે કાંઈ સમજોછ? દીકરીની જાતને એમ કાચી કુમારી વધવા દેવી નહી જોઇયે" ઇત્યાદી, મૂર્ખાઈ તે બૈરાંઓ સમજાવતાં, તેની મેહરબાઇના મન ઉપર જે ફિકર પેદા થતી તે મનચેરજી શેઠની ઉપલી સઘળી સમજુતીને તોડી નાખનારી હતી. માટે આજે હોલીના હિંગામ ઉપર હીલ્લુને અદરાવી ત્યારેજ મેહરબાઇના મનને નિરાંત મળી.

હીલ્લુ જુવાન, ખુબસુરત, એસકી બાનુ હતી. મેહરબાઇ "સુધારા" ને અને "સુધારાવાળાઓ" ને ગાળ દેવામાં બાહાદુર હતી, પણ મેહરબાઈ પોતે જ્યારે થપેરા કરીને બાહાર નીકળતી ત્યારે જે ફિશ્યારી ભરેલી ફાશિનોમાં ફુમટાં અને બુટ્ટાઓ સાથ કાબરચિત્રી વાઘણ બનીને નીકળતી તેના કરતાં પોતાની દીકરીઓને અણીદાર એડીનાં બૂટ સુધાં એવી તો ચલકતી અને મઘમઘતી બનાવીને ફાશિનોમાં ફુલેલી ફેરવતી હતી કે ગુલી ગરીબ જેવાં સમજુ બૈરાંઓ તેવી ફિશ્યારીમાં કદી ફરતાં નથી.

અને તોપણ હીલ્લુના હાથનો લગ્નમાં ઉઠાવ થવો ઘણો મુશ્કેલ થઈ પડયો હતો. જેવા ભાઈઓ શિખેલા હતા તે કરતાં બેહનો કેળવણીમાં ઉતરતી હતી. ૧૧ વર્ષની વએથી હીલ્લુ તેની માને મનસે "દાહડે" ની થઈ અને તેને નિશાળેથી ઉઠાડી મેળેલી હતી. તે પછી ઘેરમાં કાંઈ શિખેલી નહી હતી. માટે મનચેરજી શેઠના પૈસાના ડોળદમામ છતાં, વાડી ગાડીના વકર છતાં, હીલ્લુને પરણવાને ઉમેદવાર જાજા નહી હતા. મેહરબાઈએ દીકરીની સાથે સારી દોલત આપવા કાહાડી ત્યારેજ તેનો ઉઠાવ થયો હતો. હીલ્લુનો હાથ લેનારે ૫૦૦૦ રૂપિયાની થેલી જોઈ ત્યારે હીલ્લુનો હાથ પણ કબૂલ કીધો હતો.

તે કોણ હતો તેની આજે વાત નથી. શેઠબાવા અને મેહરબાઈના આ નવા જમાઈની વાત તેના વખતે આપણે જાણીશું. આપણે એટલુંજ જાણવુંછે કે આજે હોળી છે અને હીલ્લુને આજે અદરાવીછ. આપણે એટલુંજ ઇછીશું કે મૂર્ખ મેહરબાઇએ બિચારી હીલ્લુને આજે હોળીમાં હોમાવી નહી હોય. ગમે તેમ હોય, પણ આજે હીલ્લુંનાં સાસુ સસરાએ તેન ઘેર તેડી હતી, અને તે આજે ઘેર તેડયાના કપડાં પેહરી આવી હતી અને તેની ખુશાલીમાં આજે મેહરબાઇએ પોતાના "માહીમ કાસ્ટલ" માં ધામધૂમ કીધી હતી.

મેહરબાઈની મરજી મોટું ખાનુ કરવાની હતી. પણ "આજે કાંઈ આદરણી બાદરણી છે કે ખાનુ કરે?" એવી તકરારથી મનચેરજી શેઠ સામા થયા, એટલે મેહરીએ બાહારનાઓને માટે ખાનુ કરવાનો વિચર આદરણી સુધી માડી વાળ્યો હતો. તોપણ આજે ઘેરમાં "ફુલ લાઈટ" કીધી હતી, સાંજે "આતશનું ગીત" ગવડાવ્યું હતું, અને શેઠબાવા આજે ખામખા વાડી ગયા નહી પણ ઘેરમાં જમવાના હતા, માટે ખામખા આજે સારૂં સરૂં રંધાવ્યું હતું.

"આતશનું ગીત" ગીતની "ગોયણો" એ કસતી કરીને સાંજના ચાર વાગતે માંડયું, તે રાતના સાત વાગતે પુરૂં થયા પછી અને તે દરમયાન "આતશમેહરામ" વગેરે શબ્દો ઉપર મેહરબાઇ કાંઈ સેંકડો વખત હવામાં પગે પડયા પછી તેવણે પોતાને હાથે ગીતની "ગોયણો" ને માણસ દીઠ રૂપિયો રૂપિયો અને સાત સાત બતાસા વેંહચી આપ્યા, તથા ખાંડી સાથનુ ખાનું તેમને જમાડીને આગગાડીની મારફતે વિદાય કીધી, ત્યાંસુધી આજની એ શેઠાણીબાઈની રોકાણો અને મેહનતો પુરી થઈ નહી.

રાત્રે છેક સાડા આઠ વાગતે મેહરબાઇને જમવાની પરવાર મળી. મેહરબાઈના "માહીમ કાસ્ટલ" માં જમવાનો ઓરડો મોટો અને શોભિતો જુદો બાંધેલો હતો. તે ઉપર જો કે સઘળાં ઘેંરના ને ઘેરનાંજ હતાં તોપણ ખાનાંની ધમાલ ચાલી હતી. સઘળાં જણ સાથે જમવા બેઠાં હતાં. મનચેરજી શેઠ ટેબલના "હેડ" પર બિરાજ્યા હતા. અદુભાઈ, ભીખુભાઈ, વીકાભાઇ, હીરજી સઘળા બાપની બે બાજુએ સાથે બેઠા હતા. ટેબલને બીજે છેડે મેહરબાઈ, પોતાની વહુ દીનવહુને તથા દીકરીઓ આલી, હીલ્લુ અને સુનઇને પોતાની આસપાસ લઇને બેઠી હતી. આલીના

વરને જમવા તેડયો હતો, પણ એ જમાઈ જાજો સાસરે ફરકતો નહી હતો અને તેમજ આજે પણ તે આવ્યો નહી હતો.

મેહરબાઇનો સઘળો રૂપાંનો સટ ખાનાની આગળ અને પાછળ વાપરવા કાહાડયો હતો. રૂપાંની થાલીઓ અને કળરિયા, રૂપાંના ગોલાબદાન અને પાનદાન, રૂપાંના કાંટા ચમચા અને "ક્રુએટ સ્ટાંડ" સઘળું હાજર હતું. બિલોરકામ પણ સઘળું મેહરબાઇએ એક દુકાનની પેરે ઘેરમાં "મેળવેલું હતું" અને તે આજે મગરૂરીથી વાપરવા કાહડયું હતું. એજ પ્રમાણે પ્યાલાં રકાબી અને ચીનીકામનો સટ પણ સુંદર ગીલીટમાં ચકચકતો હતો, અને તરેહવાર મિષ્ટાનોથી ખચખચ થતી ટેબલ ખરી કે ઓટી માતબરીના મોટાં સુખનો ભારી દમામ મારતી હતી.

એ રીતે આજે હોળીને દાહડે મેહરબાઇનાં ઘેરમાં ખુશાબખ્તી હતી. પણ એતો સઘળો બાહેરનો દેખાવ થયો. તેઓમાં ખરેખર સંપમેળ, પ્રેમભાવ અને ખુશાલી કેટલી હતી તે જાણવા માટે તો તેઓની રીતભાંત, વાતચીત અને ચાલચલણ આપણે તપાસવી જોઇયે.

---

## પ્રકરણ ૫૯ મું.

## મોટાં ખાના ઉપર મતફેર.

શેઠ મનચેરજી મોટાભાઈ વકીલ ઘણા ખરચવાળ હતા. દીકરા દીકરી મળીને સાત જણ, અને તેથી સઘળાં મોટી ઉમરનાનું આખું કુટુંબ પાલવું કાંઈ સેહલ કામ નહી હતું. ચાર દીકરા, ત્રણ દીકરી, એક વહુ, એક જમાઈ, અને વળી તેમનાં બચ્ચાં સઘળાં મનચેરજી શેઠને માથે પડેલાં હતાં. તેમના નિભાવને માટે અને તેથી વળી ગરીબ સંસારે નહી પણ આવા જાહોજલાલી ભરેલા નિભાવને માટે એક આખી દોલત પેસી જવી જોઇયે. આવડા મોટા કબીલાનું ગુજરાણજ માત્ર નહી, કેળવણીજ માત્ર નહી, પણ અદરાવા પરણાવાના અને મોજ મજાહના, માન અકરામના અને ભપકા ચપકાના ખરચો મનચેરજી શેઠને માથે પડેલા હતા, અને તે સર્વે કાંઈ ગુલી ગરીબના સરખા સાદા સંસાર અને ટુક પગારમાં બને એવું નહી હતું.

જ્યારે મેહરબાઈના મામા બેહસતી રૂસ્તમજી દુબાસ પોતાની દોલત મેહરબાઇને આપી ગયા ત્યારે, વાંચનાર યાદ કરશે કે, તેનો આ બચરવાલ કચબાર એટલો વધેલો નહી હતો, અને તોપણ તે વખતે મનચેરજી શેઠને કરજ હતું અને બેહસતી મામા દોલતનો અડધો વારસો પોતાના બીજા ભાણેજ ગુમાસતાના ગાંધીને આપવા કહી ગયલા તે મેહરબાઇ પોતેજ ખાઈ ગઈ તે એટલાજ માટે કે તેને પોતાને ભાગે આવેલો લગભગ અડધો વારસો તો તે વખતના કરજમાં પેસી ગયો હતો, અને પૈસાવાળામાં ખપવાનો પોતાનો દમામ જાળવી રાખવા માટે ગાંધીનો હીસ્સો હજમ કરવાની તેમને "ફરજ પડી હતી."

પણ તે સઘળું દ્રવ્ય ક્યાંસુધી જવાબ દેય? આવા મોટા ખરચો—ઘેર બંગલા, ગાડી ઘોડા, વાડી વજીફા, રાચ રચીલું, લગ્ન વેહા,—ના એક મોટા કબીલા પાછળ ભારી ખરચોમાં એક અમુક ખજાનો ક્યાંસુધી ટક્યા કરે? મેહરબાઈ પોતાની મોટી ઉમેદ પ્રમાણે મમાઈ બપાઇ થઈ હતી. તેની વડી દીકરી આલીને અને વડા દીકરા અદુભાઇને ત્યાં ઓદા રાખે બચ્ચાંની બરકત સારી હતી. તેઓ સર્વેના ખર્ચ

નિભાવવાને મનચેરજી શેઠ પાસે સારાં ભાયગે વકીલના ધંધામાં મોટી ચાલુ આવક હતી તેથી તેવણનુ પુરૂં થતું હતું, બાકી નહીતો કે મામાના વારસા સરખા આઈતા દલ્લાઓ તો એક નહી પણ ઘણા હોય ત્યારેજ આવા ખરચો ચાલી શકે.

હોળીની રાતની ખાનાની ટેબલ ઉપર મોટાંબાઇ મેહરીએ મચાવેલા ચકચકિત મહિમા વચે મનચેરજી શેઠના મનમાં આ સઘળા ખર્ચના ખાલો રમી રહ્યા હતા. દસ કે પંદર વર્ષ કરતાં આજે એ ખરચો એમને ભારી પડતા હતા, તેમ દસ પંદર વર્ષ ઉપર આટલાં બધાં ખાનાર પીનાર નહી હતાં. મનચેરજી જોતા હતા કે આજે બાહારનું માણસ કોઇ જમવા આવ્યું નથી તે છતાં ટેબલ મોટી મંડાઈ હતી. અને મેહરી બાહારનાઓનેં જમાડવા માગતી હતી તેઓ જો આવત તો ટેબલને એક છેડુથી કદાચ બીજો છેડો દેખાય નહી એટલી તે વધી જાત.

આ વિચારો વચે મનચેરજી શેઠનું ધ્યાન ભીખા અને વીકા વચેની કાંઇ ગડબડ તરફ ખેંચાયું. ભીખાભાઇને રામસની માછલી ગમતી હતી અને વીકાભાઇને છમનાની માછલી પસંદ હતી, પણ બબરચી ઘોળની માછલી લાવ્યો હતો, તેથી નહી ભીખા કે નહી વીકાભાઇઓ રાજી થયા. મારા દીકરાઓને આજે માછલી ગમશે નહી એમ મેહરબાઈ જાણતી હતી અને માછલી આવી તેવી અગાઉથીજ તે બોલી હતી કે "મરેરે! આજે માછલીનો શો દાટ વળ્યો કે નહી રામસ મળે કે નહી છમના મળે? મરરે! મારા દીકરાઓને સારૂં મારો જીવ બળી જાયછ, પણ સગણને વાસતે ઘોળ મંગાવવાની ફરજ પડી."

આ બચાવ આ બેહુ ભાઇઓને વાજબી નહી લાગ્યો. પેહલાં તો તેઓ એકમતથી બબરચી ઉપર અને પછી પોતાની માની ઉપર ખીજવાયા—કાંકે આજનું મા-હાવરૂં તેમની બેહુની મરજીનું નહી હતું—પણ પછી તેઓ પોતપોતા વચે અથડયા કેમકે એકે કહ્યું કે "જો છમના આવતે તો હું નહી ખાતે" અને બીજો બોલ્યો કે "રામસ હોતે તો હું આજે ભુખો રેહતે."

પણ બીજાં બચ્ચાંને ઘોળ પસંદ હતી. હીલ્લુએ સુચના કીધી કે સાહસ વડે તળેલી ઘોળ સ્વાદ લાગશે, પણ ભાઇઓ તેને ધમકાવી પડયા "કે મુગી મર! તેં માછલી ખાધેલી ઘણી તે વળી અમને શિખવવા આવેછ." પોતાના દીકરાઓને આમ માછલી વિષે દિલગીર જોઇને મેહરબાઇને ઘણુંજ લાગી આવ્યું. પણ મનચેરજી શેઠે તેને સુજ પાડી નહી ત્યાંસુધી તે સમજી નહી કે દરએક જણને ભાવતી જુદી જુદી માછલી અગર બજારમાં મળી હોત તોપણ તે લાવતાં કેમ પાલવત?

થોડીવાર વળી બીજાં વાનાઓ તેઓ મુગાં મુગાં જમ્યાં અને બાજી વાત ચાલી નહી. માછલીથી રીસાવલા ભીખાભાઇને રીજવવા તેની માએ જરા વાત છેડી. "દીકરા ભીખુ, આફીસના કામપર હવે તુંને સોહવાયછ કે મરૂં?"

"મુદલ નહી." ભીખાભાઇએ મોટા ભપકાથી જવાબ દીધો, "સહવારથી સાંજ સુધી ટેબલ સાથ જોતરાઈ રેહતાં જીવને પુછવું પડેછ. કેથે જોવાજાવાનું તો બનતુંજ નથી."

"ઓ મરૂંરે! મારા દીકરાને કેવી મેહનત પડતી હશે!" તેની માએ દયા ખાધી.

"પણ આફીસના બીજા કલાર્કોને તો વધારે વખત વધારે મેહનત કરવી પડેછ જો" મનચેરજી શેઠે ઠપકાની ઢબમાં આ દયા ખાતી માને ચૂપ રાખી. "દુવા માગ કે તારા દીકરાને એથી વધારે મેહનતનું કામ મળ્યું નથી. ભીખા, કેઈ લવંગની લાટીપર જવા સારૂ તુને વખત જોઈયેછ? રોજ બેંડસ્ટાંડ વાટ જોતું હશે."

"મરેરે! રોજ મરથી ને મરથી ખાતાં તો બલ્લું મોહડે મોળ આવેછ. હીજા! મુવા

તુને બટક કે ફીડ કાંઈ મળતું નથી કે બસ મરઘી ને મરઘીજ ખવાડયા કરેછ?" ઉપલી વાતની વચે આ નવી પંચાત નિકળી આવ્યાથી ભીખાભાઈની ફરિયાદ બંધ પડી.

એ વળી દીકરીજીની ફરિયાદ નિકલી. ઢીલ્લુને રોજ મરઘી ખાતાં ખાતાં મોહડે આવી ગઈ, ને તે ઢીજા બબરચીને ખાનાની વચે ગાળ દઈ પડી. "મુવાને મેં સાતસો વખત કહ્યું કે મારી દીકરીને બતકનો શોખ છે, તેથી જગ સારે રૂડે દાહડે મરઘીની સાથે બબે બતક રોસ્ટ કરી લાવ." મેહરબાઇએ પોતાની દીકરીની તરફેણ ખેંચી, "પણ ઢીજા તુબી કેથો એવો શોખ છે કે કદી કહીયે તેમ રાંધતો નથી."

ઢીજાએ બચાવ કીધો કે બતક ઘણા મોંઘાં હતાં. "હોવે! મુવા તારેજ ત્યાં બતકનો દાટ વળી ગયો!" મેહરબાઇએ તેને ઓટો પાડયો. "ફરીથી જો એમ મારાં બચ્ચાંની મરજી પ્રમાણે બબે બતક રોસ્ટ નથી કીધાં તો તારા પગારમાંથી બતકના પૈસા કાપી લેવશ."

"નહી, નહી, રોસ્ટ નહી," માતાની આટલી માયાથી ઢીલ્લુ રાજી રહી નહી. "રોસ્ટ શું મુવું લુખ્ખું લુખ્ખું? મને તો કાંદામાં બતક ગમેછ. કાંદામાં રાંધે તો રાંધજે નહી તો રાંધતોજ ના."

"અદુ, આજે બપોરથી તું આફીસમાંથી ક્યાં ગયો હતો?" અંહી વળી શેઠ બાવાએ પોતાના વડા "નાન્લા શેઠ"ની પાસેથી કામનો હિસાબ પુછયો. "ત્રણ વાગતે મને તારૂં કામ પડયું ત્યારે જોવુંછ તો તું મળે નહી."

"હાજી. પેસતનશાહ ચીનાઈ સાથ જરા અગતનાં કામે ગયો હતો." અદુએ બીહતાં બીહતાં જવાબ દીધો.

"અગતનું કામ? ક્યાં?"

"મુંબઈ બેંકમાં શેઠને એક દસતાવેજ ઉપર મારી શાખ જોઈતી હતી. આવા મોટા માણસે મને એક અરજ કીધી તે કેમ ના પાડી શકાય, બાવા?"

અદુ તદન જુઠું બોલ્યો હતો. તે તો પેસતનશાહ ચીનાઈ સાથે પાલવા બંદર ઉપરના પોહચખાનામાં મોઘાં મિષ્ટાનો જમવા ગયો હતો.

"તું જુઠો છે. હું માનતો નથી," મનચેરજી શેઠે ઠપકો આપ્યો, "કોણ જાણે ક્યાં રખડવા ગયો હશે? પણ ગમે એટલાં અગતનાં કામેબી મારી રજા વગર જવાનો તુંને હક નહી હતો. ફરીથી જો એ ચાલ ચલાવશે તો શિક્ષા પામશે." અદુ આ અપમાન મુગે મોહડે ખમી ગયો અને ઓર મનમાં ખુશી થયો કે એટલેથીજ પત્યું.

"પણ કારીચાવલ નહી મળે?" વળી ટેબલના વચલા ભાગ ઉપરથી ગડબડ નિકળી. "કાં? શું આજે ઢીલ્લુ અદરાઈ તેથી હું મારા રોજના કારીચાવલ નહી ખાઉં?" વીકાભાઇને દરરોજ રાત્રેબી ચાવલ ખાવાનો શોખ હતો, પણ આજે મોટું ખાનું હતું માટે બબરચીએ ચાવલ માંડી વાલ્યા હતા, તેથી વીકાભાઇ બીજવાઇને તકાજો કરવા લાગ્યા. "માય, કારીચાવલ વગર પેટ કેમ ભરાય? એ શું જુલમ? જાવો મારે નથી જમવું."

"ઓહો! મોટા શેઠ એમ જરા જરામાં રીસાઈ ના જાવો," તેના બાપે ટાહ્કો પુસ્યો.

"નહીરે મરૂં! નહીરે મરૂં! એમ રીસાના વીકાજી. હોંબ્યા ઢીજાને બસ કાંઈ એજ હસતક લાગ્યુંછ કે ટેબલના મોટાં ખાનાપર બસ ચાવલજ નહી રાંધતો. મરૂંરે મારા બાપ! હું જાણુંછ કે તુંને રોજ ચાવલ જોઇયેછ. મારા દીકરાની કોણ જાણે કેવી આંતરડી ચેઢવાતી હોશેરે મરૂં!"

"શાનું? આટલુંબધું ખાવાનુ છે ને, શી ધાડ આવી કે વળી ચાવલ જોઇયે?" અદુભાઇએ ચાવલની સામે તકરાર લીધી.

"મુગો બેસ નહીતો રકાબી છુટી મારશ." વીકાભાઇએ અદુભાઇને, બાપ સાંભળે નહી તેમ, રકાબીની ઈસારતથી ધમકી આપી. અદુભાઈ મુકી બતાવવાં જતો હતો, પણ તેવામાં "વીકા, પુડીંગ લે

પેસતરીની સાથે ચાવલ હોય કે?" વડી બેહન આલીએ ટેબલનો કાયદો ટાંકી બતાવ્યો.

"હું હવેથી એ ભુલ થવા નહી દઇશ" મેહરબાઇએ ધારા પ્રમાણે દીકરાની દયા આંણી. "દીકરા વીકાભાઈ, આજનો દાહડાતો માફ કર મરૂં. આજે કારી ચાવલ નથી તેમ મેં મુરબા સાથનુ આઇસ્ક્રીમ કરાવ્યુંછ તે તો તુંને ગમેછ, ને તારે જોઇયે એટલું પેટ ભરતું જમજે બાવા."

વીકાજીને માની આ સુચના મનભાવતી હતી, તોપણ ભપકાની ખાતર તેણે બતાવ્યું કે જાણે તે રાજી થયો નહી હોય. ખરી વાત એ હતી કે વીકાજીએ આજે ખાના ઉપર એક ગ્લાસ વધતું લીધું અને તેના પેટમાં લગાર જીયાદા આગ પડી હતી. ભીખાભાઈ તો ખારા ત્રણ ગ્લાસ નોશ કરી ચુક્યા હતા, અને ચોથું તેના બાપે પોતાં અટકાવ્યો તેથીજ તેણે હાથ ખાંચ્યો.

અદુભાઇને તો ખાધાની દસ મિનિટ અગાઉ બ્રાંડીથી પેટમાં સટકન પાડવાનો ધારો હતો, અને તેથી તેવણ બાપની હરૂસે અગાઉથીજ પોતાનુ તાહડું—બરાબર બોલીયે તો ગરમ—કરી આવ્યા હતા, અને ટેબલ ઉપર ધારા પ્રમાણે જે બે ત્રણ ગ્લાસ વાઇન ઠોકયો તે તો જુદો.

ટુકમાં મેહરબાઇના દીકરાઓ જેમ ખાવે તેમજ પીવે પણ બાહાદુર હતા. બાપની ધાકને લીધે આજે તેઓએ વધારે પીધું નહી હતું, પણ બાપની ગેરહાજરીમાં તેમની ટેબલ ઉપર જોઈ લેવો દારૂનો દોર. આજે જરા જરા શરાબની ગરમીથી ભાઈઓ માત્ર ફરિયાદોજ કરીને રહ્યા હતા, પણ બાપ નહી હોય ત્યારે તો ઘણીવાર ખાતાં ખાતાં તરિયાપાવની બાજી ચાલતી હતી અને ભાઈ ભાઇઓ એકેકનાં ધોબલાં રંગવા સિવાય છુટા પડતા નહી હતા.

---

## પ્રકરણ ૬૦ મું.

## નાન્લા શેઠનું કરજ મોટા શેઠે અદા કરવું.

ખાનુ ખાઈ રેહવા આવ્યા પછી અદુભાઇને નામની એક ચીઠી આવી અને તે વાંચી તેણે બધાંની વચે જાહેર કીધું કે પેસતનશાહ ચીનાઈ આજે રાત્રે નવ વાગતે આપણુને મળવા આવવાનાછે.

આ ખબર કોઇને ગમી, કોઇને નહી ગમી—કોઈ ખુશી થયા, કોઈ દિલગીર થયા. પેસતનશાહ ચીનાઈ એક બીજા પૈસાદાર સાહેબજાદા હતા. ઘણા શોખિન, મોજીલા, પ્રસિદ્ધ અને કેટલેક દરજે જાહેર માણસ હતા. તેવણનો પણ ખર્ચ મોટો હતો, ખર્ચ પ્રમાણે તેવણની આબરૂ પણ મોટી હતી. તેવણ ભેટ સોગાદથી લોકોને ખુશી કરતા, કામકાજ અને ઘરાકીમાં લોકોને વરતાવતા હતા. મેહરબાઈ પોતાના દીકરાઓ સાથની તેવણની દોસ્તીથી મગરૂર હતી. "માય, મારા દીકરાઓ અબાઈ રહ્યા સારા સારા માણસોમાં ફરેછ" એમ તે વાત કરતી તે પેસતનશાહની સંગતથી કરતી હતી.

પેસતનશાહ પોતાના ઘેરમાં આવે તેથી મેહરબાઈ ખુશી હતી. આજે હીલ્લુના "દીવાને દહાડે" તે આંચીતો આવેછે તેમાં મેહરબાઇએ શુભ વધાઈ માની લીધી. અદુએ દરખાસ્ત કીધી કે શેઠ આવે ત્યારે દિવાનખાનામાં બધાંજણે એકઠાં થઇને ખીચડો કરવો નહી. મેહરબાઇને એ સુચના ઘણી પસંદ આવી. ભીખા અને વીકાએ કાંઇ શેઠની જાજી પરવા કીધી નહી, પણ નાની સુનઈને એ વાત ગમી નહી. માએ હુકમ કીધો કે સુનઇએ અને હીલ્લુએ દિવાનખાનામાં આવવું નહી, પણ આલીની સાથે અ-

અાસીવાળા ઓરડામાં મેરી ફરંગનને લઇને વાત વગત કરવી.

મેરી મેહરબાઇના ઘેરમાં એક "ગવરનેસ" હતી. બરોબર બોલીયે તો તે સુધરેલી ફરંગન આયા હતી. તે સાધારણ આયાઓ પેઠે સાડી અને ચોલીનો પોશાક પેહરતી નહી હતી, પણ મડમો પેઠે ગવન પેહરતી હતી. તે છોકરીઓને નહવાડતી અને ચોટલા ગુંથતીજ માત્ર નહી હતી, પણ તે છોકરીઓની સંગાથી અને સોહબતન જેવી હતી. વળી તે થોડું ઘણું ઇંગ્રેજી જાણતી હતી માટે મેહરબાઇએ પોતાની દીકરીઓને શિખવવાનું કામ પણ તેને સોંપેલું હતું. અને વધારે અજાયબીની વાત એ હતી કે મેરીએ મેહરબાઇના ચોકસ દીકરાઓને પોતાની પોર્ટુગીજ ભાષા શિખવવાનો પણ તેઓમાં શોખ પેદા કીધો હતો. એ રીતે મેરીની પદવી મેહરબાઇનાં ઘેરમાં માત્ર ચાકરડી આયા કરતાં ચહડતી હતી.

મેરીની સાથે પાછલા ઓરડામાં પેસતનશાહ શેઠ આવે ત્યારે ગોંધાઈ રેહવાનું મેહરબાઇની દીકરીઓને ગમ્યું નહી. "કોણ મુવો મોટો, શોભતો, શેઠીયો આવ્યો કે એને સાર હું પછવાડે ગોંધાઈ રહું?" સુનાઇએ પોતાની બેહનો આગળ વાંધો લીધો.

"મુવો સીપલો ઠગ? માય અમથાંજ તેના ઉપર મરી પ્રરટિછ" હીલ્લુએ ટેકો આપ્યો. "મારૂં જો ચાલતું હોયતો મુવાની ઉભા પેજની પાઘડીપર એક ધોલ મારીને મુવાના ગળાંમાં આટા લવી મુકું. મુવો વળી આપણી ગમતો આઇગ્લાસની અંદરથી જુવે, ને કમર ભાંગી ગઈ હોયની તેમ વાંકો વળી જાય. હસતો ચેહરો રાખવા મ્હોડું તો ફાટેલું ને ફાટેલું, પણ અકલમાંતો ઘસેલો હીરો! એવાને વાસતે આપણે કાં આપણું હસવા બોલવાનું છોડી દેવે?"

બેહનો આ વાંધો ચુકવી શકી નહી. હીલ્લુ અને સુનાઇએ માના હુકમની સામે દિવાનખાનામાં જવા ચાહ્યું તો તેને તેમ જવાની છુટ હતી. આલીતો પોતાનો દીકરો રડવા માંડયો ને આયાએ ગમે એટલો ચુપ રાખ્યો તોપણ ચુપ નહી રહ્યો તેથી તેને પોઢાડવામાં રોકાઈ. મેહરબાઇના દીકરાઓને પણ પેસ્તનશાહ શેઠની કાંઇ જરૂજી પરવા દીસતી નહી હતી. ભીખાએ જ્યારે જોયું કે બાવાએ વાઇનની ડિકાંટર ટેબલ ઉપર રેહવા નહી દેવાડી અને ઉંચી કરાવી ત્યારે ઘેરમાં વધારે વખત રેહવામાં કાંઈ સાર નહી રહ્યો એમ જોઇને તે ભાઈ ઘેરની બાહર ચાલ્યા.

બાવા પછી ઘેરમાં રેહવાનો ભીખુભાઇનો ધારો નહી હતો. તેને આગલે દરવાજેથી જવાની પણ આળસ લાગી. જમવાના ઓરડાની બારી કુદાવીનેજ તે ઉતરી પડયો અને બાહાર નિકળી ગયો. વીકાભાઇબી તેમજ, પણ તફાવત એ કે વીકાભાઈ પોતાના ઓરડામાં ગયો અને માથા ઉપર એક લાલ ટોપી પેહરીને જરા આબરૂ દરકારનો દેખાયા વિના તે બાહાર નહી ગયો.

નાના દીકરા હીરજીના હજી એટલાં પડ વીખરેલાં નહી હતાં. હજી તેને રાત્ર બાહેર એકલો કરવાની બીહીક હતી. તે અને અદુભાઈ ઘેરમાં રહ્યા.

અદુને ઘેરમાં રેહવાની આજે મતલબ હતી. તે પોતાના બાપ સાથ કાંઇ વાત કરવા માગતો હતો. તેની વાત તેને મનથી ઘણી અગત્યની હતી. તે વાત કરવાને તેણે શેઠબાવાને એકલા પડવાની ઘણી તક શોધી પણ લાગ બન્યો નહી હતો. બાનુ બાઈ રેહવા પછી ભીખાભાઇ તથા વીકાભાઇ ઘેર છોડી ગયા તે અદુભાઇને મનથી પીડા પતી, અને જેવા હીરજીભાઇ બેહનો સાથે મસતી કરવા પડી ગયો કે અદુભાઇને પોતાના બાપ આગળ એકાંતમાં વાત કરવાનો જોગ બન્યો.

"બાવા, મારી એક અરજ છે." અદુએ તેવણ અગાસી ઉપર ન્યુસ પેપર વાંચતા હતા ત્યાં જઇને અરજ ગુજારી. મનચેરજી શેઠે કાંઈ જવાબ દીધો નહી પણ માત્ર ચસમાની ઉપરથી બાહાર ડોળા કાહડીને

જોયું. "શેઠબાવા, મને માફ કરશો, પણ મારો હાથ ભીડમાં આવી ગયોછ."

"હં! હું ધારતોતોજ. કાંકે આ તારી અરજ કાંઈ નવી વાત નથી." મનચેરજી શેઠ ડોળા કકડાવીને બોલ્યા. "તારો હાથ ભીડમાં આવી ગયો, નહી? કેમ કરતાં વારૂ?"

"કેમ તે હું પોતે સમજી શકતો નથી." અદુભાઇએ ખોલાસો કીધો. "કેટલી બધી કસર કરૂંછ ને તોપણ કરજ ચહડયુંછ. હું અરજ કરૂંછ કે એ બોજામાંથી મને છોડવી લ્યો અને મને મદદ આપો."

"મદદ આપું? કેતરમી વખત? તું જાણેછ કે એક વર્ષની વાત ઉપર તો મેં તારાં કપાલમાં ડામ દઈ તુંને કરજના બોજામાંથી છોડવ્યો?" મનચેરજી શેઠે ક્રોધ કાહાડયો. "તુંને દર મહિને ચાલીસ રૂપીયા તો ફકત ગજવાં ખર્ચ દાખલ ધાડ ધધડાઉંછ તે શું બસ નથી? તારી બૈરી ને છોકરાંને ખર્ચ તું આપતો હશે કે તે બધાં ઉપરાંત પાકેટ મની ઉડાવી નાખીને તેં સામું કરજ કીધું?"

અદુભાઇએ કશો જવાબ દીધો નહી.

"કેટલું કરજ કીધું?" તેને ચૂપ જોઇને તેના બાપે સવાલ કીધો. "કેટલા રૂપિયાને ઘેર ગયો, કાંઈ કેહશે?"

"૩૦૦૦ રૂપિયા જી." અદુએ અચકતાં, અચકતાં, શરમાંતાં લજવાતાં આનાકાની સાથે આંકડો કહ્યો.

"ત્રણ હજાર રૂપિયા?" શેઠ બાવાના ચેહરા ઉપર નાસિપાસી અને દુઃખનો દીખો છપાઈ નીકલ્યો. "એટલા બધા રૂપિયાનું તેં શું કીધું?"

"મારૂં પોતાનું એ કરજ નથી મુરબી. પણ પેસ્તનશાહને લીધે મને કરજ થયુંછ." અદુભાઇએ પોતાનો બચાવ કીધો. "હું બનતાં સુધી તો તમારી પાસે નહી માંગતે, પણ મારી ઉપર ફરજ આવી પડીછ. મને પેસ્તનશાહે ફસાવ્યોછ. તેણે મને સમજાવીને ભાગમાં લોનના સટાનો વાયદો માથે લેવડાવ્યો. તેમાં મારે ભાગમાં રૂ૩૦૦૦ની ખોટ ગઈ."

"તારૂં નખોદ જાયરે, ઓ નીચ દુકતા!" મનચેરશાહ શેઠ એક સર્દ હાય મારીને અદુભાઈ ઉપર કકલ્યા. "તમે દુકતાઓ બાપને મદદ આપતાતો મુવા, કમાવી આપતાતો રહ્યા, પણ સામા ખુહાર કરવા બેઠાછ!"

અદુભાઇ આંખોમાં પાણી લાવી નાચારીનો દેખાવ કરતો ઉભો અને શેઠ બાવા થોડા વખતમાં ઘણા નરમ પડીને બોલ્યા.

"અદુ, મેં છેલી વખત તારૂં કરજ આપ્યું ત્યારે તુંને સમજાવ્યું તે સઘળું રદ કે? મેં તુંને કહ્યું નહી કે આપણો વખત ખરાબ આવતો જાયછ? તારી માના ભારી ખરચો મને ખુહાર કરતા જાયછ? આપણું માન અને ભરમ રાખવા સારૂં મોટા ખરચો જુદા કરવા પડેછ? બીજા હાથ ઉપર ધંધાની આવક ઘટતી જાયછ? મારા કરતાં વધારે હોશ્યાર ધણીઓ ધંધો કરવાને બાહાર પડેછ અને હરીફાઈ વધ્યાથી ઘરાકી ટુટતી જાયછ? ઓ કંગાલ દુકતા! એવા બારીક સમોમાં તેં મારી બાજુ થઇ મને ઉગાળો કરી આપવો જોઈયે કે સામો મને ખુહાર કરવો જોઇયે?"

આ ગડબડથી મેહરબાઈ ગભરાઇને દોડી આવી ત્યારે તેણે પોતાના વરથી જાણ્યું કે આવી મુર્ખ માની મોહકાણમાં તેના લાડમાં છગાવી મુકેલા છોકરાએ વળી નવું કરજ કીધુંછે ત્યારે તે પણ દુખી થઈ. તેણીએ પેહલાં તો અદુભાઇને ઘણો ઠપકો આપ્યો, પણ પોતાનું વહું ફરજંદ લાચારીમાં રડતું ઉભેલું તેનાથી દેખી શકાયું નહી. તે પણ રડવા લાગી, અને ત્યારે જાણ્યું કે આ કરજ અદા નહી થશે તો આવતી કાલે તેના દીકરાને જેલમાં જવું પડશે ત્યારે એ મા પણ દીકરા તરફની અરજમાં સામેલ થઈ. "માફ કરો મનચેરજી, અદુભાઇનો ગુનાહ માફ કરો. ફરીથી એ એવી ચાલ નહી ચલાવશે. પણ હમણા તો એને આ દુઃખમાંથી છોડવો. આપણો જનેતો દીકરો જેલમાં જઇને બેસે તે તમે કેમ જોઈ શકશો?"

અદુભાઇએ કહ્યું કે હું પેસ્તનશાહની સાથે સહી આપીને ફસ્યોછું અને લાલચંદ દલાલ મને ઘણો દમ ભરાવેછે. ત્યારે અંતે મનચેરજી શેઠે હવે બીજો કશો રસ્તો નથી એમ જોઇને કરજ આપવાનું કબુલ કીધું.

પણ તે કેવી દાનતથી! "ગધા, તું અને પેસ્તનશાહ બેહુ ગધેડા છો!" બાપે શિખામણ દીધી. "આમ દરએક વાતે કોઈ સહી આપે? સહી આપીને તું બંધાયોછ, નહી તો કે તું હજીબી આ કરજ વાયદાથી થોભાવી શકતે. હું જ્યારે નાનો હતો અને જ્યારે તારી માના પૈસા મને મળ્યા હતા ત્યારે હુંબી ઘણું કરજ કરતો હતો, પણ તે વાયદા ઉપરજ. હું બનતાં સુધી સહી નહી આપતો હતો, અને તેથી ઘણુંબી ડાહોવવું પડતું તો એક વાયદાથી બીજો અને બીજા વાયદાથી ત્રીજો એમ હું તે આશાનીથી ડાહવી શકતો હતો. મોટા મોટા વેપારીઓ પણ સેજ પુંજીએ મોટા વેપાર ચલાવેછ તે ફકત મોહડાંના વાયદા ઉપર. કબુલાત ઉપર કરજ થાયછ તો તે લંબાવી શકાયછ અથવા ઉડાવીબી શકાયછ; અને આપણી આબરૂ ગુમાવ્યા વગર તે થોડું થોડું પતાવી શકીયેછ અને માંગનારને તદન રડાવ્યા વગર સગવડ દેવું આપી રહીયેછ. કરજ કરવાની રીતજ એ છે કે વાયદો, નહી કે જ્યાં ત્યાં હાથ દસકત આપી દેવા."

---

## પ્રકરણ ૬૧ મું.

## ભાઈઓની જોડી.

શેઠબાવા આ ૩૦૦૦ રૂપિયા કાહડી આપવા ઉપર કપાલ કુટીને ઘણા દિલગીર દીલે અગાસી ઉપરથી ઉઠી ગયા, અને મેહરબાઇ પેસ્તનશાહને માટે આઇસ્ક્રીમ વગેરેની વરદી આપવા ગઇ, ત્યારે અદુભાઇ પોતાને આ નવી રકમ મળવાની આશા ઉપર ખુશી થતો ઉભો.

પણ તે જાજીવાર એકલો પડયો નહી. ભીખુભાઈ બાહારથી દોડતો આવ્યો અને પુછવા લાગ્યો કે "બાપ કયાં છે?"— "બાવા હમણાજ અંહીથી અંદર ગયા." અદુએ પુછયું "શું કામ છે?"

"મજાહ છે મજાહ." ભીખુએ ખબર કીધી. "મને રૂ૨૫ ની રકમ જોઇયેછ. વાહાલણદારૂ પાપરાંના પીરોજશાહ પાસે રૂપાંની મુઠનો એક સુંદર ચાબુક વેચવાનો છે. મને તે જોઇયેછ ને હું બાવા પાસે તેના પૈસા લેવા આવ્યોછ."

"શું? એક ચાબુકના ૨૫ રૂપિયા?" અદુભાઇએ ભાઈની અદેખાઈ અચરતીના આકારમાં બતાવી.

"૨૫ રૂપિયે તો સસતો છે. રૂપાંની મુઠ સીપના હાથામાં જડલીછે." ભીખાએ પોતાનો બચાવ કીધો. "એવા ચાબુક કાંઈ હંમેશા મળેછ કે?"

"પણ તારી પાસે કેટલાબધા ચાબુક છે. તે તો તું વાપરતો નથી, ને વળી બાવાને આ નવા ખર્ચમાં કયાં નાખેછ?" કરકસરીયા અદુભાઇએ ઉડાઉ ભીખાભાઇને શિખામણ દીધી! "ચાબુક તુને શા ખપના છે? તે લઇને તું કયાં સવારી કરવા જવાનોછે?"

"હા, હવેથી હું દરરોજ ઘોડાપર બેસીને ફરવા જવા માગુછ. માટે આ ચાબુક કામનો છે અને વળી શોભાનો છે. પાપરાંનો પીરોજશાહ મને આપેછજ કયાં? એ તો એની બુઢી માને માટે રૂપિયાની ગરજ છે તેથી વેચવા નિકળ્યોછ, પણ મને કે-

હજે રોકડા પૈસા લાવ, તેથી હું લેવા આવ્યોછ. અદુભાઈ, હું એ ચાખુક ખરીદું તેમાં તારૂં શું ગયું કે તું આડો આવેછ? તુને શો હક છે?"

"કાંઇજ નહી. મારો હક નથી ભીખા." અદુભાઇએ જોયું કે ભીખો તો હકનો સવાલ લાવ્યો ત્યારે તેને મળતો થઈ જઇને, આમ નવાઈ જેવી રીતે ભાઈના અર્ચાજાપણાની આડે આવવાની પોતાની ખરેખરી મતલબ તેણે કહી સંભળાવી. "જો ભીખા હું તુને ખરી વાત કહું? તું બાવા પાસે આજે પૈસા માગવા જશે તો તેવણ ચીહરડાશે, ને મારૂં કામ બિગાડશે. હમણાજ મેં તેવણ પાસે રૂપિયા માગ્યા, ને તેથી તેવણનો મીજાજ ગયેલોછે."

"પણ તુને મળ્યા કે નહી?"

"હા. મોટી માથાકુટે આપવાને કબૂલ કીધા."

"ત્યારે તાગમાંથી મને ૨૫ રૂપિયા આપશે?" ભીખાએ તુર્ત ભાગ માગ્યો. "તું આપે તો હું બાવા પાસે નહી જાઉ."

"મારીથી કાંઇ બને નહી." અદુએ સાફ ના પાડી. "મને જોઇયેછ તેટલાબધા તો મેં માગ્યા નથી, બધા માગવાની મારી હિમતજ ચાલતી નથી. માટે મને મુળમાં ઓછા મળશે, ને તેમાં બીજા બાહારથી કહડાવીને મને ભરવા પડશે, તેમાંથા વળી હું તુને ક્યાંથી આપું?"

"પણ ત્યારે મને ૨૫ રૂપિયા હમણાને હમણા જોઇયેછ તે?" ભીખાભાઇને મોટી મુશકેલ નજર આવી. "પાંપરાનો પીરોજશાહ તો ચાબુક બાહાર વેચવા જવાનો હતો, પણ મેં તેને તુર્ત પૈસા લાવવાની કબુલાતે થોભાવ્યોછ. જો હું રૂપિયા નહી લઈ જવશ તો તે બીજાંને વેચી નાખશે. તું મને રૂપિયા આપ, નહી તો કે હું બાવા પાસે જાઉંછ ને તેવણને સાફ કેહુંછ કે બધા રૂપિયા તુંને એકલાને શા માટે આપે? જેવો તારો હક તેવોજ મારો હક. આપણે બેહુ સરખા. માટે તુંને જે આપવાના હોય તેમાંથી રૂ૨૫ મને આપે."

ભીખુભાઈના આ તકાજાથી અદુભાઈને અપમાન લાગ્યું અને ગુસો ઉપજ્યો. પણ શું કરે? આગળ એજ પ્રમાણે બાપની આશીસમાં પૈસાની લૂટને માટે ભાઈભાઇઓ અથડી પડયા અને પછી રસતામાં બાહાર નિકલીને મરાયા હતા તેમ કાંઈ આજે શુભ દાહડે અને બાપે હજી તો હમણાજ મેહરબાનગી બતાવીછે તેટલામાં બને નહી. માટે અદુભાઈ હજી પણ નરમ પડી ગયો અને ભીખુભાઇને સમજાવા લાગ્યો.

"ભીખા તું બીહેછ શું કામ? જો પાંપરાંનો પીરોજશાહ ચાબુક વેચી નાખશે એમ તું બીહતો હોય તો કાલે રૂપિયા આપવાનો વાયદો દઇને ચાબુક લઈ આવની."

"પણ પીરોજશાહ તો પૈસા રોકડા માગેછ?"

"કાલના વાયદાપર થોભશે, એક રાતમાં શું ખાટું મોળું થવાનું છે? તુને જોઈતો હોય તો જઇને ચાબુક લઈ આવની" અદુભાઈએ સલાહ આપવા જેટલી ધીરજ બતાવી. "વાયદા ઉપર હજારોનો વેપલો કરી શકાયછ. બાવાએ હમણાજ મને નસિહત આપી કે એવણ નાના હતા અને ગરીબ હતા ત્યારે એકથી બીજાંને વાયદા ઉપર હવાલા આપીને વર્ષનાં વર્ષસુધી કામ લઈ શકતા હતા. તુર્તવેળા વાયદો આપ્યો તેથી પૈસા પણ તુર્તજ આપવાની જરૂર નથી."

"પણ પીરોજશાહ થોભે તેમાંનો માણસ નથી." હજી ભીખુભાઈની મુશકેલ આશાન થઈ નહી.

"તું કાલનો વાયદો દેશે ત આજે ચુકવી આપ્યા બરાબજ સમજશે." અદુભાઇએ હજી તેને આ કરજ કરવાની આશા આપી. "તું તારે ચાબુક લઈ આવની. એક વખત માલ હાથમાં આવ્યો કે પછી એ શું કરવાનોછે? કબજો એ ધાગના નવ પાંઈટ છે. પછીની વાત પછી થઈ રેહશે."

"પણ કાલે પૈસા નહી આપીશ તો પીરોજશાહ તુફાન કરી મુકશે."

"ત્યારે તુંબી તુફાન કરજે. એવી નજીવી રકમને વાયદા ઉપર ઉડાવ્યા કરવાનું કાંઈ ભારી નથી. આપનાર કંટાળતો નથી, તેટલો જલદી માગનાર પોતેજ કંટાળી જાયછ."

અંતે ભીખો રૂપિયા લીધા વગર પીરોજશાહ પાપરાંને ત્યાં પાછો ગયો. પીરોજશાહનું ઘેર માહીમના દરિયાકિનારા ઉપર મનચેરજી શેઠના ઘેરથી માત્ર થોડુંજ દુર હતું. તે એક નાનો, સાદો, ગરીબડો બેઠો બંગલો હતો. પીરોજશાહ પાપરાંનો આગળ સારો વખત હતો, અને જ્યારે મનચેરજી શેઠ પાસે પૈસા નહી હતા ત્યારે પીરોજશાહના બાપ ઘણી જાહોજલાલીમાં હતા. પણ શેરસટાના વખતમાં તેવણ ખુવાર થઇ ગયા અને થોડા વખતમાં તેવણનાં કુટુંબનાં ઘણાંજણ મરી પણ ગયાં. એકલો પીરોજશાહ પોતાની માને લઇને આ માહીમના એકાંતપણાંમાં આવી રહ્યો કે જ્યાં પોતાનો અને પોતાની માનો ઘણી મુશકેલીએ નિભાવ કરતો હતો અને જેમ આજે તે પોતાનો રૂપાંની મુઠનો ચાબુક વેચવા નિકળયોછે તેમ કોઈ કોઈ વખત તેને પોતાની બુઢી માવતરના ગુજરાણને માટે અવારનવાર કાંઈ દાગીનો વેચવો પડતો હતો.

"બાવા બાહાર ગયલા છે, ઘેરમાં નથી." ભીખુભાઈએ અદુભાઈની શિખામણ મુજબ પીરોજશાહ આગળ બાહનું કાહાડયું. "નહી તો કે હું હમણાજ તમોને રૂ૨૫ લાવી આપતે. કાલે તો હું ખચીત લાવીશ. હું આફીસમાં જવા અગાઉ તમારા રૂપિયા પુગાડીશ. પછી તો બસ?" પીરોજશાહ પાપરાંએ આ કબુલાત માન્ય કીધી અને ભીખુભાઇને પોતાનો કીમતી દાગીનો કાહડી આપ્યો.

જે વખતે પીરોજશાહ ભીખુભાઈ સાથ પોતાના બંગલાની બાહેર ઓટલા ઉપર વાતે વળગેલો હતો, તે વખતે તેના કંપાઊંડની દિવાલની બાહર વાલી નાની ગલીમાંથી બે છોકરાંઓ ઝડપથી નાસી ગયા તે નહી પીરોજશાહ કે નહી ભીખાજી જોઈ શકયા હતા. તેઓ ગોયા જીવ લઇને નાસતા હતા, અને તોપણ તેઓ એટલાતો હર્ષમાં હતા કે તેમનું હસવું તેમના પોતાથી ખમી શકાતું નહી હતું.

એ બે જણ શેઠ બાવાના બાકીના બે "નાન્લા શેઠો" વીકાજી અને હીરજી હતા. હીરજીને કાંઈ વડા ભાઇઓની પેઠે રાત્રે રખડવા જવાની ટેવ નહી હતી, અને આજે તે જમ્યા પછી પેહલાં બાહાર ગયોબી નહી હતો, એ તો વીકાજી પાછો આવી બોહસ કરી તેને તેડી ગયો પણ તેઓ જલદી પાછા ફરયા, અને તોપણ મસ્તીમાં હતા, કે જે મસતીમાં, તેમના ચેહરા ઉપરથી દેખીતું હતું કે તેઓ કાંઇ વાંક કરી આવેલા હતા અને તેથી પોતાના ઘેર તરફ નાસતા હતા.

તેઓ ઝટ ગલીમાંથી નિકળીને માહીમના રસતા ઉપર બાહેર પડયા અને ત્યાંથી તેમના બાપીકા મેહલ "માહીમ કાસ્ટલ" ના દરવાજા ઉપર દોડી જવા માટે માત્ર તેઓએ થોડાજ વાર વટાવવાના હતા બાપના દરવાજામાં પેઠા કે તેઓ સલામત હતા અને સલામત રહ્યા એટલે વધારે જોરથી હસવા લાગ્યા. ખુશાલી વચે તેઓએ બંગલામાં સીધે રસતે જવાનાં ઓટલા અને બારણાં પણ ગણકાર્યાં નહી. બંગલાની એક પાંખ બાહાર નીકલી આવેલી હતી તેનાં ભીંયતલીયાંની બારી કુદાવીને તેઓ અંદર ગયા અને લાગલાજ પોતાની બેહનો અને ભોજાઇ "અગાસી વાળા ઓરડા" માં હતાં ત્યાં દોડયા.

વીકાજી અને હીરજીને હેઠલથીજ ખબર મળી કે શેઠ પેસ્તનશાહ ચીનાઇ મળવા આવેલાછે, પણ બાવાનો અને માયનો હુકમ છે કે છોકરાંઓએ દિવાનખાનામાં એકઠાં મળી ખીચડા કરવો નહી

માટે "અગાસી વાળા ઓરડા" માં છો-કરીઓ મેરીની સાથે છે. આ બે ભાઈ-ઓને પણ તેવુંજ જોઇતું હતું. તેઓ દિ-વાનખાનામાં જવાને લાયક હાલતમાંજ નહી હતા તેઓ જે મસતી કરી આવ્યા તેમાં તેમના પગ દરિયાના કિનારા ઉપરની રેતી અને કીચલથી ખરડાયલા હતા, અને દોડતાં તેમનું અંગ સઘળું પસીને ગરકાવ થયલું હતું. વળી તેઓ પોતાની આજની બાહદુરીની મજાહ પોતાની બેહનો આગળ કેહવાને તલપી રહેલા હતા, કે જે મા બાપ અને પેસ્તનશાહ ચીનાઈના દેખતાં દિવાનખાનામાં તેઓ કહી શકત નહી.

"અગાસીવાળા ઓરડા" માં હીલ્લુ અને સુનાઈ ફરંગન મેરીની સાથેજ હતાં, તથા વડી બેહન આલી શેઠ પેસ્તનશાહ ચીનાઇને માટે ગીતની ચોપડી લેવા આવેલી હતી. તે ત્રણે બેહનો નાના ભાઈ-ઓની આ દોડાદોડી અને નાહસ ભાગથી અચરત થઇ. "શું છે? શાના બીહો-છ ભાઇઓ?" આલીએ પુછયું.

"બીહીક? બીહીક કોણ છાવાની હોય?" વીકજીભાઇએ જવાબ દીધો અને બેહુ ભાઇઓ હસવા પડયા "અમે બીધેલા નથી પણ ગરમ થયલા છીયે. ખુબ દોડયાછ કેમ હીજુ? કેવી મજાહ પડી?"

"દોડયા? કાં દોડયા? એવી શું ચોરી કીધી કે દોડવું પડયું? કહી દેવો મને." આલીએ તકાજો કીધો.

"હે? તું કોણ પુછનારી?" વીકાએ તાણ કીધું. "વાત ઘણી હસવાની છે પણ તું સેહલ સુજે પુછેતો તો પુછ. તાણ કીધું કેની, તો અમે કાંઇ કેહવાના નથી."

આમ કહી વળી પાછા બેહુ ભાઈઓ હસવા લાગ્યા અને આલીનેજ નહી પણ ત્રણે બેહનોને શું છે તે જાણવાની ઘણીજ ચટપટ થઇ.

"જો સાંભળો," બેહનોના કાલાવાલાથી વીકાજીએ વાત ચલાવી, "હમણા કેની હમણા તે અમે એક ધરતીકંપ કરી આ-વ્યાછ—પેલા પીરોજશાહ પાપરાંના બંગલાની બારી ભાંજી આવ્યા. ભોગ જોગે પીરોજશાહની માય પેલી ઘરડી ડાસીબાઈ બારીએજ બેઠેલી, મારા પથરે તેની બારીનો કાચ ભાંગ્યો તો ભાંગ્યો પણ ડાસીનું કોઠુંજ રંગાઈ ગયું."

"તેં કેમ જાણ્યું કે રંગાઈ ગયું?" હીરજીએ હસતાં હસતાં પોતાંના હસવા પડેલા ભાઈની ભુલ ભાંજી. "પથરો કાચને વાગ્યો ખરો પણ ડાસીબાઇ ડાસીને વાગ્યો કે નહી તે તો કોણ જાણે?"

"વાગવો જોઇયે. જો વાગ્યો નહી હોય તો હું હાથની કલમ કરી આપું" વીકાજીએ શરત બકી.

"પછી? પછી? ભાઈ પછી શું થયું?" આલીતો આ વાતની દરકાર કીધા વગર ગીતની ચોપડી લઈ દિવાનખાનામાં ગઈ—તેને આ ભાઇઓની તુફાની સંગત કરતાં પેસ્તનશાહ ચીનાઈની બપકાદાર સંગત વધારે પસંદ હતી—પણ હીલ્લુ અને સુનાઇ બેહનો ભાઇઓની આ મસ્તીથી મગ્ન થઈને વધારે પુછવા લાગી. "પછી? પાપરાંની ડાસીએ તો કફડીને ઝેર ખાધું હશે?"

"એ કોણ છે? મરીગીયા મુવા! એ કોણ હાથભાંગાએ મારી બારીનો કાચ ભાંગ્યો? ઉભો રેહ, મુવા, હમણા તુને પકડાઊછ" એમ ડાસી તો ગાળ દેવા પડી. વીકાજી ડાસીના આવાજની નકલ કરીને બેહનોને હસાવા લાગ્યો, અને બિચારી એક ગરીબ ડાસીને નુકસાન કરવાના હેવાલથી બેહનો ઘણીજ ખુશી થવા લાગી.

"પણ રાંનની તાકાત શું કે આપણને પકડે? કેમ વિકા?" હીરજીએ હસીને ભાઈની સાક્ષી પુરાવી. "પેહલાંતો રાન ડાસી મરવા પડેલી—દખમે જવાની ઘડીએ આવેલી—રાંન બુમ તો ઘણી પાડવા ગઈ પણ સાદજ ક્યાંથી નીકલે?"

"પણ એનો દીકરો પીરોજશાહ હતો કેની?" હીલ્લુએ પુછયું.

"નહી. પીરોજશાહતો આગલી ગમના

ઓટલા ઉપર આપણા ભીખુભાઈ સાથે કાંઈ વાતે ઉભેલો હતો. તે છાવાને તો ખબરજ નહી કે હમે બંદાઓએ પાછલી બારીએ કેવી બાહદુરી બતાવેલી હતી." વીકાજીએ પોતાનાં વખાણ કીધાં.

"'ઉભો રેહ મુવા હમણા તુને પકડાઉંછ' એમ કરતી ડાસી ઉઠી ખરી. રાન ડાસી અમોને પકડાવેજ શી રીતે? અમે ઉભા રહીયે તો કે?" હીરજીએ ડેવાનને ટેકો આપ્યો. "જેવો બારીનો કાચ ખરંગ દઇને અફડાયો કે અમે બેહુ જણ લાગલાજ નાઠા."

"પણ ત્યારે તમોને એ કાચ ભરી આપવો પડશે, ભાઈ." અંહી હવે કરંગન મેરી જે સાંભળ્યાં કરતી હતી તે વચે પડી. "એક ગરીબ માણસને નુકસાન કરી તમે બચી જાવો એમ સમજતા ના. એનો દંડ તમારે માથે પડશે."

"લે, વળી મડમ સાહેબના માથામાં રાઈ આવી દેખું?" વીકાજી મેરીની મજાક કરવા લાગ્યો. "કેમ કાલી મડમ? કાંઇ તમોને ગાલ ખાવા ગમેછ કે શું?"

"જોઇયેતો ગાલ દેવો. પણ હું તમુને કહુંછ, વીકા શેઠ, કે પીરોજશાહ તમારા બાવા આગળ ફરિયાદ આવશે અને તમોને તથા હીજી શેઠને બારીનો કાચ જડાવી આપવો પડશે."

"પણ તે ફરિયાદ કરવા આવે તો કે?" આ ભાઇઓએ બચાવ કીધો. "રાન ડાસી બારીએથી અમોને જોવા ઉભી થાય તેની અગાઉ તો અમે છુટ થઈ ગયા. ને પીરોજશાહ પોતે એટલો વાતમાં પડેલો હતો કે અમે શું કીધું તેની તેને ખબરબી નહી, ને તેણે અમોને દીઠાબી નહી."

"ચાલ, મેરી, અમારે વાસતે શું છે?" વીકાએ વાત ઉડાવાને વરદી કીધી. "કાશી, આઇસ્ક્રીમ જે હોય તે લાવ."

મેરી હાંક મારીને કાવલા ચાકરને બોલાવા ગઈ અને કાવલો છોકરાંઓને માટે મેહરબાઇની મોકલેલી આઇસ્ક્રીમની પ્લેટો મુકીગયો.

---

## પ્રકરણ ૬૨ મું.

## ડાસી પડોસીની બારી અને પીરોજશાહ પાપરાંનો ચાબુક.

"કેવી મજાહ પડી હેં હીજા?" હજી આ ભાઇઓનું હસવાનું પુરૂં નહી થયું "બારી સમરાવાનો અડધો રૂપિયો કાહડી આપતાં ડાસીતો એવી ફફડશે એવી ફફડશે કે—"

"ફફડશે? હું કહુંછની કે તમોને તે આપવું પડશે". ચીનીકોડીની પ્લેટો સાથ રૂપેરી ચમચીઓથી ચાલી રહેલા ખણખણાટ વચે વળી મેરીએ આ છોકરાઓને ચોકાવ્યા. "જો તમારી જગ્યાએ હું હોવું તો શું કરૂં તે જાણોછો છોકરાં?"

"શું કરે? દેવલમાં જઇને પાદરી આગળ કનફેસ કરે? હેં મેરી?" વીકાએ મશકરી ચલાવી અને સઘળાં ખડખડ હસવા લાગ્યાં. "પણ મેરી, તારા ધર્મમાં એમ હશે. અમે કાંઈ ખ્રિસ્ટી નથી કે પાદરીને માનીયે."

"નહી. એ ધર્મની વાતજ નથી." છોકરાંઓના ટાહટપા વચે મેરીએ શિખામણ દીધી, "હું જો તમારી જગ્યાએ હોવું તો ડાસીબાઈની આગળ જઇને મારી મેજેજ વાંક કબૂલ કરૂં, માફ માંગું અને કાચ સમરાવાનો ખરચ આપી આવું."

"ડાહી ઘણી" હીલ્લુએ ભાઇઓનો બચાવ કીધો. "આપણે સાંમી શિક્ષા ખમવા જઇયે! મેરી જો વાત લાવીછ તે?"

"પણ આજે બસ આઇસ્ક્રીમજ કે?" હીરજીને વધારે ભાવી આવ્યું. "મેરી અમારે માટે બીજું શું છે મંગાવની?"

"આઇસ્ક્રીમ સાથે પેસત્રી છે." હીલ્લુએ યાદ આપી. "મેરી, મારે સારૂં મકરૂમ મંગાવ."

"ને મારે વરે તો કરનકેક મંગાવજે." સુનઈએ શોખ બતાવ્યો.

મેરીના હાંક મારવાથી કાવલો મીઠાઈની રકાબીઓ મુકી ગયો; અને વળી આઇસ્ક્રીમની સાથે કેક મકરૂનપર મારો ચલાવતાં છોકરાંઓ ગરીબ ડાસીબાઈની ખરાબી ઉપર હસવા લાગ્યાં.

મેરીની શિખામણ તો, જે માણસો અંતકરણ શું અને પસતાવો શું તે સમજે, તેમને માટે હતી. ગુલીના દીકરાઓ જો કાંઈ વાંક થાયતો કબુલ કરે એવા હતા. વાંચનાર યાદ કરશે કે જ્યારે રૂસ્તમ ફકત રસ્તા ઉપર માતબર મેહરબાઈના લુચા છોકરાઓના મારને લીધે પોતાના શેઠનું પોસ્ટમાં નાખવા આપેલું ઉતાવળનું અને કામનું કાગળ વખતસર પોસ્ટ કરતાં ભુલી ગયો ત્યારે, જોકે રૂસ્તમનો પોતાનો કાંઈ વાંક નહી હતો, જોકે તે વાંક પકડાય એવો નહી હતો. તોપણ રૂસ્તમે પેહલી તકે હોરમજશાહ શેઠ આગળ જઇને તે વાંક કબુલ કીધો હતો. મેહરબાઈના દીકરાઓને એમ વાંક કબુલ કરવાની કેળવણી મળેલી નહી હતી કે જેથી તેઓ પોતાની "કાલી મડમ" મેરીની આ શિખામણ માન્ય કરે.

"મેરી, અમે કાંઈ જાણીજોઈને પાપરાંની ડાસીનો કાચ ભાંજ્યો નથી." વીકાજીએ બચાવ કીધો.

"ત્યારે? ત્યારે? કેમ કરતાં ભાંગ્યો?" બેહનોએ વધારે હર્ષથી પુછ્યું.

"ડાસીબાઈની બારીને મથાળે એક ઝાડની ડાંખળીપર વાગલું લટકેલું હતું. અમે તો તેની ઉપર પથર મારવા ગયા, તે બારીને અકસમાત વાગ્યો."

"પણ મેરી આજે માયે ચંપીન મંગાવ્યોછ તે અમારે માટે નહી કે?" હીલ્લુએ માગણી કીધી.

"મંગાવ, મંગાવ મેરી. આજની મજાહ એકેક ચંપીનના ગ્લાસમાં પુરી કરીયે." છોકરાંઓને ચંપીન આપવાનો બાવાનો હુકમ નહી હતો. પણ મેહરબાઇએ શેઠની હરૂસે ચંપીન મોકલ્યો અને કાવલો ઘડી ઘડી ફેરા ખાવા સારૂ બડબડતો તે લઇ આવ્યો.

મેરીએ શિખામણ દીધી હતી કે આપણાં દીલમાં પાપ નહી હોય અને જો દિલ સાફ હોયતો રાતનાં નચિંત ઊંઘ આવેછે. મેહરબાઈના દીકરાઓ ચંપીનના એક ગ્લાસથી રાતના મજેથી ઊંઘ આવે એમ માનતા હતા.

"કાવલા, ફેરા ખાતાં ફફડેછ શાનો?" હીલ્લુએ તેને ધમકાવ્યો. "વળી ચાકર લોકના પગ ફેરાજ ખાવા માટે ખોદાએ ઘડયાછ."

પણ હજી કાવલાના નસીબમાં એક બીજો ફેરો લખેલો હતો.

"વીકાજી શેઠ તમોને કોઈ પુછેછ." તે પેગામ લાવ્યો.

"અત્યારે? કોણ છે? કાવલા તું ઓળખેછ?"

"હાજી. આપણી પડોશમાંના પીરોજશાહ પાપરાં છે" કાવલાએ ઓળખ આપી. અને એ નામ સાંભળતાંજ વીકાભાઈ ફગલાઈ ગયા.

"તે કોણને, મનેજ પુછેછ?" તેણે કાવલાને પુછીને આનાકાની બતાવી અને જ્યારે કાવલાએ હા કહી ત્યારે તેની છાતી ધડકવા લાગી.

"પણ નખોદ ગીયા કાવલા, તેં તેને ના કાં નહી કહ્યું કે હું ઘેરમાં નથી?" વીકાએ ઠપકો આપ્યો.

"પણ હું શું જાણું કે તે તમારો માગનાર છે અને તમે તેનાથી ભરાઈ બેસવા માગોછ? મને અગાઉથી કહ્યું કાં નહી કે તેને ના કેહવી?" કાવલો તાણ કરવા લાગ્યો. મોટા લોકનાં ઘેરમાં પારસી ચાકરો ઘણીવાર બચ્ચાં છોકરાંઓ સાથે તાણમાંજ વાત કરેછે. "વળી હીલ્લુબાઈ કેહજે ચાકરોના

પણ ફેરા ખાવાનેજ ઘડેલાછે, તે ફેરા ખાઇને કેહવા આવ્યો ત્યારે કે?"

"મર મુવા તું કેહવાનો આવતો!" હીલ્લુએ ધમકાવ્યો. "નહી આવતે તો સારૂં."

"વારૂ કાવલા, એક બીજો ફેરો ખા." વીકાજીએ તેને પટાવીને કહ્યું "તું પીરોજશાહને ઉડાવ. તે મારો માગનાર નથી, પણ હું તેને મળવા માગતો નથી. કેહ કે હું જમવા બેઠોછ, રીક છું, ઊંઘાયલોછું. તારે ગમે તે કહીને પાછો વાળ."

કાવલો ગયો અને હવે આ છોકરાઓ ઉપર મેરીની ચહડતી થઈ. કાવલો તુર્ત વળી નવો ફેરો પડવા સારૂ ફફડતો પાછો આવ્યો.

"વીકાશેઠ, પીરોજશાહતો નહી જતો. એ તો ઓટલાની ઉપર બેઠોછ."

"પણ પાપને પટાવીને કાહાડની!"

"કેમ કાહાડું? એ તો કાંઇ રાવ લાવ્યોછ ને કેહેછ કે તમે નહી આવશો તો શેઠ બાવાની આગળ રાવ કરીશ."

હવે જયા વગર વીકાજીના હાથમાં બીજો ઉપાય શો? તે બડબડતો ભડભડતો ગયો, પણ પીરોજશાહ પાપરાંની આગળ તો હસીને ઘણો ડાહ્યો દેખાવા લાગ્યો. "ઓહો પીરોજશાહજી? તમે છો કે? અત્યારે રાત પડી તસદી લીધી? કાંઈ ફરમાસ?"

"અરે લાહેરી ના કર વીકાજી." પીરોજશાહ એક દમ ગળે પડયો. "તેં આજે મારા ઘેરપર પથર કાં માર્યો? અને તું બારીનો કાચ કાં ભાજી આવ્યો?"

"પથર મારૂં? હા, હા, હા, હા," વીકાજીએ વાત હસી કાહાડવાના ઢોંગ કીધા. "તમેજ તો કાંઈ પથર ઘુમાવોછ? હા, હા, હા, હા, પીરોજશાહ તમોને કોઇએ સજડ પથરા આપ્યાછ."

"અરે ઢોંગ ના કર. એવા ઢોંગ મારી આગળ નહી ચાલશે." પીરોજશા ચીહીડાયો.

"એટલે? તું કેહવા શું માગેછ? ગળે પડુ!" વીકાજીએ હવે તુંડાઈ બતાવી.

"તું અથવા તારો ભાઈ હીરજી, બેમાંથી એકે પથર માર્યોછ." પીરોજશાહ ઘણી ગંભીરાઇથી તોહમત મુકવા લાગ્યો. "તને બેહુ જણાઓ સાથે હતા. મારાં માય બારીએ બેઠાં હતાં, તેવણને પથર વાગ્યો હોત; પણ જરામાં તેવણની આંખ બચી ગઈ અને બારીનો કાચજ ભાંગીને રહ્યો. મુગો મુગો, સહવારને સહવાર મારો કાચ પાછો જડાવી આપ, નહી તો કે હું શેઠબાવાને કહીશ."

શેઠબાવા એજ વખતે દિવાનખાનાંની અગાસી ઉપર ચંદની ચોરવા બેઠા તેની આ લોકને ખબર નહી હતી. તેવણ હેઠલ ચાલતી આ ગડબડ સઘળી સાંભળતા હતા, તેવણ તુર્તજ હેઠલ ઉતરી આવ્યા અને "સાહેબજી પીરોજશાહ? શું બીના છે?" કરી પુછવા લાગ્યા.

પીરોજશાહે સઘળો હેવાલ કહ્યો. "મારાં માય સાફ કેહછ કે જોકે રાત છે, તોપણ ચંદનીથી તેવણે આ બેહુ ભાઈઓને ઓળખ્યા. વીકાજી બંગલાના અંધારા ઓથામાં સંતાઇને નાઠો તોપણ તેના લાંબા કદે તુર્તજ તેને ઓળખાવી આપ્યો. હું દલગીરછું કે વીકાજી આવો એક નજીવો વાંક નામુકેર જઈ સામા મને ગળે પડેછ."

"ખરી વાત છે કે, વીકાજી?" મનચેરજી શેઠે થથડાવીને પુછયું.

"તદન જુઠું છે જી. કોણ જાણે કોણે એની બારી ભાંજી હશે ને મને ગળે પડેછ. હુંતો અંહી આઈસક્રીમ ખાવા બેઠોછ. હું એક કલાક થયો આપણા અગાસીવાળા ઓરડામાં છું ને કશું જાણતો નથી."

"અરે જો ભલા, વાતમાં કાંઈ દમ નથી," પીરોજશાહ સમજાવવા લાગ્યો. "પણ જુઠું બોલવું એ મહાપાપ છે."

"પીરોજશાહ, અમસથી પટપટમાં કાંઈ ફાયદો નથી." હવે શેઠબાવાએ તેને પણ જરા દમ ભરાવી લાહેર સહી ઇનસાફ ચલાવ્યો. "તમારા કોઈ સાક્ષી છે?"

"સાક્ષી કોણ હોય? શાક્ષી મારાં બુઢાં

માથ. તેવણુની આંખ ફુટી ગઈ નહી એજ બસ છે, તેવણની આંખ્યો સલામત છે અને હા, તેજ આંખ્યોએ તેવણે વીકાજીનો હાથ પથર ફેંકતાં જોયો."

"વાત ઘણી નજીવી છે. વીકા." શેઠ-બાવાએ વાંક મનાવા સારૂ ધીરજ આપી. "વીકા, જો વાંક કીધો હોય તો માની દે."

"પણ સાહેબ વાંક કીધો હોય તો કેની?" વીકો ખરૂં કહી દેવું કે નહી તે વિષે ઘણી આનાકાની વચે અંતે જુઠું બોલવાના પોતાના ઠરાવને વળગી રહ્યો. "પીરોજશાહને મેં એક દાહાડે ગાલ દીધી તેનું એ મારી ઉપર વેર લેવા નિકળ્યોછ."

"વીકાજી, એ સારાં માણસની રીત નથી હો!" પીરોજશાહ લાચાર થઈ બોલ્યો.

"તારા કરતાં હું વધારે સારો માણસ છું, જુઠા." વીકાજી તેની ઉપર ઉતરી પડયો.

"જરાવાર બેસો પીરોજશાહ, હું હમણા આવુંછ." આમ કહી શેઠબાવા માળા ઉપર નાના દીકરા હીરજીને પુછવા ગયા. એ નાન્લા શેઠ પોતે પણ વાંકમાં હતા, એટલે દાદર ઉપરથી હલુસે ઉતરી આવી આ સઘળી ગડબડ સાંભળતા હતા. પોતાના બાપને અંદર આવતો સાંભળી તે ચોરની માફક પાછો સટી જઇને અગાસીવાળા ઓરડામાં અગાઉથી ભરાઈ ગયો, અને વળી છોકરીઓ આગળ હસવા લાગ્યો— "બાવા આવેછ! બાવા આવેછ! અબાડા હો! જાણે કાંઈ જાણતાજ નથી."

મનચેરજી શેઠ ગુસાબેર ઓરડામાં આવ્યા અને હીરજીને પુછવા લાગ્યા. "ખરૂં કેહજે હીરજી કે તું ને વીકો બે જણ આજે રાત્રે પીરોજશાહની બારી ભાંજી આવ્યાછ કે નહી? ખરૂં કેહજે. બારી ભાંજી હશે તે હું માફ કરીશ, પણ તું છુપાવશે તે નહી માફ કરીશ."

રખે હીજુભાઈ વાંક કબૂલ કરી દેય, તે બીહીકથી તેને ચેતાવવા વીકાજી છુપો બાપની પછવાડે ગયો હતો, અને બાપ જ્યારે હીરજીને અંદર પુછતો હતો ત્યારે વીકાજી પછવાડેથી સંતાઇને નામુકેર જવા દુરથી હીરજીને ઇશારત કરતો હતો.

"બારી શું? ને કાચ શું? ને વાત શું?" હીરજી જો કે ચૌદ વર્ષનો નાનો હતો, તોપણ ત્રણ જુઠા ભાઇઓની પુઠનો હતો, એટલે જુઠું કેમ બોલવું તેની કેળવણી પુરતી પામી ચુકયો હતો. "બાવાજી, આજે મેંતો પીરોજશાહનું ઘેરબી જોયું નથી. અમે અંહીના અંહીજ છીયેજી."

હવે શેઠબાવાની ખાતરી થઇ કે તેના દીકરાઓનો વાંક નથી, અને દીકરા દીકરીઓને ધીરજ આવી કે માથેનું વાદળ પતી ગયું.

પણ તેમ નહી હતું. શેઠબાવા ખુશી થઇને હેઠલ પીરોજશાહ પાપરાંની ભુલ સમજાવવા જતા હતા, તેવામાં મેરીએ આવી બાળયો. તે ફરંગન આયાને છોકરાઓએ "કાલી મડમ" કહીને બીજવી હતી તેથી છોકરાંઓની ફરંગન શિક્ષકની પદવીને અપમાન લાગ્યું, અને તેના ખારમાં તેણીએ સઘળું કહી દીધું.

"શેઠ આ છોકરાઓ જુઠું બોલેછે." મેરીએ સઘળું કહી આપ્યું. "પણ જો આ નજીવું જુઠું જવા દેશું તો બીજીવાર કોઈ વધારે મોટો વાંક કરશે, માટે અત્યારથીજ ટુકમાં ડામવા જોઇયે. ડોસીબાઇની બારી ભાંજવાની બધી વાત ખરી છે. વીકાશેઠ અને હીરજીશેઠ સઘળું કબૂલ કરી કેવારના તે વિષે અંહી આવીને મજાહ માગવે છે અને હું તેઓને કેવારની સમજાવુંછું."

હવે કબૂલ કરવા સિવાયે બીજો કશો ઉપાય રહ્યો નહી; અને શેઠબાવા પોતાના દીકરાઓ કેવા લુછાછે તે વિષે ઘણા દુખી થતા હેઠલ પાછા ગયા.

પોતાના દીકરાઓની એબ ઉઘાડવી તે પોતાનીજ એબ ઉઘાડવા જેવું સમજીને મનચેરજી શેઠે પીરોજશાહ આગળ વાત ઉડાવી અને પોતે પણ જુઠું બોલ્યા. "મી-

પીરોજશાહ, હું દલગીર છું કે મને ખરૂં શું છે તે માલમ પડતું નથી. મારા દીકરાઓનો કદાચ વાંક હોય અને કદાચ નહી પણ હોય. તોબી તમોને દંડ થાય તે ઠીક નહી. કાલે સહવારને સહવાર તમારી બારી હું સમરાવી આપીશ. અડધા રૂપિયા કે રૂપિયામાં કાંઈ જીવ નથી."

"મારા સરખા ગરીબને તો સાહેબ અડધો રૂપિયો ઘણો કેહવાય." પીરોજશાહ જતાં જતાં બોલ્યો. "પણ સાહેબ, જો તમારી હાલ નહીં તો હવે પછી ખાતરી થશે કે હું જુઠો નથી."

આકલા મિજાજના શેઠબાવાની તો ખાતરી થઈ ચુકેલી હતી. તેવણ અતિયંત બીજવાવલા ભાંયતલીયેથી અગાસીવાળા ઓરડામાં પાછા ગયા, તેવાજ હેઠલા ખંડમાં ભીખુભાઈના ઓરડામાં તેવણની નજર પડી, તો ત્યાં રૂપાંની મુઠનો એક ચાબુક ટાંગેલો હતો, તે લઈને ગયા. તેવણ ધસારાબંધ અગાસીવાલા ઓરડામાં ગયા અને વીકાજી તથા હીરજી બેહુને એવાતો ચાબુકના ઝપાટા ચોહડી કાહાડયા કે આ બે છોકરાઓની પીઠ લોહીલુહાણ થઈ અને તેઓ રડતા અને દોડતા, ફરિયાદ કરતા અને બુમો મારતા દિવાનખાનામાં પોતાની માની પાસે તથા શેઠ પેસતનશાહ ચીનાઈ અને બીજાંઓ આગળ દોડી ગયા.

આ ચાબુક પીરોજશાહ પાપરાંવાળોજ હતો. ભીખુભાઈ વેચાતો લાવવાને બાહને બિચારા ગરીબ પીરોજશાહને "નહવડાવા" જે ચાબુક આજેજ લાવ્યો હતો તે એજ હતો. જેનો આ છોકરાઓ અપરાધ કરી આવ્યા તેનોજ ચાબુક તેજ દાહડે તેજ અપરાધીઓની પીઠ ઉપર પડયો.

---

## પ્રકરણ ૬૩ મું

## શેઠ પેસતનશાહ ચીનાઈ.

હોળીને દાહડે, એટલે કે હીલ્લુને "ઘેર તેડયાને દાહડે,"—બરાબર બોલીયે તો મેહરબાઇએ પોતાની હીલ્લુને ગોયા હોળીમાં હોમાવી તે દહાડે-પેસતનશાહ ચીનાઇ રાતના ખાના પછી શેઠબાવાને ત્યાં મળવા કાં આવ્યા? મેહરબાઈ સમજતી કે હીલ્લુને અદરાવી તેની મુબારકબાદી અને ખુશાલીમાં તેવણ ભાગ લેવાને આવ્યા હતા. પણ ખરૂં કારણ જુદુંજ હતું. તે કારણ અદુભાઇએ જમી રેહવા પછી પોતાના બાપ સાથ જે ખાનગી વાત કીધી હતી તે ઉપરથી વાંચનારને મળી આવશે. તે કારણ પેસતનશાહ અને અદુભાઈએ સાથે મળીને કરેલું કરજ હતું. એ કરજને માટે પેસતનશાહના શિખવ્યાથી અદુએ પોતાના બાપ પાસેથી રૂપિયા કહડાવવાને કાલાવાલા કીધા હતા, અને પેસતનશાહ ખરેખર તો તેનું પરિણામ જાણવા સારૂ તે રાત્રે આવ્યા હતા.

શેઠ પેસતનશાહ ચીનાઈ એક ફાંકડા, ઇશ્કી, શોભિતા, જુવાન શેઠિયા હતા. તેવણ કદે મધ્યમ હતા, ચેહરાના ઘાટઘટમે સોહામણા હતા, પણ દખીતું હતું કે તેવણની તનદરોસ્તી તેવણની જુવાનીનાં પ્રમાણમાં નહી હતી. આ શરે ત્રીશેક વર્ષની ઉમર સાથ તેવણનું પેટ લગાર બાહાર નિકળી આવ્યું હતું, જે ચરબદાર ફરબેપણું સુખની ઇધાણી હતી પણ ખચીત તનદરોસ્તીની નહી. તેવણના ચેહરાનો રંગ ફીકો હતો અને ચેહરા ઉપર લાલીના કરતાં ચીથરો વધારે ચહડેલો હતો કે જે દારૂની ઇધાણી હતી. તેવણની આંખ્યો સુજી આવેલી હતી અને લાલ હતી, જેના બચાવમાં તેવણ કેહતા કે "કાલ રાત્રે

જરા ચંપીન વધારે પીવાયો" પણ ખરેખર જોતાં તેવણ રાંડોના નાચ અને મુજરામાં, કળબો અને ખાનાપીનામાં રોજ રાત્રે ઉજાગરો કરતા હતા અને તેથી તેવણની આંખ લોહીની છાંટીથી સદા ડોહવાઈ આવેલી હતી.

પેસ્તનશાહ ચીનાઈનો પોશાક ઘણો ભપકાદાર હતો. જીણા રેશમી ડગલાની તળીયે ગ્રાસકલાથનાં બનિયાન ઉપર લટકતી સોનાની ભારી સાંકલી અને તે કરતાં વધારે ભારી છેડો તેમાં લટકાવેલાં ઘરેણાં સાથ પ્રકારાતો હતો. માથા ઉપરની ચળકતા મોહરાની પાઘડી માથા ઉપરથી ઉતારી નાખીને તેની તળીયેની પોતાની ઉભી કસબી ચીલમ દેખાડવાનો શેઠને ઘણો શોખ હતો, અને લાલ પાજની કીરમજી લોહીને રંગની ચળકતી ઇજાર તળે રેશમી મોજાને ઢાંકતાં રેગાનનાં બુટ આરસીની પેરે રોશનીના ઓળાનો પડછાયો પાડતાં હતાં. પણ પેસ્તનશાહના બે હાથનાં આંગળાં ઉપર ચળકતાં બીલિયાનની બે વીંટીઓ શુક્રના સેતારા પેરે રંગીન પ્રકાશ પાડતી હતી; અને જ્યારે શેઠ ચીનાઈ પોતાનો લવંડરથી પમરતો અને કોરો કડકતો રૂમાલ વીટીઓ દેખાય તેમ બે આંગળીની ચમટી વચે ધરીને ઘડી ઘડી મોહડું લુછતા હતા, ત્યારે સર્વેને લાગતું કે આ ઇસકી અને શણગારનો શેઠને ઘણો શોખ હતો; અને જો બૈરાંની પેરે હાથમાં બાંગડી, પગમાં વાળા, નાકમાં નથ અને કાનમાં એરીંગ પેહરવાની મરદોને પણ ફાશિન હોત તો શેઠ પેસતનશાહ ચીનાઇ એ સઘળાં આભુષણથી પોતાનાં શરીરને પેહલું શણગારત એવા તેવણ હતા.

ઉપર કહ્યું તેમ પેસતનશાહ ચીનાઈ પોતાનાં ઘેરમાં આવે તે મનચેરજી શેઠને જાજું ગમતું નહી હતું. પણ મેહરબાઈ એવો એક શેઠિયાનો દીકરો પોતાના ઘેરમાં આવ્યાથી ઘણી આબરૂ સમજતી હતી. અને મેહરબાઇને વળી તેના આવ્યામાં લાભ હતો. તે જ્યારે ને ત્યારે મેહરબાઈને અથવા તેની દીકરીઓને સુંદર ભેટ સોગાદો આપી જતો. વળી તે રમુજી અને રંગીલો હતો. તેને પોતાને ગાયન આવડતું નહી હતું પણ તે ગાયનનો શોખ ઘણો બતાવતો હતો, અને મેહરબાઈની દીકરીઓના ફુલ જેવાં ગીતોને તે ઘણાં વખાણતો હતો. આજે પણ મનચેરજી શેઠ પોતે તો આ પરોણાને સેજસાજ આવકાર દઇને પોતાના મેહલની સુંદર સંગેમરમરની ફરસબંદીવાલી અગાસી ઉપર ચંદની ઘોરતા વાંચવા ગયા હતા; અને દિવાનખાનામાં પેસતનશાહ ચીનાઈ મેહરબાઈ, તેના દીકરા અદુભાઈ, તેની વહુ દીનવહુ તથા મેહરબાઈની વડી દીકરી આલી સાથ ટોલટપાલ અને રમુજ ચલાવતા બેઠા હતા. સઘળી વાત પેસતનશાહ શેઠની પોતાની, તેનાં કપડાં, વાડી, ગાડી, તેના બાવા અને માની દોલત તથા દમામની, ખાનાપીનાંની, અને ચંપીન કેટલી જાતના છે તેની અથવા પારકાં કુટુંબોની નિંદાની વાત હતી. આઇસ્ક્રીમ અને ચંપીનનો મારો ચાલ્યો હતો અને પેસતનશાહ શેઠની ફરમાશથી હીલ્લુએ માના હુકમથી આવીને "ઇસ્કોલનાં ગીત" ની એક "હોળી" ગાઈ હતી.

પણ છોકરાઓની મસતી અને ગડબડથી, મેહરબાઈ કેહતી હતી તેમ, તે રાતની રમત બધી ભાંગી ગઈ હતી. પેસતનશાહની અરજ ઉપરથી હીલ્લુ એક હોળી ગાતી હતી—મેહરબાઇના બોલોમાં "ઇસકોલની હોળી" હતી—તેટલામાં વીકો અને હીરજી તેજ ટેકાણે બુમ મારતા અને રડતા નહાસી આવ્યાથી અને ત્યાંજ શેઠબાવાએ તેમને ચાબુકના ઝપાટાઓ વડે ઝુડી નાખવાનું જારી રાખવાથી હોળીના રંગમાં ભંગ પડયો હતો. પોતાના દીકરાઓની ખરાબ ચાલથી મેહરબાઈનું દિલ કચવાયું નહી—તેને મનસે તેના દીકરાઓ ખરાબ ચાલના હતાજ નહી, પણ મસતી તો બધાં બચ્ચાં કરે તેમ આ માત્ર મ-

મતી કરતા હતા. તે છોકરાઓનીપીઠ ઉપર ચાબુકના ઝપેટા પડયા તેથી મેહરબાઇનો જીવ નહી કચવાયો,—કેમકે તેના બચ્ચાંઓ ઉપર એ મારતો સાધારણ હતો. પણ મેહરબાઇનું મન બરેખર ખાટું થયું તે માત્ર પેસતનશાહ ચીનાઈ સાથ ઘેરમાં બે ઘડી હસવા બોલવાનું બંધ પડવાથી, ગાવા કરવાનુ અધુરૂં રેહવાથી થયું.

પણ એક વખત મજાહ તુટી તે સેવટની તુટી. મનચેરજી શેઠનો મિજાજ બગડેલો જોવાથી તથા ઘરમાં ઢીંગાણું અને બુમરાણ ચાલવાથી હવે તો પેસતનશાહ ચીનાઈ એક દમ જવા ઉઠયા. રાતના કલાક ૧૦॥ નો અમલ પણ થયલો હતો, આલી વગેરેને આંખમાં ઝુપણ આવતી હતી, એટલે હવે તો આ ચીનાઈ શેઠે ત્યાં વધુ વાર રેહવાનું મન કીધુંજ નહી. શેઠબાવાએ તેવણને માત્ર સલામ કીધી; અદુ સિવાએ બીજા છોકરાઓએ તેવણને કોહું વઢીક આપ્યું નહી, કેમકે તેઓ મારથી રિસાયલા હતા; ભીખુભાઈ તો ઘેરમાંજ નહી હતો, અને મેહરબાઇએ પોતાના ધણીના આ "આંજે, ગાંજે, ને રમત ભાંજે" ના સરખા સ્વભાવને માટે ચીનાઈ શેઠ સાથ ઘણીક માફી ચાહવા પછી તેવણે અદુભાઈથી રૂખસદ લીધી.

"રાત પડી દીકરા તું કયાં જાયછે અદુ?" તેની માએ પ્યાર ભરી ફિકરથી પુછયુ.—"અમથો જરા ફરવા જાવુંછું માય" અદુભાઇએ જવાબ દીધો. "મજેની ચંદની પડછ, પેસતનશાહની ગાડીબી છે, માટે જરા દાદરના રસતા સુધી એવણને મુકીને પછી ફરતો ફરતો પાછો આવીશ." રાતને વખતે આ નાન્લા શેઠોની ઘેરની બાહાર ભટકવાની નવાઈ કાંઈ નહી હતી. અદુભાઈ તો દરરોજ રાત્રે ઘેર મોડો આવતો, અને તેને માટે બિચારા ચાકર કાવલાને તે નાન્લા શેઠ આવે ત્યાંસુધી જાગવું પડતું હતું. ભીખુભાઈ પણ આજે રાત્રે ખાતાંવાર ઘેરની બાહેર ગયલો હતો, અને જો કે ફીરોજશાહ પાપરાંનો રૂપાંની મુઠનો ચાબુક પડાવી લાવ્યો તથા તેના પૈસા "આપાય ત્યારે આપવા" એટલેકે હજમ કરી જવા સારૂ ભીખુભાઈ અદુભાઈ સાથ આવીને મસલત કરી ગયો હતો, પણ ત્યાર પછી પોતાના ઓરડામાં ચાબુક મુકીને તે ગયો તે ગયોજ. વીકાભાઈ અને હીરજુભાઈ ઉપર તે ચાબુકના સપાટા પડયા ત્યારે ભીખુભાઈ ઘેરમાં નહી હતો. કોણને ખબર કે તે રાત્રે કયાં ફરેછે?

"કેમ, દીકરી અદુ, ઢાંખરો ઠેકાણે આવ્યો કે?" ગાડીમાં બેહુ જણ સાથે બેસતાંની વાર પેસતનશાહ ચીનાઇએ અદુને પેહલો સવાલ પુછયો તે પેલા પૈસા સંબંધી હતો. જ્યારે આ બે કાંકડા દોસ્તો એકેકને લાડ અને પ્યારથી બોલાવવાના હોય ત્યારે એકેકને 'દીકરી' કેહતા હતા. "હં દીકરી અદુ? ઢાંખરાને સિસામાં ઉતાર્યો કે? કેટલા પૈસા આપ્યા, બધા કે થોડા?"

"અરે દીકરી, મહા મુસીબતે ત્રણ હજાર આપવા કબૂલ કીધાછ." અદુએ દિલગીરી ભર્યો જવાબ દીધો. "એટલાબી કયાં આપતાતા? પણ તું આવ્યો તેની અગાઉ હું એકાંતમાં એવણને લઈ બેઠો, ઘણો સમજાવ્યા, ઘણા ઢોંગ કીધા, હું રડયો બળ્યો, જેલમાં જવાની બીહીક આપી, ત્યારે એટલા ૩૦૦૦ કબુલ કીધા. મને કેહજે 'તું કરજ કર્યા કરે ને હું આપ્યા કરૂં, તે હું લાવું કયાંથી?' મેં કબુલાત આપી કે ફરીથી હું કરજ નહી કરૂં, ત્યારે બોહસાબોહસીએ કબુલ કીધા."

"બસ ૩૦૦૦? એમાં શું દલદર ગયું અદુ?" આ રકમ પેસતનશાહ ચીનાઇને ઘણી નાની પડી. "તું જાણતો નથી, આપણને આપવાનું તો વધારે છે તે?"

"અરે હાલ તો એટલાંપરજ સબુરી પકડની યાર!" અદુભાઇએ પેસતનશાહનો વધુ લાભ તોડયો. "એટલા ૩૦૦૦ બી કયાં હતા? હું તો ધારતો તો કે બુઢો એક દોહોડયુ નહી તોળશે. એ તો આપણા ન-

સીબ, ને કાંઈ આજનું ચોઘડિયું ભલું કે માથાકુટેબી કબૂલ કીધા. હીલ્લુ અદરાયાની ખુશાલીમાં બાવાએ એકુ ગ્લાસ વધારે ડોકેલું, ને વળી હોળીનો દાહડો, ને થંડી લહકી વચે ચંદનીમાં વાત કરાવતો હું અગાસીપર લઇ ગયો ત્યાં લાહાટપર આવીને એટલુંબી બુઢાએ કબૂલ કીધું. પેસી, હાલ તુર્તનું કરજ ચોભાવવા એ બસ થશે. હમણા તો તું હેમચંદ મારવાડીને અને સુરચંદ દલાલને ૩૦૦૦ માંથી અડધા અડધા વેંહચી આપીને થંડા પાડની. પછીની વાત પછી થઇ રેહશે."

"પણ તારા ઢાંખરા આગળ તેં મારૂં નામ દીધું કે?"

"અમથું, અડછતું, દીકરી." અદુભાઇએ સધ્યારો આપ્યો. "તારૂં નામ દીધું તેથી તો રૂપિયા નિકળ્યા, નહી તો કે એક પઈબી મળતે કે? મારી સાથ વેપલામાં તું સધર આસામી છે એમ જાણ્યુ ત્યારેજ રૂપિયા આપવાનું કબૂલ કીધું, પણ સાફ કહ્યું હો કે તારી સાથે મેં સહી આપી એ ભૂલ કીધી. કરજ કરવું અને વળી સહી આપીને કરવું એ મારા બાપને બમણો ગુનાહ દેખાયો."

"પણ હા કહીને પછી ઢાંખરો પસ્તાયલો દીસેછ હો." પેસતનશાહ ચીનાઈ ખુશ મજાહથી ટકોર કરવા લાગ્યા. "મારી સાથ જાજી વાતજ નહી કીધી. મનમાં મને ગાળે ગાળ દીધી હશે. બિચારા તારા ભાઇઓપર માર પડયો તેબી હું ધારૂંછ કે તેં બાપ પાસે પૈસા માંગ્યા તેની મોહકાણમાં હો! તારા ભાઇઓને તેમના વાંકની શિક્ષા કીધી ખરી, પણ તેમાં તારા બુઢાના હાથમાં મારવાનું જોર જે આવ્યું તે તારી માગણી ઉપરના ગુસાથી આવેલું. દીકરી અદુ, તારા બાપે આજે તારો ખાર તારા ભાઇઓપર જબરો કાહાડયો."

"તું ગમે તે કેહ બથા પેસી, પણ હજી મારો બાપ ભલો." અદુને બાપની કદર લાગી. "મિજાજનો ગમે એવો પાજી છે પણ માયાળુ કેવો છે! બસ દીકરાને જેલમાં જવાનો રબક કાને પડતાંજ બુઢાનુ હૈયું પીગળી ગયું અને રૂ૩૦૦૦ આપવા કબૂલ કીધા. તું ગમે એટલી મશકરી કર, દીકરી પેસી, પણ ૩૦૦૦ રૂપિયા તું કમાવા જાય ત્યારે ખબર પડે કે એટલી રકમ ગજવામાં મુકવા સારૂં કેવું લોહીનુ પાણી કરવું પડેછ. એતો ખોદા આપણા માબાપને સલામત રખે કે તેઓ વડે આપણે કાંકરાની પેંઠે પૈસા ખરચીયેછ તે લાગતા નથી, પણ જો આપણને કમાવા પડેતોજ એ પૈસાની આપણે કદર જાણીયે."

"ઓહો! અદુ તો કાંઈ આજે ફીલસુફ બની ગયો? અને વાયજી કરવા લાગ્યો? પણ હું તો મસકરી કરૂંછ, દીકરી." પેસતનશાહે તેને થંડો પાડયો.

પણ એટલામાં દાદરથી પરેલ જવાનો રસતો આવ્યો ત્યાં ગાડી ચોબાવાની એ ચીનાઇએજ પોતાના ઘોડાવાળાને બુમ મારી "રાખ ભાણિયા રાખ! ચાલ અદુ અંહીથી ઉતરેછ કે? હજી આગળ આવશે તો પછી પાછો મેહમ જવાનું ઘણું દૂર પડશેજો."

અદુ આ રસ્તા ઉપર ઉતરી પડયો. પેસતનશાહ ચીનાઇને હજી બાહર જવાનું હતું, તેમાં અદુ નડે તે ઠીક નહી માટે તેવણે પોતેજ ચોંપ રાખીને તેને ગાડીમાંથી ઉતાર્યો. વળી અદુને પણ અંહીજ ઉતરીને બાહાર જવાનું હતું, માટે તે ખુશીથી ઉતરી પડયો.

બેહુએ એકેકને "પાધરા ઘેર જવાનું" બાહનું કાહાડી ઠગ્યા, પણ બેહુને હજી ઘેર જવાનો વખ્ત થયો નહી હતો.

---

## પ્રકરણ ૬૪ મું.

# સુનીની આદરણીમાં દીનીનું "લેકચર."

દાદરના રસતા ઉપર ગરીબ પારસીઓના રેહઠાણની બે મોટી ને લાંબી ચાલી હતી, જે ચાલીઓથી એક વસતીવાળો પારસી મોહલો બન્યો હતો, અને તે મોહલાને છેડે ઇરાનીની દુકાન હતી તે વિષે આગળ કાંઇક હેવાલ આપ્યોછે. આ ચાલીમાં હોરમજશાહ શેઠનાં અને બીજા આસપાસનાં કારખાનાવાળાં ઘણાંક ઉદ્યોગી ગરીબો રેહતાં હતાં, જેમનાં બચ્ચાં છોકરાંથી એક નાનું સરખું સંસ્થાન બન્યું હતું. ત્યાં ગરીબ પારસીઓની ઘણી સગવડો સચવાતી હતી, તેમની ઘણી "વસતી વારી આબાદ" હતી. ત્યાં લગ્ન વેહા થતા, મોત જીવત થતાં, ખાના પીના થતાં, ક્રિયા માર્ગ થતા, અને તે સર્વેને માટે પરેલની અગ્યારી દૂર નહી હતી. ટુકમાં આ જરથોશતી સંસ્થાન જરથોશતી સિક્કાની આબાદાનીની એક નિશાન હતી.

પણ જરથોશતી સિક્કા ઉપર વખતના વેહતા અનેક દોર પડયાછે, અને આજનો જરથોશતી સિક્કો કાંઈ નવાજ રંગમાં દીપેછે. હિંદુના વખતમાં પારસીઓ હિંદુ જેવા હતા, મોગલાઈ રાજ્યમાં તેઓ મોગલાઈ જાહોજલાલી ભોગવતા હતા, ઈંગ્રેજી રાજ્યમાં તેઓ અડધા ઈંગ્રેજ બન્યાછે. પણ તે અડધાજ અને તેથી નહી આ તર કે નહી પેલી તર એવી કાંઇ અણઘણ આબાદી જરથોશતી સિક્કાની અને ફિરકાની ચાલેછે. તેઓમાં કેળવણી છે અને અજ્ઞાનપણુંબી છે—સુધારો છે અને વેહમ પણ છે—ધર્મ ઉપરનો પ્યાર છે અને વેહમો ઉપરનું ઝનુન પણ છે. એ સર્વ નિશાનીઓ તેઓ જ્યાં વસે ત્યાં જણાયછે, અને તે દાદર ઉપરનાં આ પારસી સંસ્થાનમાં પણ હતી.

તવંગરી અને ગરીબાઇ, સુખ અને દુઃખ, સાદાઈ અને ફિશ્યારી, સખાવત અને ઉડાઉપણું, ઉદ્યોગ અને આલસાઈ, સંગીનપણું અને નકલિયાતપણું બેહુ સાથે સાથ ચાલેછે, અને તે સઘળું આ દાદરની પારસી વસતીમાં વસતું હતું. તેઓ ઘણાં ખરાં ગરીબો હતાં અને તો પણ બીજી કોમના ગરીબો કરતાં તેઓ જુદાં હતાં. દરએક ઘેરમાં ખુરસી અને ટેબલ હતી. દરએક કુટુંબમાં લાંપ અને ચોપડીઓ હતી. ચાલીના દરએક બાકુત થોડું થોડું વાંચી લખી જાણતાં, ભરી સીવી જાણતાં, ઘેરનું કામકાજ કરતાં અને બાહાર ફરવા હરવાના ઇસિકી અને મોજીલા શોખ પણ રાખતાં. પણ મોટાંની ફિશ્યારીની ગરીબો નકલ વધારે કરેછે, અને તેમ આજના વખતની ફાશિનો તથા બીજી ફિશ્યારીઓ પણ આ ગરીબોમાં ઓછી નહી હતી.

આ ચાલીમાં કેટલાંક તો મોહોલાદારોને જાણીતાં કુટુંબો વસતાં. અંહી કુમલા કોપરની ડોસીબાઇ રેહતી. તે શોખીન અને ફાંકડી હતી, ને અંહીજ મેહરવાનજી મોલખરિયાની દીકરીઓ માણક અને મોતી રેહતી તે પોતાના બાપની આવક કરતાં વધારે ખર્ચ કપડાં ચપડાંપર કરતી હતી. અંહીજ વળી પાહાલી પટેલની જીવીનું "જીવખાયુ" કુટુંબ રેહતું હતું, જેમના રાત દીસના કજીયાથી આખા મોહળાએ કંટાલી જઇને તેમને "જીવખાયાં" નો ખેતાબ આપેલો હતો; અને અંહીજ વળી કાવસશાહ કાંદાવાળાની બેહન દીનબાઈ રેહતી હતી, કે જે આજના વખતની વધી ગયલી ફિશ્યારીઓને માટે હમેશ બળતી અને પાડપડોસીઓને શિખામણ દેતી તેથી "જીવખાયાની જાઇ" એ તેને "દીની ડાહી" નો ખેતાબ આપેલો હતો.

આજે હોળીને દહાડે, બરાબર બોલીયે તો ભર પુણમની ચાંદની રાત્રે, જે વ-

અને પેસતનશાહ ચીનાઈની ગાડીમાંથી અદુભાઈ ઉતરી પડયો ત્યારે આ ચાલી ઉપર પણ કાંઈક ખુશાલી ચાલતી હતી. હોલીના તેહવારની હિંદુઓજ ખુશી ભોગવે છે એમ નથી. એવા કેટલા પરન્નાતીલા તેહવારો છે કે જેમાં પારસીઓ ભાગ લેતા નહી હોય? પણ દાદર ઉપરના આ પારસી સંસથાનમાં આજે લગાર ખાસ ખુશાલી હતી. ચાલી ઉપરના કુમલા કોપરવાલા ગાલામાં ઓટલા ઉપર બે હાંડાઓ ટાંગેલી હતી, અને અંદર ગરબા ગવાતા હતા, જે કાંઈ સાગ બનાવની વધાઇ આપતા હતા. આજે કુમલા કોપરની સાલી સુનઈની આદરણી હતી, અને તેથી આ ધામધુમ ચાલતી હતી.

પણ "દીનબાઈ ડાહીબાઇ" ને આ ધામધુમ જાજી પસંદ નહી હતી. તે સુનઈની આદરણીમાં સામેલ થઈ નહી હતી. કુમલા કોપરે આજે સહવારે કારખાનામાં જતાં જતાં દીનબાઇને હાંક મારીને ઈજન કીધું હતું, કુમલાની ધણીયાણી ડોસીબાઈ પોતે દીની ડાહીને તેડું કરવા આવી, તો પણ તે ગઇ નહી હતી.

કાંદાવાળાનું કુટુંબ હમણા ગરીબ થયું હતું પણ એકવાર આબરૂદાર હતું. તે કુટુંબમાં દીનબાઈ સમજુ અને શ્યાણી હતી. તેના ઉપર તડકું સીરૂં ઘણું વીતેલું હતું. પોતાના માબાપની દોલત ગઈ ને પછી તેઓ મરી ગયાં, દીનબાઇનો ખાવિંદ રળતો કમાતો ગુજરી ગયો, અને તે છેક જુવાનીમાં રંડાઈ; એટલે બાપલા વગરની આ રાંડી રાંડ બેહન પોતાના ભાઈ કાવસશાહની સાથે પોતાની એક નાની બેહનને લઇને દાદર ઉપરની આ ચાલીમાં આવી રહી હતી.

વધારે વર્ષ અંહી રેહવાથી "દીની ડાહી" લોકોમાં પલોટાઈ ગયલી હતી. તે બિચારી રંડાયલી છતાં સમજુ લોકો તેને ચાહતાં હતાં કેમકે તે ઘણી સમજુ, ઘેરચલાઉ, હોશ્યાર બૈરી હતી. તે બધાંને શિખામણ દેતી તેથી નાદાન, હુલર, છોછલાં જુવાંનો તેની શિખામણોને હસતાં તોપણ તેની ડાહી વાતો સાંભળવાને તેની પાસે આવી બેસતાં. કાવસશાહ કાંદાવાલો હોરમજશાહ શેઠના કારખાનામાં ચાકરીએ હતો. અને તે બિચારો જે ૫૦ રૂપિયાનો પગાર લાવતો તેમાંથી દીનબાઈ પોતાનું ગરીબ ઘેર ચલાવતી હતી. કરકસર તે સમજતી હતી, પોતાના મા બાપ અને ધણીના પૈસાથી પોતે જે જાહોજલાલી ભોગવેલી તે આજે રહી નહી તેની દુખદાયક યાદ રહી જવાથી પોતાની આજની ગરીબાઇમાં તે પૈસાને પૈસા તરીકે સંભાલતાં શિખી હતી, કે જેમ ચાલીના બીજાં લોકો શિખેલાં નહી હતાં.

દીની પોતાની નાની બેહન ધણી અને પોતાના ભાઈ કાવસશાહ સાથે ચાલીના ઓટલા ઉપર બેસીને કુમલાના ઘરમાં ચાલતા ગરબા સાંભળતી હતી, તે તક લઇને કુમલાની સાલી સુની પોતે પોતાની આદરણીની ખુશાલીમાં ઉલટભર દીનબાઇને મળી. સુની ખર્ચાલુ હતી તે દીના ડાહીને પસંદ નહી હતું; અને તે હોરમજશાહ શેઠના કારખાનામાંથી આવતું કામ કરી તથા ઉન કેનવાસવાળા વોહરાઓને ભરતકામ વેચીને રૂ૨૫) નો પગાર પાડતી તે બચાવવાને દીનીએ તેને ઘણીવાર સમજાવી હતી પણ તે સમજતી નહી હતી. વળી ભ્યારે સુનીના અદરાવાની ખબર સાંભળી ત્યારે પણ દીનીએ તેને એ કામથી વારી હતી, કાંકે કેખશરૂ કેળાંવાળા જેની સાથ તે અદરાઈ હતી તે પોતે પણ કારખાનામાંનો એક ગરીબ જાબર હતો અને લગ્નનો સંસાર નિભાવવાને તે મુદલ શક્તિવાન નહી હતો.

"આવ દીકરી સુની, આદરણી ખાધી! જીવતી રેહજે ને વરનું ઘણું સુખ જોજે." દીનબાઇએ સુનીના આવતાંવાર દુવા દીધી.

"એ તમેં ક્યાંથી બોલોછ ડાહીબાઈ?" સુનીએ તો આ દુવાના બદલામાં તેને સામી હવારી ખાધી. "જીગરમાંથી દુવા દેવોછ

કે મોહડાંમાંથી? તમોને તો મારૂં અદરાવા પરણવાનું ગમતુંજ નહી ને હવે કેમ?"

"હવે બધું થઇ ચુક્યા પછી શી પંચાત કરવી? જે થયું તે થયું ને ખોદા તેમાંથી સારૂં કરે એટલુંજ આપણને ચાહવાનું રહ્યું" દીનબાઇએ પાછી દુવા દીધી.

"હા, હું સમજી, સમજી, દીનબાઇ મારાં લગનથી હું સુખ નથી જોવાની એવી તમોને ફિકર છે, તેથી તમે મને આમ દુવા દેવોછ." શકમંદ સુનીએ બિચારી દીનીની ભલી દુવાઓનો ઉલટોજ અર્થ કીધો.

"મરેરે આ શી ઘેર બેઠાં પીડા?" દીનબાઇએ કંટાલો બાધો. "સારે રૂડે દાહડે, સુની તું કજીઓ કરવા આવીછ કે? આવ બલા, પકડ ગલા, તે અહીં નહી હો! મેં તુંને સારી શિખામણ દીધી તેનું એટલું બધું દુઃખ?"

"શું શિખામણ દીધી બેહન?" અંહી કાવસશાહે વચે પડી પોતાની ડાહી બેહનને પુછયું.

"હું તો બેજ બોલ બોલીતીરે, વાય, કે અદરાવું પરણવું એ સહુ પૈસાના ખેલ છે. અને વગર પૈસે પરણવું એ પીડા છે."

"વાજબી છે." કાવસશાહે ટેકો આપ્યો. "બેહન સુનાબાઇ, મારાં બેહન જે કેહછ તે અનુભવથી કેહછ. એવણ એકવાર પરણેલાં છે, ઘેર ચલાવેલું છે, ને તેથી એવણ કેહછ."

"એટલે કે પૈસાવાલાં હોય તેજ પરણે! અને ગરીબથી નહી પરણાય?" સુની જુવાન હતી. તેની ઉમર સતર વર્ષથી વધારે નહી હતી, તે પોતાના બંનેવીને ત્યાં મુફત પડી રેહવાથી કંટાલી ગઇ હતી, તે પરણવાને પોતેજ ઉલટમંદ હતી, અને કેપ્ખસરૂ ઠેલાંવાલાને ત્યાં પોતાનું ઠેકાણું પોતેજ પસંદ કરીને શોધી કાહાડયું હતું, જેમાં તેની બેહન ડાસી તથા બંનેવી કુમલા કોપરનો પુરતો ટેકો હતો, માટે તેને આ સઘળી શિખામણ તદન અણગમતી હતી. "પૈસાવાળાઓને માથે પદમ ઉગ્યું હશે તેથી તેઓ પરણે ને આપણે રહી જઇયે!"

"પણ પૈસા વગર પરણીને દુખી થવા કરતાં ગરીબીમાં કુમારાં રહી સુખી થવાનું શું બેહતર નથી?" કાવસશાહે તકરાર લીધી.

"એટલે? અમે ગરીબ છીયે તે શું કાંઈ માહાંનાં માંગતાં ભુખેબુખે મરીયેછ કે?" સુનીએ તકાજો કીધો. "દીનબાઈ, એવે ભરૂસે રેહતાં ના. મારો વર રળતો કમાતો છે ને વળી હુંબી કમાઇ કરૂંછ."

"પણ પરણ્યા પછી આપણા પૈસાપર કેટલું દબાણ થાયછ તે તું જાણેછ?" દીની ડાહીએ પુછયું.

"જેમ વધતો ખર્ચ આવશે તેમ અમે બેહુ જણ કમાઇશું ને પુરૂં કરશું. વળી મારો ખર્ચ જેટલો હાલ મને આપવો પડેછ તેટલો પરણ્યા પછી મારે માથે પડશે નહી."

"હા હા. તું ઘેર માંડી જો, ઘેર ચલાવી જો ને પછી એમ કેહજે." દીની ડાહીએ પોતાની આગલી જીંદગીનો અનુભવ કહ્યો. "ઘેર ભાડે રાખવાનું, તેમાં સામાણ લાવવાનો, ફરફાનેટર વસાવાનું, તેના આંકડા મુકીને પછી તેપર જે કરજ થાય તે પગારમાંથી આપવાનું. એમ કરતાં કરજ પુરેપુરૂં અપાઇ રહેલું નહી તેટલાંમાં છોકરાં થશે ને પછી શું રસતો?"

"ઓવાય, દીનબાઈ, તમેતો હવે છેક ડાલા બાલોછ!" સુનીને હવેતો હસ્યા વિના નહી ચાલ્યું. "છોકરાં થશે તો થશે. પરણ્યા તો વળી છોકરાંજ નહી આવશે? ને છોકરાં વગર શું કોઈ દુશમન વાંજીયાં રહીશું? છોકરાં થવાના હશે તે થશે, છોકરાં થાય તેને કાંઇ પાછાં તો નથી વળાવાના?"

"પાછાં તો નહીજ વળાવાના." દીની ડાહી બોલી. "પણ કોઇને ત્યાં જ્યારે છોકરાં આવવા માડયાં તો આવ્યાજ કરેછ હો કે? જે લોકો માગેછ તેને છોકરાં નહી થતાં ને જે નથી માગતાં તેને ત્યાં ગાડું ભરીને છોકરાં થાયછ.

"ભલે થાય! સહુને ત્યાં વસ્તી વારી થાય!"

"હુંબી કહુંછ કે છોકરાં ભલે જનમે, પણ માય સુની છોકરાં જણ્યાં તો પાળવાં જોઇયેની? ને પાળવાં તો તેને સારૂં પૈસા જોઇયેની? આપણા ગરીબ ઘેરોમાં બચ્ચાંની બરકત ઘણી ને પાળવાના પૈસા થોડા હોયછ ત્યારે તેઓના કેવા હાલ થાયછ તે તું જાણેછ?"

"એ સહુ નસીબની વાત છે. કોઈનાં ભાયગ કેવાં છે તેમાં આપણે પેસી નથી વળતાં."સુનીએ નસીબનો સાધારણ આધાર પકડયો. "છોકરાં પોતાની સાથે પોતાનું ભાયગ લઇને આવેછ."

"પણ લગ્ન જેવાં લગ્ન કરવાં દીકરી, કોઇ બીજાને જન્મ સુધી હાથ આપીને બંધાવું, ને તે શું માત્ર નસીબ ઉપર? નહી, નહી. પોતાનું ચોકસ કરીને પછી પરણવું એ બેહતર છે. લગ્ન ક્યાં નહાસી જવાનાંછે? હમણા નહી ને બે વર્ષ રહીને. હજીતો તું સોળ વર્ષની છે, તારો દેખરાફ બાવીસ વર્ષનો છે. તમે બેહુ હજી થોભી શકશો. ત્રણ ચાર વર્ષ લગ્ન દૂર લઈ જાવો, તેટલા વખતમાં તમે બેહુ જણ ઠરાવ કરો કે તુમે જે કાંઈ કમાવોછ તેમાંથી બને એટલા પૈસા બચાવી રાખવા. એમ કરતાં ત્રણ ચાર વર્ષમાં પાંનસો કે હજારનો તમારી પાસે જીવ થશે, એટલી પુંજી હાથમાં રાખીને પછી પરણવામાં જોજો કે કેવું સુખ થશે. છોકરાં થયાં, કદાચ બોદા ન કરે ને સીક પડયાં કે કાંઇબી થયું તો પાસે હોય તે કામ લાગે."

"એ બધી શિખામણ તમારે સારૂ છે દીનબાઈ" સુનીએ તાનો માર્યો "તમે જુવાન જમાન રંડાયાં તો તમોને પૈસા બચાવવા જોઇયે. પણ લાવોની, ગામ વાત કરેછ કે તમે બીજું ઘેર કરી જવા સારૂં પૈસા સંઘરવા પડયાંછ ને તોપણ તમારૂં કાંઈ ઠેકાણું થયું? આજે પરણવાનું કામ કેટલું મુશ્કેલ છે? મનગમતા વર ક્યાં મળેછ? આ જેવું કાંઈ સારૂં ઠેકાણું મળે કે તેજ વખતે પરણી જવું ભલું?"

પરણવાની ઉલટમાં આવેલી સુનીને સઘળુ સુખ અને સુખજ દેખાયછે. તેને દીની ડાહી ગમે એટલી શિખામણ દેય તે શું માનવાની છે? આ તકરાર વચે ઘણું મોડું થયું. ૧૧ વાગવા આવ્યા, કુમલા કોપરના ઘેરમાં ગવાતા ગરબા બંધ થયા અને ડાસીબાઇએ પોતાની બેહન સુનીને લગાર ધમકાવીને બોલાવી લીધી.

---

## પ્રકરણ ૬૫ મું.

## "જીવખાયાં" ની જરી—"દાદર" પરથી પડી.

ઉપલીજ રાત્રે, સુનીના જવા પછી, આશરે ૧૧ કલાકની સેજ અગાઉ દીની ડાહી પોતાના ઓટલા ઉપર એકલીજ બેઠેલી હતી. તેની બેહન ઘણીતો ઘેરમાં જઇને ઉંઘલી હતી, તેનો ભાઈ કાવરાશાહ પણ સુનીને મળતી ઉપલી શિખામણની અધવચમાંજ ઉઠીને ઉંઘવા ગયો હતો. તેને દરરોજ સહવારના ૬ વાગતામાં કારખાનામાં જવાનું હતું.

"દાદર" ઉપરના આ પારસી મોહલામાં સારી વસ્તી છતાં, આ વાત નવાઈ જેવી હતી કે, રાત્રે મોહલો ઘણો નવરો અને ઉજાડ થઈ જતો હતો. સઘળાં સકાળે ઉઘી જનારાં હતાં, કાંકે તેઓ ઘણાખરાં મિલોમાં કામ કરનારાં ગરીબો હતાં. સર્વેને સકાળે ઉઠીને કામપર જવાનું હતું માટે જાગરણ કરવાનું તેમને પાલવતું નહી હતું. એતો આજે કુમલા કોપરને ત્યાંની ધામધૂમને લી-

પેજ આ ચાલી ઉપર સેજસાજખી વસ્તી જણાયછે, બાકી નવ વાગતામાંતો મોહલો સ્મશાન જેવો ઉજડ થતો હતો.

દીનબાઇ ડાહીને ઉંઘ નહી હતી. તે ઘણી વખત ઓટલા ઉપર બાહાર નિકળીને આમ એકલી બેસતી હતી. આજની હોળીની પુનેમી ચંદની અગત્ય કરીને તેમ બેસવાને લલચાવનારી હતી. કોપરના ઘેરમાં ગરબા બંધ પડયા કે થોડી વારમાં સઘળી એકાંત થઈ ગયું, અને આખા મોહલા વચ્ચે ઘેરની બાહેર એકલી દીનબાઈ પણ બેસી રેહતાં જલદી થાકી ગઈ. ઉંઘના હલકારા પેઠે તેને અવાચી ઉપર અવાચી આવવા લાગી અને આંખોના ટોપાં મિચાઈ જવા લાગ્યાં.

તે ઓટલા ઉપરથી ઉઠીને ઘેરમાં જવા કરતી હતી તેટલાંમાં તેને ચાલી ગમથી કોઇના પગલાં આવતાં સંભળાયાં અને હજીતો દીનબાઈ જોયછે એટલામાં તેની આગળથીજ, મોહલામાંથી, ચંદની વચ્ચે ચાલીનો ઓથો પડેલો હતો તે ઓથાના અંધારાંમાં એકજણ ઝડપથી દોડી ગયું.

તે એક બૈરી હતી—બરાબર બોલીયેતો માત્ર ચૌદ પંદર વર્ષની એક છોકરી હતી. તે ઉઘાડે પગે હતી, તેણીએ પોતાની સપાટ પોતાના હાથમાં ધરેલી હતી. તેણે દિલમાં સાડી બરાબર પેહેરેલી નહી હતી, પણ ઉતાવલમાં જેમ તેમ લપેટીને માથા ઉપર છેડો નાખેલો હતો. તે ઘણીજ ગભરાટમાં હતી; તે બીવેલી હતી. તે હાંફતી હાંફતી અને મનમાં કાંઈ બડબડતી ગઈ હતી. ચાલીના ઓથામાં અંધારૂં હતું, નહી તો કે દીનબાઈ જોત કે આ ગભરાટમાં દોડતી છોકરીની આંખોમાં આંસુ પણ હતાં.

જેવી તે પસાર થઈ, બલકે સામેથી આવતી હતી, તેવીજ દીનબાઈએ તેને ઓળખી અને તેજ ઘડી દીનબાઈ પણ પોતાની સઘળી ધીરજ છતાં તેને અટકાવવા અને થોભાવવા દોડી. તેને જોતાંજ દીનબાઇની આંખોમાંની ઉંઘ ઉડી ગઈ. તે છોકરીનો ગભરાટ જોઇ દીનબાઈ પણ ગભરાઈ ગઈ. આ છોડી એકાંત રાતે કાંઈ નાહસી જવી હોય, કાંઈ કુવો તળાવ પુરવા જતી હોય, એવી જણાયાથી દીનબાઈ ઘણીજ હેબતી ગઈ.

તોપણ ધીરજ રાખીને તે આ છોડી પછવાડે ઘણી હલુસે ગઈ. આ છોડી છુપી નાહસેછે, તે કોઈ જોય નહી એમ નાહસેછે, તે જાણમાં આવવા ચાહતી નથી એવું તેના દેખાવ ઉપરથી જણાયછે તે જોઇને દીનબાઇ જો ગભરાટ ઈયા ગડબડ કરે તો તે વધારે નાહસી જાય. પણ હું કાંઈ તુંને પકડાવી આપવા અથવા ઉઘાડી પાડવા માંગતી નથી, એવી રીતે તેની પક્ષની થઇને જો તેની પછવાડે જાય તો તે છોડી નહી ગભરાય અને થોડીબી થોભે.

એમ દેખાડવા સારૂ દીની ડાહી તે છોડીને ઘણી હલુસે, હાંક મારતી ગઇ. "જરી! જરી! માય ક્યાં જાયછ! અત્યારે ક્યાં જાયછ! ઉભી રેહ દીકરી! હું તુંને નડવાની નથી, પણ જરા ઉભી તો રેહ! મને કેહતો ખરી તું ક્યાં જાયછ તે? જરા વાર થોભ!"

પણ જરી થોભી નહી. દીનબાઇ પુછવાડે આવેછે એવું જોઇને તે વાધારે નહાસેલ ગઇ, અને ખચીત તે દીનબાઈના હાથમાંથી છટકી જાત, પણ "ઉતાવળા સો બાવરા" માટે ગભરાટમાં દોડવા જતાં જરીને ચાલીના છેલા ગાળાની સીહડીની ઠોકડ લાગી અને તે પડી ગઇ. તેટલામાં દીનબાઇને દોડીને તેની આગલ જઇ લાગવાનો વખત મલ્યો, અને તેણે જરીનો હાથ ઝાલી તેની આ દોડને એકદમ અટકાવી.

"તું મને છોડ, દીની! દીની, તું મારો હાથ છોડ! હું તુંને કેહુંછ સાફ કે તું મને એકદમ છોડ!" જરી પોતાનો હાથ છોડવવાને ગાળેગાળ દઇને હોજા તોજી કરવા લાગી. "તું મને છોડછ કે નહી? મરેરે! એ ક્યાં પાપ નડયું, ઓ! તું ભસતે જાયરે મને અટકાવતી! છોડરે, તું મરે! મને વખત થઇ જાયછ રે! મને છોડ! કોઈ

જાણશે ! કોઈ સાંભળશે ! કોઈ આવી લાગશે.

"જરી, જરા ધીરી થા." દીની તેનો હાથ મજબુત પકડીને ઘણી ધીરજથી અને વળી ઘણી આસતેથી તેને ફુસલાવવા લાગી. "જો કોઈ જાણશે તો તારી ગડબડથી જાણશે. જો કોઈ સાંભળશે તો તારા આવાજથી સાંભળશે. જો તું પકડાશે તો તારી ચાલથી પકડાશે. હુંતો કાંઇ ગડબડ કરતી નથી. હુંતો આસતે આસતે બોલુંછ, ત્યારે તુંજ બૂમ બરાડા મારેછ."

"પણ મરેરે દીની ! તું મને અટકાવેછ કાં ! તું કેહછ શું ? મને જવા દેની ?" જરી તેના હાથમાંથી છુટવાને ઘણું જોર કરતી બોલી.

"તું કયાં જાયછ, તે મને કેહ, અમેતો આસતેથી કેહ, મારા કાનમાં કેહ, પણ મને કેહ, તો પછી હું જવા દેઉં."

"એટલે ? તું કોણ થાયછ, રાંન દદા, મને પુછનારી તું કોણ થાયછ ? જીવગેઈ, તારૂં મારી ઉપર શું ચાલેછ કે તું મને અટકાવે ? મરેરે ? તારી મુઠી છોડરે ! મારો હાથ અકરસી આવ્યોછ !"

"તારે ગમે એટલી ગાળ દે, જોઇયે તો મને માર, પણ તું કયાં જાયછ તે જાણ્યા વગર હુંતો તુંને જવા નથી દેવાની."

"પણ કાં વારૂં ? તારો શું કાંઈ કોરડો ફરેછ ? તું શું કાંઈ મારી રખેવાલ છે ? તું આ ચાલીપર સીપાઇગીરી કરેછ કે શું ? છોડ મને !"

"હા, હું આ ચાલીની ચોકીદાર છું." દીનીએ હસીને જવાબ દીધો. "જોતી નથી બધાં ઉંઘી ગયાંછ ત્યારે હું આ ઓટલા ઉપર ચોકી કરવા બેઠીછ તે; વાસતે હું તુને જોયા છતાં જવા નહી દઉં. હા, જો તું મને બરાબર સમજણ પાડે કે કયાં જાયછ તો હું તુંને જવા દઉં."

"હું નથી કેહવાની. હું નથી કેહવાની. હું દુઃખીને તું વધારે દુખી ના કર દીની. મને દુખની મારેલીને જવા દે." જરી ખરો જવાબ દેવો કે નહી તેની આનાકાની કરવા લાગી અને વળી તાણ પણ કરવા લાગી.

"બરાબર, હવે હું સમજી, તું દુઃખની મારી આપઘાત કરવા જાયછ." દીનબાઈના મનમાં એજ વેહમ હતો તે તેમ સમજીને બોલી. "આજે તારા ઘેરમાં આવો દાહડો કજીઓ ચાલ્યોછ ને તું જીવપર કરવા જાયછ નહી ? પણ હું તુને જવા નથી દેવાની."

"પણ તેં તો હમણા કબુલાત આપીની કે જો ખરૂં કારણ જાણશેતો તું મને જવા દેશે ?" જરી દીનીનો હાથ જરા ઢીલો સમજીને છોડવતાં બોલી.

"હા પણ ખરૂં કારણ તું મને જણાવે એવી શરતથી હું કબૂલ થઇછ." દીની તેનો હાથ વધારે ચપટ ઝાલીને બોલી. "પણ તું જીવપર કરવા જાયછ. એ કાંઇ તેં મને કહ્યું નથી, એતો મારી પોતાની મેળે પામી ગઈ, વાસ્તે તારી શરત ને મારી કબુલાત કાંઈ રહી નહી. પણ તું શું એમ ધારેછ કે ઘડી ભર તેં મને તારા જીવપર કરવાની વાત કહીબી હોતે તો શું મેં કબુલાત આપી તેથી હું તુંને જવા દેતે ? નહી, નહી. તું મને વાજબી કારણ કેહતે તોજ જવા દેવાની મારી કબુલાત લાગુ પડતે. બાકી તું કઈ વાંક કરવા જાય, જીવપર કરવા જાય, ને વળી તે મને કહીને જાય તો હું જવા દઉં એવી ભોળી મને ના સમજતી."

"મરેરે ! આ કયાં જુલમમાં પડી ?" જરીનો કશો ઉપાય નહી રેહવાથી હવે તે ફરિયાદ કરવા લાગી. "હું કેટલીવાર બોટી થઇ થઇને નિકળી જો ને તોબી મને તું નડવા આવી. મારાં નસીબે રાંન પેલી કુમલાની સાળી સુનીની આદરણીબી આજેજ નિકળી ને સુવાં તો ગરબા માંડી બેઠાં તે રાતના દસ વાગા સુધી પુરા થયાજ નહી. મેં વાટ જોયા કીધી કે કયારે બધાં બારણા બંધ કરીને ઘોંટાઈ મરે કે પછી મોહલો નવરો થાય ને હું બાહાર નિકળું. એમ વાટ જોતાં જોતાં અગીયાર વાગ્યા ને બધું નવરૂં જોઇને હું

બાહાર નિકળી ને નાઠી તો ઘડાની સૈનારી શાન દીની, તું મને નડવા આવી."

"પણ તું એ શું બકેછ ઘેલી? રાતના બાર બાર વાગતે બાહાર ફરવું શું? ને નાહસવું શું?" દીનબાઇ વળી જરા મુઠી ઢીલી કરીને બોલી. "તું જુવાન બચ્ચું, છોકરીની જાત ને એ શું કાંમ લઈ બેઠીછ?"

"મેં કહ્યુંની, રાંન અકજ, કે હું દુઃખની મારી નાહસી જાઉંછ?" જરી વળી પાછી ચીહીરડાઇ ગઈ "મારા દુઃખમાંથી છુટવા હું બાહાર નિકળી તો તું કાં મને ઘેરી બેઠી? જવા દે, મરવા દે, મને."

"મોત આવે ત્યારે સહુને મરવાનું, પણ એમ આગાઉથી કાંઈ મરી જવાય?" જરીને વળી પાછી હાથ છોડવવાને જોર કરતી જોઇ દીની પોતાની મુઠી પાછી મજબુત કરતી ગઇ અને સમજાવતી ગઇ. "તારી ઉપર દુઃખ હશે જરી, હું ના નથી પાડતી, પણ તેમાંથી છુટવાના બીજા ઉપાય છે, તે કર. એમ જીવપર ફીધાથી શું વળવાનું છે?

"જો દીની, હું મરી જાઉં બધી, તું મને જવા દે." હવે જરી નરમ પડીને કાલાવાલા કરવા લાગી. "જો એક દુઃખિયારી સુખી થવા જાયછ તેને ના અટકાવ! જો તારે પગે પડું, મને તું છોડ. મારા ઉપર દુઃખ છે, તેની તુંને દયા નથી કે મને તું અટકાવી રાખેછ?"

"પણ હું તારા દુઃખનો ઉપાય બતાવું? મરવાથી તો તું જીવથી જશે, તેમાં શુ તારો છુટકારો.થશે? તેના કરતાં તું જીવે ને સુખી થાય એવા ઉપાય બતાંવું?"

"તું શું ઉપાય બતાવવાની છે?" જરી આ શિખામણથી જરા લલચાઈ હોય તેમ નરમ પડી.

"પણ તેની વાત અંહીજ કે? રસ્તાપર કે? હમણા રાતેજ કે? તારૂં દુઃખ શું છે? તુંને શું સુખ જોઇયેછ? તે બધું ધીરજથી તપાસવાનું છે. હમણા તો તું પાછી ચાલ. જરા મોહલામાં અંદર તો જા. પાછી આવ."

"નહી. હું એક વખત નિકળી તો પાછી તો નથી આવવાની."

"ત્યારે ક્યાં જવાની?"

"મારે ગમે ત્યાં જવાની. જાંહાનમમાં જવાની. કુવામાં પડવાની. તળાવમાં જીવ આપવાની. ગમે તે કરવાની.

"આ વળી પાછાં તું ઘેલાં કાહાડેછ."

"હું આ મોહલામાં પગ નથી મુકવાનો."

"મોહલાને રસ્તે નહી તો પાછલે રસ્તે તારે ઘેર આવની."

"મારે ઘેરતો કદી નહી જવાની. મારૂં ઘેર મેં છોડયું, સદાનું છોડયુંછ.

"પણ તે કાંઇ પારકું ઘેર છે? તારાં માબાપનુંજ ઘેર."

"મા બાપ? એ માબાપના થતાં મરેરે!" જીવખાયાંની જરી પોતાના જીવખાયાં માબાપને ગાળો દેવા પડી. "મુવાં, કીયે જનમનાવેરી! મુવું મારૂં નસીબ ક્યાં ભરાઈ રહ્યું તું? મારે નસીબે હું કીયાં મા બાપને બસ પડી!"

"તે પછી થઇ રેહશે, જરી. તારાં મા બાપ તારો વાંક કાહડેછ ને તું માબાપનો વાંક કાહાડેછ તો ખરૂં કોણછ તેની તેવારે વાત. પણ તેટલાં તો તું તારે ઘેર જા."

"નહી હું મારે ઘેરતો નહી જવાની."

"વારૂં ત્યારે મારે ઘેર ચાલ."

"તારે ઘેરબી નહી આવું."

"કાં જરી? એટલી જુદાઈ ગણેછ! મારૂં ઘેર તે તારૂંજ ઘેર સમજ. મારૂં ઘેર નાનું છે, પણ શું તારી જગ્યા નહી થશે? મારા પોતાનાં બિછાના પર તુને સુવાડું? હું તુને મારાં પાસાંમાં લઇને જીવની કાંની સંભાળીને સુવું?"

"નહી. હું નહી આવું."

"પણ ત્યારે તું જવાની ક્યાં?"

"જ્યાં જવાય ત્યાં. હું કયાં જાઉંછ તે તું નથી જાણતી દીની?"

"નહી તો મને જણાવની?"

"ને જો જણાવું તો મને જવા દેશે?"

બીજો કાંઈ ઉપાય નથી એવું જોઈ જરીએ ઉલટમાં આવી પુછયું.

"હા, જો મને ખરેખરૂં કેહ તો તુને હુજીબી જવા દેઉ." દીનાએ જવાબ દીધો.

"ખરૂં કહું? ત્યારે સાંભળ, દીની. હુ મરવા નથી જતી. હું જીવપર કરવા નથી જતી. હવે તો બસ? ચાલ હવે મને જવા દે."

"પણ તું ક્યાં જશે તે નથી કેહતી."

"હું સુખી થવા જાઉંછ."

"કોણને ત્યાં?"

"એક ઠેકાણું મારે લાયકનું મેં શોધી કાહાડયુંછ. હું સોગંદ ખાઇને કહુંછ કે હું સારેજ ઠેકાણે જાઉંછ."

"એટલે?" દીનબાઇ તો આ વાતથી ડઘાઈજ ગઈ.

"એકજણ જે પૈસાદાર છે, જે પોતે સુખી છે ને મને સુખી કરશે, જે ધણીપર મને પ્યાર છે, વિશ્વાસ છે, જેણે મને સુખી કરવાનો કોલ આપ્યોછ, તેને ત્યાં હું જાઉંછ."

"તે કોણ ધણી છે?"

"તેનું નામ નહી કહું.-મરી જાઉં તો નૂહિં કહું. મેં તેનું નામ છુપું રાખવાનું વચન આપેલું છે."

"અરરર! જરી! તું શું નખોદ વાળવા બેહીછ?" દીનબાઈ ડાહી ગમે એવી સમજુ ને ધીરજવાંન હતી, પણ આ ભયભરેલી વાતથી તેનાબી કમકમાટની હદ નહી રહી. તે ગભરાટથી સમજાવા લાગી કે "જો જરી વિચાર કર. તારી આબરૂ, તારાં માબાપની આબરૂ, આપણા આ ગરીબ મોહલાની આબરૂનો વિચાર કર. તું જે પગલું ભરેછ તેથી તારાં નામને કેવું કલંક લાગશે. તારી દામાનને કેવો ડાઘ લાગશે તેનોવિચાર કર. જો, આ ઘડીજ વિચાર કરવાનીછે. પછી મોડું થશે ને પછી માલલો સુધરશે નહી. એક પગલું આગળ ભરશે તો એમ જાણ કે ખરાબીની હંમેશાની ખાહીમાં પડી. એક પગલું પાછળ હઠશે તો જાણ કે આબરૂ અને ઈજતમાં સદાની બચી. અરે તું જે વાત કરેછ તે નહી બને તોપણ ફકત તેની વાતથીજ તારાં માબાપનું મોત થઇ જશે."

"મરી જશેતો પીડા ઓછી. પણ હું એ માબાપનું દુઃખ નથી ખમવાની" જરી ઘણી ઉશકેરાઇને બોલી. "મને શેહરમાંથી અંહી દાદરપર લઇ આવીને રહ્યાં તે શું મારી ઉપર જુલમ પાડવા? હું જુલમમાં રહું તેના કરતાં મારા ધારેલા ખાવિંદની સાથે સુખી થાઉંની? મને માબાપે પોતે આ પગલું ભરવાની ફરજ પાડીછ. હું ખાડામાં પડતી નથી પણ પડીતો અંહી દાદરપરના જુલમથી હું ખાડામાં પડી એમ સમજજો."

આ સગળું જરી રડીને બોલી, અને તે બોલવાના જોસમાંજ અચબુચ પછાડ મારીને પોતાનો હાથ છોડવી ને દીનબાઈની પાસેથી ઝડપથી નાહસી ગઈ.

---

## પ્રકરણ ૬૬ મું.

## "જીવખાયાં" નું જીવખાવું.

જરી ઉપરના જુલમની વાત અરધી ખરી, અરધી ખોટી હતી. જરીની ઉપલી આલ્લચલણજ કહી આપેછે કે તે સારી છોકરી નહી હતી. તે નાદાન અને બેવકુફ હતી, એટલે માબાપની ધાક, કબજો, બલ્કે સખતાઇ જો તેના ઉપર ગુજરતી હોય તો તેને તે લાયક હતી. બીજા હાથ ઉપર જરીના માબાપને લોકોએ આપેલો "જીવખાયાં" નો એતાબજ કહી આપેછે કે તેઓ ઘણાં કજીયાખોર, શખત, ધાતકી, હોવાં જોઇયે; અને તેઓએ દીકરી ઉપર, કેટલાંક અણસમજુ માબાપની પેઠે, વા-

જબી સત્તા ચલાવવાને બદલે ગેરવાજબી રીતે જુલમ ચલાવેલો હોવો જોઇયે.

જ્યારે કુમલા કોપરના ગાલામાં સુનીની આદરણી સંબંધી આજે ધામધૂમ ચાલતી હતી, ત્યારે જીવખાયાંના ગાળા ઉપર એક જુદીજ પ્રકારની ધામધૂમ હતી, અને તે મારફાડ, ગાળ બોળ, કજીયા કંકારાની ધૂમ હતી! સહવારથી રાત સુધી તેમનાં મોહડાંમાં "સરસતી" હતી, અને ઉઠતાં "પતેત" માંડતાં તે પાછાં સુવા જતાં ત્યારે પુરી કરતાં હતાં. બાપ, મા, દીકરી, બધાંના મોહડાં એક સરખાં ચાલતાં હતાં. કાહાનજીભાઈ જાઈને, જાઇ કાહાનજીને જરી માબાપને અને માબાપ જરીને "મુવા" "ભસતે ગયા" વગેરે શબ્દોથી ધોતાં હતાં. પણ તેઓ એ ગાળબોળના દરજજા હતા. કાહાનજીને સહુથી ઓછી અને જરીને સહુથી વધતી ગાળ પડતી હતી.

ઘેરધણી કાહાનજીના મોહમાં ગાળબોળના કરતાં બૂમ બરાડા વધતા હતા. તે ધણો પાજી સ્વભાવનો હતો અને પોતાની બાયડી પાસેથી સાધારણ કામકાજ લેવાના પણ બૂમબરાડા પાડતો હતો. જ્યારે બૂમથી નહી વળે ત્યારે ગાળનો આધાર પકડતો, અને તેબી મોહડે છુટી, નિર્લાજ ગાળો. જાઈ એક બૂમનો જવાબ ડબલ આવાજથી અથવા એક ગાળનો ઉતર બે ગાળથી વાળતી, અને એવું કે તે બૂમબરાડા આસપાસના ચાલીના લોકો સઘળાં સાંભળતાં હતાં. સુંદર જરી ઉમરે કોમળ, કાઠીએ નાજુક અને આવાજમાં જીણા સાદની હતી. તે પોતાથી પડાય એટલી બૂમ મારતી ઇયા ગાળ દેતી, પણ જેમ તે વધારે બૂમ મારતી તેમ તેનો સાદ વધારે જીણો થતો હતો. જીવખાયાંના નાના બચ્ચાંઓનાં મોહ પણ ગાળ ગલોચીથી ગંધાતાં હતાં.

જીવખાયાંના કુટુંબમાં પોત પોતામાં બૂમરાણ અને કજીયો તો રોજનો હતો, પણ પાડપડોશ સાથ પણ સખત કજીયાની નવાઇ નહી હતી. રોજ સહવારના સકારેથી કાહાનજી બૂમબરાડા મારીને કારખાને જતો અને રાતના પાછો આવતો એટલે અનેક પાંતીના તેના બૂમબરાડા ચાલુ થતા. જાઇની બૂમો અને ગાળો આખો દાહડો ચાલતી અને તે ધણો ખરો કજીયો જરી સાથે. જરી આળસુ હતી, કામ કરવાને ના પાડતી, બેસી રેહવા માગતી અથવા ટોલટપા, મજાકમશકરી અને જુદાં જુદાં લોકને ખીજવવામાં વખત ગાળતી. તે નવાં નવાં કપડાં પેહરવા માગતી, ફાશિનોના ફુમટાં બુટ્ટાઓમાં પોતાનો શણગાર કરી નિકળતી, અને સેંથાપાટલીના શોખમાં જાઈની મરજી વિરૂધ માથુબાનું બાલ દેખાય તેમ ઊંચેથી બાંધતી.

એ સઘળી ચાલથી જાઈ જરીને ખુબ ટોંક ટોંક કરતી, અને જરી તેથી કંટાળીને ખીજવાઈ જતી. જોઇ લ્યો પછી મા દીકરીની બાજમબાજી. પણ વળી જરીને બાહાર ફરવા હરવાનો શોખ હતો. તે પડોશની છોકરીઓ સાથ ફરવા જતી, કોઈવાર એકલી જતી અને મોડી આવતી, અને પછી વળી ઘેરમાં નવું તુફાન સળગેલું જોઇ લ્યો. મોહડેની વાત અને બૂમ અને ગાળ માત્ર નહી પણ હાથ ચાલાકી ચાલી રેહતી. જાઈ પોતાની દીકરીને પીંખી પીંખીને મારતી, એટલુંજ નહી પણ કોઈ વારતો ખીજવાઇને ચુહલામાંથી તાતેલું લાકડું ખેંચી લાવીને દઝાડવા જતી અને કોઈવાર ડામ દેવા નિકલતી.

એવામાં કાહાનજી બાહારથી આવી લાગે અને તેની આગળ જો જાઈ દીકરીની રાવ કરે તો પછી તો હેઠલના ભાડુત કેહતાં તેમ "જીવખાયાં" ના માળા ઉપર ધરતીકંપ ચાલતો. અફાડજીબના ધપાધપ આવાજેથી ગોયા ભુતખાનું ઉલટતું. કાહાનજી પોતાના હાથમાં લાકડું લોહડું કાંઈ જોતો નહી હતો. જે હાથમાં આવે તે છુટું મારતો, અને કોઇવાર જાઈનું ખોબડું રંગાઇ

જતું તો કોઈવાર જરીના ડાચાંમાં વાગી બેસતું. જરી ને જાઈ, કાહાનજી ને જાઈ, જરી, કાહાનજી ને જાઇ એ સર્વે વચે રોજનું સળગતું અને રોજના ધરતીકંપ થતા.

ભરભાડુત અને પાડ પડોશમાં જીવ-ખાયાંના કજીયા નજીવા કારણસર થતા. આજેતો હેઠળનાં ભાડુતે નળ બંધ નહી કીધો, કાલે તો માળાપરના ભાડુતનો દીવાનો વારો બેઠો, પરમદાહડે તો ચોખ્ખું પાણી કુવામાંથી કાહાડવા નહી દીધું, એવાં કારણોસર ભાડુતોની બાજમબાજી ચાલતી. જાઇ અને જરી રોજ સાંજે મરઘી પકડવા નિકળતી, અને જો મરઘી નહી મળેતો કોઈ ચોરી ગયું યા ખાઈ ગયું એમ જાણીને જાઈની બતરીશી ચાલુ થતી, પછી તાકાત કોની કે તેની બરોબરી કરી શકે?

જીવખાયાંના કુટુંબમાં રાતના કજીયા અને મારામારી જાજી હતી અને તેમાં વાંક દારૂ બનાવારનો હતો. રાત્રે કાહનજી કે જાઈ ધણીવાર પોતે પોતાનાં હાથમાં રેહતાં નહી હતાં. કાહાનજી બાહારથી, પીઠાંમાંથીજ દરરોજ બબે ચચાર ગ્લાસનો બબો ટાંસીને આવતો હતો. જાઇનો વાંધો તેના પીવા સામેં નહી હતો પણ પીઠાંમાં જઇને પીવા સામે હતો.

અને તબી બ્રાંડી. જાઈ પોતે ક્યાં દારૂ નહી પીતી હતી? પણ તે મોવડુંજ, અને કાહાનજી પણ મોવડુંજ પીયે, મોઘો બ્રાંડો નહી પીયે એટલીજ જાઈની હુજત હતી. આ હુજતમાં પણ રોજની મારામારી. જાઈ ખર્ચની બુમ મારતી યા કાંઇબી બોલતી કે પછી કાહાનજી સાથ સાંમાસામી શખુનદરાજી અને દસ્તદરાજીની શરત ચાલેલીજ છે. દારૂ પીધા પછી તેઓ જે કાંઈ બોલતાં યા ચાલતાં તે ધણીવાર તેઓ સમજતાં નહી હતાં, અને તેનો જોખમ તેઓને સર નહી હતો.

આજે એવોજ એક ધરતીકંપ થયો હતો. તેનો સઘળો ધુજારો જરી ઉપર હતો, પણ તે ઘણોખરો વાજબી ધુજારો હતો. જરીના બદિયાનના ગજવામાંથી એક ચીઠી પડી, તે જાઇએ જોઈ તેવી ઉંચકી લીધી. જાઈને કાંઈ વાંચતાં આવડતું નહી હતું તોપણ જરી ગભરાઈ ગઈ. જાઇએ તે ચીઠી જરીનો ભાઈ સ્કુલેથી અથવા બાપ કારખાનેથી આવે ત્યાંસુધી વંચાવા માટે ઉંચી કીધી. જરીએ પોતાની મા ઉપર હાથ ચલાવી, તેની પાસેથી જબરીથી તે ચીઠી લઇને ફાડી નાખી.

ખચીત તે ચીઠી કાંઈ વાંધા ભરેલી હોવી જોઇયે, ખચીત તેમાં કાંઈ છુપો ભેદ હોવો જોઇયે, કાંઈ તરકટ હોવું જોઇયે, જાઇએ તે જાણવા માગ્યું, જરીએ તે નહીજ જણાવ્યું અને તેથી મા દીકરીઓ વચે આઓ દાહડો મારામારી ચાલી.

જાઈએ જરીને ગાળો દીધી અને સખત લાકડીનો માર માર્યો, એટલુંજ નહી પણ તેને જબરીથી ધસડીને માળીયા ઉપર બંધ કીધી અને દાદરની ટાંકાબારીને હેઠળથી સાંકળ દીધી. જરીએ પોતાનો વાંક કબૂલ કરવા કરતાં સઘળું ખમ્યું, તો જો કે તેણે આ કાગળના ખોટા ખોટા ખોલાસાઓ તો ધણા કીધા. પણ જાઇએ તે કરા ખરા માન્યા નહી.

રાત્રે કાહાનજી ઘેર આવ્યો ત્યારે તેની આગળ જાઇએ સઘળી રાવ કીધી. બાપ દારૂથી ધણો ટૅ થઇને આવ્યો હતો તેણે જરીથી તલાશ કીધી અને તેનો કાંઈ પણ ખોલાસો ન માનતાં તેના ઉપર માર પડવાનો અધુરો હતો તે પુરો કીધો. તેને ઉભા દાદર ઉપરથી નાખી દીધી., એટલુંજ નહી પણ સહવારે તેને વધારે શિક્ષા કરવાની, તેને ઘેરમાંથી કાઢી મેલવાની ધમકી આપી.

આ ધમકી તેનો બાપ બજા લાવે તેની અગાઉ જરી પોતેજ બજા લાવી. જે છુપી ચીઠી તેણીએ ઉડાવી હતી તે માબાપનું ઘેર છોડી જવાનીજ હતી.

---

## પ્રકરણ ૯૭ મું.

# ચોર પકડાયો.

દીની ડાહીએ જરીને નાહાસતી પકડવા તથા સમજાવવા છતાં જયારે તે દીનીનો હાથ છોડીને જતી રહી ત્યારે દીની ઘણા ગભરાટમાં પડી. તેના દિલમાં બરાબર સાડી નહી હતી. રાતની વખતે ઓટલા ઉપર ચંદની ઘોરવા એકલી બેસવા માટે તેણે સાડી પેહરવાની જરૂર જોઇ નહી હતી, પણ સાડીનો છેડો માત્ર દિલપર નાખેલો હતો, અને તેવામાં જરીની પછવાડે તે એમની એમ નિકળી પડી હતી. વળી તેનું ઘેર ઉઘાડું હતું, ઓટલાનું બારણું બંધ કરવાનું હતું માટે દીની જરીના જવા પછી નાસિપાસી સાથ પાછી ફરી.

પણ હજીબી તેની પછવાડે જઇ તેને અટકાવવાનો દીનીએ ઠરાવ કીધો. બીજાઓને ઉઠાડવા યા કેહવા જાય તેટલાંતો જરીની જે ખરાબી આ ભલી પડોસણ અટકાવવા ચાહતી હતી તે ખરાબી કદાચ થઈ ચુકે. માટે વખત ખોહવા વગર દીનીએ ઝટપટ આવી, પોતાના ઓટલાનું બારણું ઝટપટ બંધ કરી, ઝટપટ દિલપર સાડી વિટાળી, તે ઝટપટ પાછી દાદરથી પરેલ જવાના રસતા ઉપર આવી.

એટલીવારમાંતો જરી કયાંની કયાં દૂર નિકળી ચુકી હતી. જોકે ખરી બપોર જેવી ચંદની હતી તોપણ આ નાદાન છોકરી કેયે નજર પડતી નહી હતી. હવે શું કરવું? બેહતર, દીનીએ વિચારયું કે, થોડું ચાલી જોવું.

તેને ઘણું ચાલવું પડયું નહી. દાદરથી પરેલ જવાના એકાંત પણ સીધા રસતાની બેહુ બાજુએ ખેત્રો છે, પણ તે ખેત્રોની વચે પરેલના બંગલાઓ છેક અંદરથી આ વેલાછે અને તે દરએક બંગલાની અંદર જવા માટે એકેક રસતો કાહાડેલો છે. આમાંના એક રસતાની વચમાં પથરની બાંધેલી એક બેઠક ઉપર દીનબાઇને બે જણ બેઠેલાંનો દેખાવ દૂરથી નજર પડયો.

ત્યાં દીનબાઈ હિમત કરીને ધસી ગઈ. પેલાં બે જણ જે એકેકથી દૂર બેસીને તુરતનાંજ કાંઇ વાતે લાગેલાં હતાં, તેઓ દીનબાઇને પોતાના તરફ આવતી જોઇને ઝપાટામાં ઉઠયાં અને આસપાસ કાંઇ સંતાવાની જગ્યા શોધવા લાગ્યાં. પણ સારાં ભાગ્યે એ તરફ મેદાન સઘળું ખુલ્લું છે. આ લુચ્ચાં માણસો કેયે જઈ શકયાં નહી અને ત્યાંજ ઉભાં.

દીની ઝડપથી તેમને આવી મળી અને તેની મેહનતનો બદલો પણ મલ્યો. જીવખાયાંની જરી પોતેજ કોઇ બેગાના પુરૂષ સાથે ઉભેલી હતી અને દીનબાઇએ જતાંનીવાર તેનો હાથ પકડયો.

"ચાલ જરી, મારી સાથે ચાલ," દીની ગંભીરાઈથી બોલી. "એકદમ ચાલ, નહી તો તુંને પકડાવી લઈ જઇશ."

"તમે કોણ છો બૈરાં ને અંહી શું માંગોછ?" જરી તો ગભરાઇને ચુપ રહી ગઇ, પણ પેલા મરદે દીની ડાહી આગલ તકાજો કીધો.

"હું એક ઓરત છું, પણ તમારા કરતાં આબરૂદાર ઓરત છું, સાહેબ. મને લોકો દીની ડાહી કેહછ, અને આ મારી પડોસણને ખરાબીમાંથી અટકાવીને બચાવી લેવા સારૂ હું આવીછ."

"પણ અંહી ખરાબી શું છે?" પેલા મરદે જવાબ દીધો. "જેમ જરી તમારી સહી છે તેમજ હું પણ એનો દોસ્ત છું અને ખુશાનુમાં ચંદનીમાં ખુશનમાં હવા ઘોરતાં જરા વાતો કરીયેછ. અંહી ખરાબી શું છે?"

"એ ઢાંગ અહીં નહી ચાલશે હો ભાઇ." હવે દીની ડાહી જોસથી ઉખડીને બોલવા પડી. "કાકા, હું તમોને ઓળખતી નથી, એમ ના સમજતા હં! હું તમોને સારી પેઠે પિછાણુંછ."

"પિછાણો. તો ભલે, પણ વારૂ કહોની હું કોણ છું?"

"અરે સાહેબ, તમારા જેવા નામદારને કોણ નહીં ઓળખે? તમો મને નહી ઓળખતા હશો, પણ તમોને હું નહી ઓળખું, અદુભાઈ?" અદુભાઈ નામ સાંભળતાંજ તે ચોંકયો. "તમો સાહેબ મોટા શેઠ મનચેરજી વકીલના દીકરા અદુભાઈ છો તે હું સારી પેઠે જાણુંછ. ચાલો હવે તમે ખીસો ને જરીને મારી સાથે આવવા દો."

"હા, હું અદુભાઈ છું. પણ તમે શું કહોછ? તમારૂં શું ચાલેછ કે આ બાઇને મને મળતાં અટકાવોછ? ચાલો મુગાં મુગાં ચાલ્યાં જાવો!" અદુભાઈ દીનબાઈને દમ ભરાવા ગયો.

"અને તમે કોણ છો કે આવી મોડી રાત્રે કોઈ કાચાં કુમારાં બચ્ચાંને ઘરની બાહાર આમ એકાંતમાં મળવાની હિમત ચલાવોછ?" દીનબાઇ અદુભાઇને માથેની હતી. તે જાણતી હતી કે જો બીહીક બતાવી તો વાત બિગડશે, માટે તેણીએ હોશ્યારીથી સામો અદુભાઇને દમ ભરાવાની હિંમત કીધી. "ચાલો ચાલો, નહી તો કે તમોનેબી અંહીથી પકડાવીશ. તમે તમારી આબરૂ જાળવવાના હોવ તો અંહીથી મુંગા મુંગા રસતો પકડો."

અદુભાઇ હવે ગભરાયો. તે આસપાસ જોવા લાગ્યો કે રખે આ ઓરત તેને સપડાવા સારૂ કોઈ બીજા માણસોને લાવી હોય. તે માણસો નહી જણાયા, તોપણ ડીચકારો અદુભાઈ બીવો અને હવે નરમ પડી ગયો.

"બાઈ, હું તમોને ઓળખતો નથી, પણ તમે ગભરાટ ના કરો, હું સારો માણસ છું અને સારા માણસનુ ફરજંદ છું."

"હારે જી, તમે સારાં માણસ તો ખરાં, અને અમે નઠારાં માણસ છીયે." દીનીએ અદુભાઇને શખત ચેશ્ટાથી ચોખા મારયા "તમે પૈસાવાળા છો ને અમે ગરીબ છીયે માટે અમે હલકાં ગરીબોની વચે તમે આબરૂદાર ને પૈસાદાર સારાં માણસને આવવાનું કામ નથી. તમે અમારી તરફ તમારાં કદમ લાવતાજ ના. તમે મીઠાગારો મેળજો ને દૂરના દૂરજ રેહજો, મારા બાપ. અમારો ગરીબ મોહોલ્લો તમારે લાયકનો નથી. તમારે લાયક બીજા રસ્તાઓ છે ત્યાં તમે જજો, બાવાજી." આમ કહીને દીનીએ વળી જરીનો હાથ પકડયો. "ચાલ જરી ઉઠ, વખત થાયછ. રાત જાયછ."

"આ બાઈ તો ઘણા મશકેરાં છે." અદુભાઇ મનમાં વેર પણ બાહારથી મેહેર બતાવી બોલ્યો. "પણ તમે મશકરીમાં છેક ફાસ્ટ જાઓછ, બૈરાં."

"હાજી તમે તમારાં ઘેરથી ઘણા ફાસ્ટ ગયાછ, તેથીજ હું પણ જરાક ફાસ્ટ જાઉછ." દીનબાઇએ તેને તોડયો. "પણ તમે તમારા સરખે સરખામાં ફરો તો સારૂં જી. ત્યાં તમોને પિછાણનારાં તમોને પુરાં પડશે. અમારા ગરીબ મોહલ્લામાં તમારૂં કામ નથી."

"તમારો મોહલ્લો?" અદુભાઇએ હસવાનું ડોળ ઘાલ્યું.

"હાજી. અમારો એટલે કે અમે રહીયેછ તે." દીનબાઇએ ટકોર ચલાવી. "તમે અમારી તરફ આવો તો ભલે પણ દિવસમાં, જાહેર રીતે, સહુ જોય તેમ આવવું જોઇયે. રાતે, કોઈ નહી જાણે, કોઇ નહી જોય, તેમ છુંપ્યા ચોરની પેઠે અમારી વચે આવવાનું તમોને શું કામ! ચાલો જાવો મુંગા મુંગા. તમારી બૈરી બિચારી રાહ જોતી હશે."

"બૈરી! બૈરી! અદુભાઈની બૈરી?" જરી જે અત્યારલેર ચૂપ હતી તે હવે ચોંકી ઉઠી.

"જરી, આ બૈરીને અહીથી કાહાડ." હવે અદુભાઇએ વાત ઉડાવીને નાન્જાશેઠના તોરથી પોતાની દોસ્તને હુકમ કીધો. "કોઈ જબરી ગળેપડુ દીસેછ કે બે જણ બેઠાં હોય ત્યાં આવીને છેડતી થાયછ. અગરજો અંહી કોઈ સિપાઇ નજર પડે તો હમણાં એનું પાંખડું પોલીસના હાથમાં આપું."

"પોસ્યા! મોહડું સંભાળીને બોલ" દીની ડાહી અદુભાઈથી જરા પણ બીધા વગર હવે તેના ઉપર ઉખડી અને તેની જીવખાયાંની જરી ના જીવખાયાં કુટુંબની દમમાંજ ઉખડી. "મોહડું સંભાળીને બોલ, મરી ગીયા મુવા! મુવા, ચોર! કેઈ તારી માય મમાઇને પોલીસના હાથમાં સોંપવા આવ્યોછ? મુવા. મુંગો મુંગો આ છોકરીને મારી સાથે આવવા દે નહી તો હમણા બુમ પાડીને લોક મેળવુંછ ને તુ મુવાની ફજીયતી કરૂંછ. રસતેથી જતાં જે કોઈ પેહલું મળે તેને હું અંહી બોલાઉછ. ને તું રાતના બારબાર વાગતે અંહી ભટકવા આવેછ તે આખા ગામને કહી આપું. જોઉં, મુવા તું જરીને બરાબીમાં ફુસલાવીને કેમ લઇ જાયછ? પાપી ચંડાલ !"

દીની આમ બોલતી હતી તેજ વખતે પાસેના મોટા રસતા ઉપર અવારનવાર કોઈ રાહદારી આવતાં જતાં હતાં—કોઇ છુટી જીવાઈ ગાડી પણ પસાર થતી હતી.

"ઓહો! રસતા ઉપર પેલું કોણ જાયછ? હોરમજશાહ શેઠ જાયછ." દીની ડાહી ઓળખી કાઢીને હવે મોટા હર્ષથી અદુભાઇને દમ ભરાવા લાગી. "બોલ, શું કેહછ મુવા લુછા? હોરમજશાહ શેઠને અંહી બોલાવું કે? તારો ફેંસલો કરૂં, કે જરીને મારી સાથ જવા દેયછ?"

હોરમજશાહ શેઠ પરેલમાં એક હિંદુ વેપારીને ત્યાંથી હોળીની બેઠકમાંથી પોતાના વાંદરાના ઘેર તરફ પાછા ફરતા હતા. સુંદર ચંદની હોવાથી તેવણ સરેસતા મુજબ ચાલતા હતા, અને પછવાડે તેવણની ગાડી હતી. તેવણ સાથ એક દોસ્ત હતો, જેની સાથ તેવણ પોતાના મોટા, ઘાડા સાદે વાત કરતા જતા હતા. તેવણનું બોલવું અને ચાલવું દૂરથી પરખાઇ આવતું હતું.

"સાહેબજી, હમણાંતો હું જાઉંછ" એમ કહીને અદુભાઇ તુર્તજ ચોરની પેઠે ઉઠી ગયો.

"જાવો, જાવો, ભાઈ, નાન્લાશેઠ, સિધારો, સાહેબજી," દીની ડાહી હવે અદુભાઇને દુઃખપર ડામ દેવા ચસકા અને ચાળા કરીને બોલી. "શેઠ બોલ્યું ચાલ્યું માફ કરજો હં! પણ પાછા આવતા રખે બાપા! અંહી મળયાતો મળયા પણ ત્યાં ના મળતા! બાવા, ભાઈ, શેઠ,! પાધરા પાધરા ઘેર જજો હોંકે મરૂ! બૈરી બિચારી વાટ જોતી હશે! તમારાં બચ્ચાં બાવાને યાદ કરતાં હશે !"

આ પાછલાં વાકય ઉપર, અદુભાઈની બૈરીની વાત ઉપર જરી ઘણીજ ચોંકી, પણ દીની ડાહીને તે કાંઇ જણાયું નહી. તેની મતલબ આ બરાબીના માર્ગ ઉપરથી જરીને જેમ બને તેમ જલદી સલામત છોડવી લઇ જવાની હતી, માટે જેવું આ પાપ પત્યું તેવીજ તે જરીને લઇને ચાલતી થઇ.

અદુભાઇ પણ જેવો ઉઠયો તેવોજ રસતા ઉપર હોરમજશાહ શેઠની નજદીકમાં નિકળવાની તેની હીમત ચાલી નહી માટે ખેત્ર અને ઝાડીમાંથી સંતાતો, છુપાતો, હોરમજશાહને જવા દીધા પછી પોતે પૂણ મેહમ તરફ ચાલ્યો અને થાકેલો નાસિપાસ થયલો, ઉંઘતો, ઝુંફતો પોતાને ઘેર ગયો.

અદુભાઇનાં મનમાં એવો વિચાર હતો, તેની માએ અને તેના બાપે વટીક એ વિચાર તેના મનમાં બેસાડયો હતો, કે ગરીબો કોઇ સારાં માણસ હોયજ નહી, પૈસાદાર તેજ ભલાં હોય. અદુને મનસે ગરીબ સઘળાં હલકાં, હીણાં, અનીતિવાન અને અણસમજુ હોય.

પણ આબરૂદાર ગરીબો કેવાં હોયછે, અદુભાઈના મા બાપ સરખાં "આબરૂદાર" માતબરો કરતાં પણ આબરૂદાર ગરીબો કેવાં ભલાં હોયછે, તેનો ગુલી ગરીબથી અદુભાઇને પેહલો અનુભવ થયો હતો, અને દીની ડાહીથી આજે બીજો અનુભવ મળયો.

---

## પ્રકરણ ૯૮ મું.

### વધતું કોણ!—એક આબરૂદાર ગરીબ કે એક લુચ્ચો માતબર?

જીવબાયાંની જરી "દાદરપરથી (ખાડામાં) પડી" નહી પણ પડવા જતી હતી, તેને દીની ડાહીએ બચાવી લીધી.

તે એક સપાટી ઉપરનો ખાડો માત્ર નહી પણ ઉંડી ખાહી હતી—સદાકાળની ખરાબીની તે ભય ભરેલી ખીણ હતી—કેટલી ઉંડી તે જરીને ખબર પણ નહી હતી. તેનું તળિયું દેખાતું નહી હતું.

શેઠ મનચેરજી મોટાભાઈના મોટા દીકરાએ તેને ઠગવાની બાજી માડી હતી. જરી આ નાન્હા શેઠના માત્ર બાહારના દેખાવ ઉપરથી ભોળવાઈ હતી. એ સઘળું માત્ર પૈસાનું રૂપેરી રોગાણ હતું, એ માત્ર એક ચલકતો બાહારથી ધોર ચહડાવેલો ગલગોટો હતો, તેની જરીને થોડીજ ખબર હતી.

અદુભાઈએ તેને ખોટી ખોટી ઉમેદોથી ભોળવી હતી. તેને પરણવા અને સુખી કરવા; તેથી ઘણાસરખાં કપડાં અને જરઝવેરથી તેને નેહાલ કરવા—કેમકે જરીને મનથી પેહરવા ઓઢવા કરતાં બીજુ વધારે સુખ કાંઇ નહી હતું—એટલીજ કબૂલાતોથી જરીનું મન ફરી ગયું હતું.

આ લુચ્ચો તેને મનથી લુચ્ચો નહી હતો. પણ તેની સાથ હજીતો પોતાને સેજ ઓળખ થયલી હતી, તે અરસામાં તેણે પોતાને ઘણો ભલો, ડાહ્યો અને કાબેલમાં ખપાવ્યો હતો, અને તેની પાસે પૈસા તો હતાજ, ત્યારે હવે બીજુ બાકી શુ રહ્યું? અકસ્માત મળી ગયાં ત્યાંથી જરીએ તેના ઊપર વિશ્વાસ મુકયો.

તેના બાપની આબરૂ સારી હતી. મનચેરજી વકીલનું નામ મશાહુર હતું. જરીએ તેના વાડી બંગલા, ગાડી ઘોડાની ઘણી વાતો સાંભળી હતી. મનચેરજી શેઠના ધણીયાણી બબે ઘોડાની ચારટમાં બેસીને આવતાં જતાં તે જરીએ દાદરના રસ્તા ઉપરથી ઘણીવાર જોયું હતું.

કોણને એવાં સાસરાં વાસરાં નહી ગમે! કોણને એવી ફાંકડી સાસુની વહુ થવા નહી ગમે? કોણને એવા નામીચા જુવાનની બાયડી થવા નહી ગમે? જેની આટલી બધી વાખવાખી સાંભળેલી, જેની પોતાના માબાપને મોહડે માત્ર વાતો સાંભળેલી, તેમને મળવા, દોસ્તી કરવા, સગાઇ કરવાની આ તક જરીને મનથી મોટાં ભાગ્યની વાત થઇ પડી.

અડછતી સેજ મુલાકાત ઉપરથી અદુભાઇએ દોસતી કરતાં વાર લગાડી નહી. પણ એ દોસતી ઘણાજ થોડા વખતમાં થઈ ગઈ. જરીને ઇનસાફ આપવા કબૂલ કરવું જોઇયે કે આ દોસ્તી ગમે એવી ટુક અને છુપી હતી, પણ એ દોસતી વચે તેણે પોતાની દામાનને કશો ડાઘ લાગવા દીધો નહી હતો. અદુભાઈ પરણે પછી તેની બાયડી થઇ રેહવાનીજ તેની નેમ હતી.

એક ઉછાછળી, નાદાન, ફુલર, કસમજ, અજ્ઞાન છોકરી, લુચ્ચા બેગાના સાથ જરા પિછાણ થવા પછી આમ છેતરાઈ જાય, ઠગાઈ જાય, અંજાઈ જાય, તેનું મગજ ચલિત થાય, એ કરતાં વધારે તેનાથી વકી શી રખાય? પણ ગમે એવી નાદાનીયત છતાં તેણે પોતાની નિર્દોશ્તાને કલંક લાગવા દીધું નહી હતું. અદુભાઇને પરણીને તેની બાયડી થવાની ઉમેદ એ તે પોતાનો કુદરતી હક સમજતી હતી.

પોતાના ઘેરનો શખ્ત જાપતો અને તે જાપતાને લીધે પોતા ઉપર પડતા માર અને ગાળના વરસાદથી બચવા માટે અદુભાઈ ઉપર જરીએ આધાર બાંધ્યો હતો. જે

રાત્રે દીની ડાહીએ તેઓ બંનેને પકડયાં તે દાહડે તે પોતાના માબાપને ઘેરથી જતી રેહવા ઉપર મંડેલી હતી. દીની ડાહીએ તેનો અંતની ઘડીએ હાથ પકડયો તે ગોયા એક ફરેશતાઈ હાથ મળ્યો.

અને દીની ડાહીથી આ કસમજ છોકરીએ પેહલી મોટી શોધ તો એ કીધી કે અદુભાઈ તો પરણેલો હતો, તેની બાયડી જીવતી હતી, બલકે તેને છોકરાં હતાં! અદુભાઈએ જરીથી એ વાત તદન છુપાવી હતી. તે જરીને પેહલીજવાર પરણવાનો હોય એવું તેણે જરીના મનમાં ખોટું ઉતરવા દીધું હતું. પણ જ્યારે તેઓ સંપ કરતાં પકડાયાં ત્યારે દીની ડાહીને મોહડે અદુભાઈની બાયડી વિષે બેવાર બોલાઈ ગયું હતું અને તે બેહુ વખત જરી અચરતાથી ચોંકી હતી.

માટે અદુભાઈ કેવો લુચ્ચો, પાપી, ઠગ હતો, તેની ધારણા જરીને કેવી ઠગવાની અને ઠગીને કેવી ખરાબીનાં ખાડામાં ઉતારવાની હતી, તે વિષે એ વેહમાયલી છોકરીની ખાતરી કરવાનું દીની ડાહીનું કામ ઘણું સેહલ હતું. અદુભાઈ પરણેલો હતો એજ પુરાવો જરીની શુદ્ધિ ઠેકાણે લાવવા માટે બસ હતો.

જરીએ પેહલાંતો એ વાત માની નહી, પણ અદુભાઈ કયાં પરણેલો હતો, તેની બાયડી કોણની દીકરી હતી, તેને કેટલાં બચ્ચાં હતાં, અને વળી તે બિચારી પોતાના ધણીની લુચ્ચાઇઓથી કેવી દુખી હતી, એ સઘળું જ્યારે દીનીએ જરીને સમજાવ્યું ત્યારે તેની પુરતી ખાતરી થઈ અને ખાતરી થતાંજ તે કેવા ભયંકાર ખાડામાં પડવા જતી હતી તેની શોધથી તેનો કમકમાટ અને ધિક્કાર તેને ઘણું દુઃખ દેનારો થઈ પડયો.

"તેં એટલો નહી વિચાર કીધો ઘેલી" ઘેર તરફ પાછાં ફરી પોતાના મોહલાને નાકે વલાણુ લઇને અંદર આવતાં દીની ડાહી જરીની પાકી ખાતરી થવાની તક લઈ તેને શિખામણ દેવા લાગી. "સુધલા બળી, તેં એટલો નહી વિચાર કીધો કે એ તુંને હમણાં કયાં લઈ જતે? તું કયાં રેહતે? અજાણાઓ વચ્ચે કેમ રેહતે? તારાં માબાપને કેવું લાગતે? કેવી તારી ફજીયતી થતે? ને પછી જ્યારે તારા પસતાવાનો વખત આવતે, જ્યારે તેની બાયડી જીવતી છતાં એ સઘળી તુંને ફસાવાની વાત છે એમ જાણતે તો તું કયાં જતે? તુંને કોણ રાખતે? અને તારા કેવા હાલ થતે?"

જરી આ આખે રસતે પોતાના પૂર્ણ પસતાવાને લીધે દીની આગળ ઘણુંજ થોડું બોલી હતી. પોતાના પસતાવાથી તે આખે રસતે રડતી હતી અને અદુભાઇને થોડીક ગાળો દઇને તેને દખમે અને ભસતે મોકલતી હતી તેટલોજ તેનો આવાજ નિકળ્યો હતો. બધો વખત તેણે દીનીની ડાહી વાતો સાંભળ્યા કીધી હતી; અને પોતાના ઘેર તરફ આવી ચુકી ત્યારે તે પુરેપુરી પશેમાન થયલી હતી.

"હવે હું કયાં જાવું? મને ઘેર જવા નથી ગમતું." તેણે દીનીની સલાહ પુછી.

"ઘેરજ જા, ઘેર સિવાએ બીજું કેથે જવું નહી જોઇયે." દીનીએ સલાહ આપી.

"ઘેર જાવું? ઘેરતો મોતનોજ સોદો." જરી ધાસતી કરવા લાગી. "મારો બાપ મારૂં માથું ભાંજવા સારૂં બાવળની ચીર લઇને બેઠો હશે અને જતાંનીવાર મને હવારી ખાઈ મારો જીવ લેશે."

"ગમે તે થાય પણ તારે ઘેરજ જવું જોઇયે."

"આજનો દાહડો મને તારે ઘેરજ સુવા દે દીની." જ્યારે જરી નાહાસી જવા નિકલી હતી ત્યારે દીનીએ પોતેજ તેને અટકાવીને તેને પોતાના ઘેરમાં સુવાડવા માગી હતી, તેવખતે જરી તો "સુખી થવા" નિકલેલી હતી માટે તેણીએ દીની ડાહીને ત્યાં રેહવા ના પાડી હતી, પણ હવે અંહીજ રેહવાના જરી કાલા-

વાતા કરવા લાગી. "મને અંહીંજ રેહવા દે કે જેથી સહવારે મારી મા પુછશે કે ક્યાં ગઈતી તો કેહવાને બની આવે કે કેયે નહી—બસ દીની ડાહીને ઘેર રહીતી."

"નહી, નહી, નહી." દીની કમકમીને ના પાડવા લાગી. "એમ તું કદી રાતે ઘેરની બાહાર બીજાંને ત્યાં રેહછ કે?"

"માબાપની રજાથી સગાંવહાલાંને ત્યાં હું રેહવા જાવુંછ તેજ."

"તે જુદી વાત છે. પણ આતો માબાપની રજા વગર ઘેર છોડીને નિકલી ગઈ તેજ એક ગુનાહ થયો, તેમાં વળી બાહાર રહીને ગુનાહ વધાર ના. તું માબાપથી બીહીને જવા ના પાડેછ, પણ જેમ તું જલદી જશે તેમ તારાં માબાપ ઓછી ફિકર કરશે અને ઓછાં બીજવાશે. જેમ તું વધતી ગેરહાજર રેહશે તેમ તુંને માબાપના કેહરથી બીહવાને વધારે કારણ મળશે."

"ચાલ, તું મારી સાથે ચાલ" હજી તેને પોતાને ઘેર જવા સારૂ આનાકાની કરતી જોઇને દીની ડાહી તેને હિમત આપવા લાગી. "ચાલ હું તારી સાથે આવુંછ. તારા માબાપને હું સમજાવીશ. તેઓ તારા ઉપર જુલમ નહી પાડે એવી રીતે તેઓને સમજાવીશ. પણ તું વખત ના લગાડ. વધારે વાર જશે તો હું તેઓને સમજાવી શકીશ નહી."

---

## પ્રકરણ ૬૯ મું.

## કુવે કુવે ગળ દોરડાં.

દીનીની હિમત ઉપર જરી ઝડપથીચાલી. જરીના પગ હવે થડથડ કંપવા લાગ્યા. એક નોવેમ્બર રૂતુના પીપલ પાન પેરે તેનું આખું હાડ ધ્રુજવા પડયું. તેના સાંધે સાંધા ઢીલા થઇ ગયા. દાદરનો આ પારસી મોહલ્લો કાંઈ મોટો નહી હતો; તે મોહલ્લાને છેડે જીવબાવાંનું ઘર કાંઈ દૂર નહી હતું; પણ જરીને એટલું છેટું ચાલવાનું માઇલના માઇલ દૂર જેટલું ભારી લાગ્યું.

એક કલાક ઉપર જરી ઘેરથી નિકલી ત્યારે અને હમણા તે પાછી ફરી ત્યારે તેના દિલના અને તેના મનના જુસાઓમાં કેટલો બધો ફેરફાર! જરી પોતાનાં જીવબાવાં માબાપને ગાલો દેતી, કડુવા ભરેલા શ્રાપ દેતી નિકલી હતી—હવે તે માબાપને યાદ કરતી, માબાપથી બીહતી, માબાપ વિષે મનમાં કાંઇ પ્યાર સરીખા જુસાથી પાછી ફરી. તે ઘેર છોડીને ગઇ ત્યારે બલેલી, બીજવાયલી, ખૂનપર આવેલી હતી—તે ઘેર પાછી આવી ત્યારે નરમ પડેલી, તાબેદાર થયલી, શાંત થયલી, પશ્ચાતાપથી પૂર આવી. તે આ ઘેરમાં કદી મોહડું નહી દેખાડવાનો ઠરાવ કરીને ગઇ હતી, પણ હવે આ ઘેરમાંથી માબાપની રજા વગર કદી પગ બાહાર નહી કાહાડવાનો ઠરાવ કરીને આવી હતી.

"માબાપની ગાલતો ઘીની નાલ" દીની ડાહી નરમ પડેલી જરીને હવે શિખામણ દેતી લઇ આવી. "ચેડી છોકરી, માબાપના ઠપકા તે તો આશિર્વાદ સમજીયે, માબાપની શિખામણ તે તો સુખ સમજીયે, માબાપની કરેલી શિક્ષા તે તો મીઠું મધ માની લઇયે. માબાપ તે કાંઈ દુશમન છે કે તેમના કડવાં વચનોથી મનમાં આડું લેવું? ઓશડ હંમેશ કડવું હોયછ, પણ કડવું ઓશડ પાછલથી કેવી તનદરોસ્તી અને કેવું સુખ આપેછ! માબાપ ગાલબોલ દેય તે તેટલીજ વારની. તેઓ કાંઇ ખરાબ નિશાથી તેમ કરેજ નહી. કદાચ તેઓની ભૂલ હોય, પણ બચ્ચાનું ભલુ

ણીબુજીને બુરૂં તો કદી કરે નહી. તારાં માબાપ તુને કેવાં ચાહેછ તે આજેજ તુને જણાશે. તું ધારતી હશે કે તારાં જીવખાયાં તારો જીવ ખાશે પણ તેમ નથી. તારી આડી ચાલ ઉપરથી તેઓ તુને હવારી ખાય તો ખોટું નથી, તોપણ હું કહુંછ કે તારાં જતાંની વાર તેઓ તુને ગલે વલગશે અને તુંને મારશે નહી પણ તુને જીવતી જોવા સારૂં પાછી ચાહશે."

અને ખરેખર તેમજ હતું. જરીનાં જતી રેહવાથી તેનાં ઘેરમાંતો ગોખ્યારૂં ચાલી રહ્યું હતું. તેની મા અને બાપે જરીનું બિછાનું ખાલી જોઇને ઘણો ગભરાટ કરીમેલ્યો હતો. તેઓએ પેહલાં તો ઘેરમાં શોધ કરી હતી, પણ જ્યારે ઘેરમાં કેથેથી પણ પત્તો હાથ નહી લાગ્યો ત્યારે તેમની પાકી ખાતરી થઈ કે જરી આજ દિવસના મારથી રાત્રે કેથે કુવો તલાવ કરવા ગઈ ખરી. તે વારે ઘડીએ કુવો પુરવાની ધાસ્તી આપ્યાજ કરતી હતી.

બે જણનો જ્યારે સરખો વાંક હોયછે અને તેથી જ્યારે કાંઇ આડું થાયછે ત્યારે બેહુજણ પોતપોતા વચે લડેછે. તેઓ એક બીજાંનો વાંક કાહાડવા પડી જાયછે. જરી ઘેરમાંથી જતી રેહવા પછી તેના મા અને બાપ એજ પ્રમાણે પેહલાં તો લડવા પડયાં. મા જાઈ બોલી કે બાપે રાત્રે ઘેરમાં આવીને તેને માર માર્યો તેથી તે જીવથી ગઈ. કાનજી બોલ્યો કે જાઇએ તેને અડધો દાહડો માલિયા ઉપર ગોંધી રાખી તેથી તે ગઈ.

જ્યાંસુધી આ વરવહુ મરાતાં ત્યાંસુધી બરભાકુત અને પારપડોશી વચે પડતાં નહી. જીવખાયાંના કુટુંબમાં એવો કજીયો તો રોજનો હતો અને સર્વ સમજતાં કે આજે દારૂ વધારે પડયોછે. પણ દીકરી જેવી દીકરી ઘરમાંથી જતી રહેલી, તો માબાપ પોતપોતા વચે જાજીવાર લડાલડી ચળાવી શકે નહી. માટે જાઇએ થોડીજવારમાં ઓટલા ઉપર બાહાર નિકલીને પોતાની દીકરીને નામે કુટવા માડયું અને હવે અલબતાં મોહલ્લાના લોક સર્વે એકઠાં મળ્યાં.

સર્વેને પેહલો ખ્યાલ એજ ગયો કે જરી કુવામાં પડી હશે. જ્યારે થોડાંક જણ, આ જીવખાયાં માંબાપે અંતે એકનો જીવ લેવા માટે તેમને ઠપકો આપવા પડયાં, ત્યારે બીજાં સમજુ પડોશીઓ જરીને ડુબી મરવાના મોતમાંથી બચાવવાની તજવીજમાં પડયાં. કોઈ દોરડાં લાવ્યાં, કોઈ ફાનુસ લાવ્યાં—તો જોકે રાત પૂર ચંદનીની હતી—અને એ રીતે સર્વે જણ ગળ દોરડાં લઇને જરીને કુવામાંથી કાહાડવા નિકલ્યાં.

મોહલ્લાની પછવાડે સર્વેના વપરાસ જોગ એક ઉંડો કુવો હતો, તેમાં પેહલાં શોધ ચલાવી. પછી વળી નાયગામના રસ્તા ઉપર જરા આગળ ચાલતાં એક તલાવ છે, તેમાં ગળ દોરડાં નાખ્યાં. એ તલાવ તદન જુનું થઈ ગયલું છે. તેમાં પાણી સઘલું લીલથી ભરેલું છે અને તમામ પાંડદાંઓ તલે ઢંકાઈ ગયલું છે. જરી ખામખા અંહી વેર નખાવી દેવા આવે એ માનવા જોગ તો નહી હતું, તોબી શોધમાં નિકળેલાં પડોશીઓ અંહી શોધ કરવાને ચુક્યાં નહી. પણ કેથેથી જરીની લાસ હાથ લાગી નહી.

શોધ કરવા જનાર પારપડોશી માત્ર હતાં. જરીના માબાપ તો ઓટલા ઉપર બેસીને રડતાં અને હાય અફસોસ કરતાં હતાં. થોડાંક બૈરાં તેમની પાસે કુંડાળુંવાળી ઉભેલાં હતાં, જેમાંના કોઈ જીવખાયાં વાળાંને ઠપકો આપતાં તો કોઈ દિલાસો આપતાં હતાં. પણ સર્વે આ વાતમાં તો એક મત હતાં કે જરી ઉપર તેઓ ઘણો જાપતો રાખતાં અને શખતાઈ ચલાવતાં કે જે બચ્ચાં પાળવાની રીત નહી હતી.

"મુવાં ઘેલાંઓ, મારફાર કીધાથી કાંઈ બચ્ચાં શિખતાં ને સુધરતાં હશે?" એકે કહ્યું.

"એ તે શું વાય? રાત ને દાહડો

બૂમ ને બરાડા, ગાળાગાળ ને બસ બચ્ચાં ઉપર મારજ?" બીજાંએ ટપકો આપ્યો.

સાર એકે કાનજી અને જાઇને બચ્ચાં ઉપર ઘાતકી વર્તાઉક રાખવા માટે પુરો પસ્તાવો થયો અને જો "મારી દીકરી પાછી આવે—દાદાર હોરમજ તેને પાછી આપે, તો હવે હું તેને નહી મારૂં." એમ જરીના મા અને બાપ બેહુ ઠગવ કરી રહ્યાં.

માટે જ્યારે દીની ડાહી જરીને સમજાવીને લઈ આવી ત્યારે તેના માબાપ તેને ગલે લગાડીને ખુશી સાથ વધાવી લેશે એવી દીની ડાહીએ જે અટકલ કીધી તે ખોટી પડી નહી. બીજા હાથ ઉપર તેઓ તેના ઉપર કાંઈ જુલમ નહી ગુજારે તે વિષે તપાસ રાખવાનું દીનીનું કામ સેહલ થઈ પડયુ. જરીને દીની સાથે આવતી સામેથી જોતાંજ "આવી, આવી!"—"છે! છે!"—"જીવતી છે!" એવી મોહલામાંથી બૂમ સંભળાઇ અને "બીસો! બધાં જણ બીસતાં જાવો!" એમ સર્વેને આજુબાજુએ ખસાડતી દીનીએ જરીને તેનો હાથ ઝાલી ઓટલા ઉપર ચહડાવી.

આખા મોહલામાં હસવાનું થઈ ગયુ. જેઓ ગળ દોરડાં લઇ તેને કુવાઓમાંથી કાહાડવા ગયાં હતાં તેઓ હસતાં હસતાં પાછાં આવ્યાં. દીનીએ તેઓ સર્વેને પોત પોતાને ઘેર મોકલાવ્યાં. "ચાલો જાવો—ઘેર જાવો. નકામી પારકી પંચાત કરવી" ઈત્યાદી—શબ્દોથી તેમજ સમજુતીથી દીનીએ સર્વેને મોકલી દીધાં અને થોડીવારમાં સઘળું ચુપ થઇ ગયું.

જરીના માબાપ જરીને ખુશીથી ભેટયાં. જ્યાં તેઓએ તેને મુવેલી જોવાની વકી રાખી હતી ત્યાં તેને જીવતી આવેલી જોઇને તેઓ પેહલાં તો ગુસો વિસારીને ખુશી થયાં. દીનીએ પેહલેથીજ તેઓને દમ ભરાવ્યો કે "ખબરદાર જો, કોઈ એને હાથ નહી લગાડે. કોઇ એને કેહ બોલે નહી. હમણા તો એને સુવા દેજો. જે હશે તે સહવારે થઈ રેહશે."

"વાત ઘણી લાંબી છે." દીની ડાહીએ વળી જરીના માબાપના કાનમાં હલુસે કહ્યું. "પણ રાત નાપાક સેતાનની છે, વાસ્તે રાતે કાંઈ વાતજ ના કરતાં. દિવસ દાદાર હોરમજદની છે. દિવસમાં હું આવી તમોને બધી ખબર કરીશ. તેટલાં ખુશી થજો કે તમારી દીકરી કુવામાં પડતી બચીછ અને તબી સાધારણ કુવો નહી, પણ જેહનમનો ઉંડો ગાર તેમાંથી તે બચીછ. તે જીવતી રહીછ ને સુખી થઇછ અને તેના જીવ્યાથી તમો પણ બધાં જીવ્યાંછ એમ સમજજો."

એમ કહી, સમ સોગંદ આપી, જરીને સુવાડી, તેના માબાપ સર્વેને ઠીકઠાક કરી પછી દીની ડાહી મોડી રાત્રે પોતાને ઘેર ગઈ.

દાદરના પારસી મોહલામાં મધરાત પછી સઘલું શાંત થઈ ગયું અને હોલીની પુણેમનું ખુલ્લી બપોર સરખું ચાંદરણું ઘેરો અને મોહલ્લાઓ, બાગો અને ખેત્રો ઉપર સ્થીર શાંતિથી પ્રકાશતું રહ્યું. જરી પોતે થાકેલી હતી માટે જલદીથી ઉંઘી ગઇ. જાઇનું પણ ગાલાગાલી કરતાં, રડતાં કુટતાં અને સેવટે પોતાની દીકરીને ભેટતી વેલા બોલ બોલ કરતાં મોહડું દુખી આવ્યું હતું તેના ઉપર ઉંઘે એક્કો ગલબો કીધો. અને કાહાનજી કાકાએ આજે સુનીની આદરણીનાં જમનમાં બખાના બેવડાં ગ્લાસ ઉડાવેલાં હતાં તેની ઝુમ અને ખુમારીમાં તેવણ પણ જલદી નિદ્રાવશ થઈ પડયા.